# ગ્રંથ પરિચય.

ગ્રંથ અને ગ્રંથકારનું પાંચમું પુસ્તક ગુર્જર વાચક સમક્ષ સાદર કરતાં આનંદ થાય છે. આ પુસ્તકમાળાની યોજના એટલે આવકારે વખણાઈ છે જે જાણી કાર્યકર્તાને મહેનતનો પૂરેપૂરો બદલો મળી ગયો છે. આ ઐતિહાસિક ઉપયોગિતાવાળું પુસ્તક વિદ્વદ્વર્ગ તેમ જ સાધારણ ભણેલા સર્વની પ્રસન્નતા પામ્યું છે એ જ તેના આંતર મહત્ત્વનું સૂચક છે. પ્રતિવર્ષ આવો એક ગ્રંથ બહાર પાડવાની યોજના હમેશાંને માટે જરૂરની રહેશે એમ લાગે છે. હજી તો ઘણા ગ્રંથકારો બાકી છે અને નવા નવા ગ્રંથકારો નીકળતા જાય છે. ગુજરાતી ભાષામાં સરાસરી બસો અઢીસો પુસ્તકો બહાર દર વર્ષે પડે તેમાં વીસ પચીસ નવા ગ્રંથકારો હોવાનો પૂરો સંભવ છે. પાછળના રહેલા અને આવા નવા મળી લેખકોની સંખ્યા વાર્ષિક પ્રકાશન માટે પૂરતી થવાનો સંભવ છે. વધારે જાણીતા અને ઓછા પરિચિત એવા ગ્રંથકારોની હકીકતની ક્રમગૂંથણી પ્રત્યેક પુસ્તકમાં કરવામાં આવે છે ત્યાં વાચનારને રસની ક્ષતિ ન થાય એવી 'રેફરન્સ' માટે અતિ મહત્ત્વના ગ્રંથમાળા વર્નાક્યુલર સોસાઈટી તરફથી પ્રસિદ્ધ થાય છે એથી ભ્યાને સંતોષ થાય એ સ્વાભાવિક છે.

આ માળાના પ્રત્યેક પુસ્તક પેઠે આ પુસ્તકમાં પણ ખાસ આકર્ષણો : ગુર્જર સાહિત્યનું સિંહાવલોકન, છેલ્લા વર્ષની ઉત્કૃષ્ટ કૃતિઓ તેમ જ માસિકોના મહત્ત્વના લેખોની સૂચી એ હમેશ મુજબની વાનગીઓ છે. તે ઉપરાંત ગુજરાતી ભાષાના ગ્રંથોની સાલવારી એ ગુજરાતી સાહિત્યની પ્રગતિપર નવીન પ્રકાશ પાડનાર લેખ ગણાય. ગુજરાતી ભાષાના સાહિત્યનું અતિ મહત્ત્વનું અંગ-પરિપૂર્ણ કોશ—તે હજી પ્રસિદ્ધ થયો નથી, એ કાર્ય ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ પાર પાડવાનું માથે લીધેલું છે પણ અનેક મુશ્કેલીઓને લઈને તે કામ આગળ વધી શક્યું નથી. નાણાંની સગવડ તેમ જ કામ પાર પાડવાની ખંત છતાં એ કામ ઉત્તમ રીતે થાય એ અપેક્ષાએ જેમ તેમ ઉકેલી લેવા મન થતું નથી. આ કામને લગતો લેખ શ્રીયુત [illegible]નાથ ગૌ. વ્યાસે લખ્યો છે જે આ પુસ્તકની વિશિષ્ટતા છે. માત્ર ગ્રંથકારોની હકીકત અને તેમના પુસ્તકોની વિગત ઉપરાંત સોસાઈટીની પ્રવૃત્તિઓ તેમ જ ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષની સામગ્રીઓ સંગ્રહી રાખવા જેવી હોય તે પ્રતિવર્ષ આ પુસ્તકમાં મુકવાની પ્રથા પાડી છે જેને અંગે એની લોકપ્રિયતામાં વધારો થવાની આશા રહે છે.

માત્ર નાણાં ખર્ચવાની શક્તિ અને કામ કરવાની ઇચ્છાવડે આ ગ્રંથ સરખા પુસ્તકોની સફળતા સિદ્ધ થતી નથી. ગ્રંથકારો અગર તેમના સંબંધીઓનો સંપૂર્ણ સહકાર મળે તો જ એ પ્રયોજન યથાયોગ્ય થાય. તે માટે ગુજરાતી ભાષા તેમ જ સાહિત્યના શુભેચ્છકોને બનતી સહાયતા આપવા નમ્ર વિનતિ છે. નાના મોટા સર્વ ગ્રંથકારોને અહીં સ્થાન મળે અને કોઈ લાયક લેખક અંધારામાં ન રહી જાય એ સંચાલકોની તીવ્ર ઇચ્છા છે અને એ ફળીભૂત થવા યથાશક્તિ પ્રયાસ કરવામાં આવે છે એ વાચનાર જોઈ શકશે.

અમદાવાદ,<br>તા. ૪-૧૦-૩૪ } વિદ્યાબહેન ર. નીલકંઠ



# પ્રસ્તાવના

ગુજરાતી ભાષાના કોશો વિષે અને તેની સંપૂર્ણ હકીકત એકઠી કરી એક વિસ્તૃત લેખ, એ કાર્યમાં, જેમનું જીવન ઘણેખરું વ્યતીત થયલું છે, તે, ઇંગ્રેજી ગુજરાતી સ્ટાન્ડર્ડ ડિક્ષનેરીના પ્રયોજક શ્રીયુત વિઘ્નરાય ગોવર્ધનપ્રસાદ વ્યાસે, લખી આપ્યો છે તે માટે તેમનો હું અત્યંત આભારી છું.

મારો ઉદ્દેશ તો ગુજરાતી કોશનું સંપાદન કાર્ય કેમ થવું ઘટે, તેની રચનામાં આવશ્યક સાધનો ક્યાં ક્યાં છે? તેમાં શી શી અડચણો નડે છે, તે માટે કેવી તૈયારી કેવી જોઈએ? અગાઉ જુના કાળમાં કોશ લખાતા તેનું ધોરણ શું હતું? અર્વાચીન કોશ જુની પદ્ધતિથી ક્યાં જુદા પડે છે? અને એક આદર્શ કોશ કેવો હોય એ સઘળા મુદ્દાઓ ચર્ચતો લેખ તૈયાર કરવાનો હતો અને અમુક મિત્રોને તે સમય યોગ્ય પણ હતું.

તેની ભૂમિકા તરીકે પ્રસ્તુત લેખ ઘણો ઉપયોગી થશે.

છેલ્લા સો સવાસો વર્ષમાં ગુજરાતી ભાષામાં હજારો પુસ્તકો પ્રગટ થયલાં છે, તેમાંથી જે મહત્વનાં અને કિંમતી લાગ્યાં તેની માહિતી આપવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. એ માહિતી સાહિત્યના અભ્યાસીને કેટલીક રીતે ઉપકારક થઈ પડશે.

શ્રીયુત બચુભાઈ રાવત તો "ગ્રંથ અને ગ્રંથકાર" કુમાર કાર્યાલયનું એક પ્રકાશન હોય એવી મમતાથી તેમાં હમેશાં સહાયતા આપતા રહ્યા છે, તેમજ તે માટે જે લેખ દર વખતે લખી આપે છે, તે થોડો મૂલ્યવાન હોતો નથી.

શ્રીયુત દેશળજી પરમાર નવા કવિઓમાં આગળ પડતા છે, અને એમની કાવ્યમીમાંસા હમેશ ગંભીર અને મનનીય માલુમ પડે છે. વર્ષની ઉત્તમ કવિતાની એમની પસંદગી, એટલી જ કાળજીથી અને વિવેકપૂર્વક થયલી જોવામાં આવશે.

લેડી વિદ્યાબહેન, આ પ્રકાશનમાં સક્રિય રસ લઈ રહ્યાં છે, એ એમના દરેક ગ્રંથના પરિચયના લેખ પરથી લક્ષમાં આવશે.

હું ઇચ્છું છું કે આવા સહૃદયી સહાયકોનો સહકાર આ ગ્રંથના સંપાદનમાં મને વધુમે વધુ મળતો રહે.

ગુ. વ. સોસાઈટી,
અમદાવાદ,
તા. ૨૧-૯-૧૯૩૪

હીરાલાલ ત્રિ. પારેખ
સંપાદક

## અનુક્રમણિકા

# સન ૧૯૩૩ નો સાહિત્ય પ્રવાહ



મોટા મોટા પુસ્તકોની દૃષ્ટિએ તેમજ સાહિત્ય સૃષ્ટિમાના મ્હોટા બનાવોને લઈને સન ૧૯૩૩ નુ વર્ષ ગુજરાતી સાહિત્યના ઈતિહાસમા મહત્વનુ સ્થાન લે છે એ વર્ષના પ્રકાશનો અવલોકતા આપણે જોઈ શકીએ છીએ કે સાહિત્યના જુદા જુદા અગોમા આપણા જાણીતા અને પ્રતિષ્ઠિત લેખકોમાના ઘણાખરાએ, ન્હાનામોટા સૌએ કિમતી અને મહત્વનો ફાળો આપેલો છે, અને તે પુસ્તકો જેમ નવીન તેમ વિચારણીય માલુમ પડે છે

વળી શતાબ્દી ઉત્સવો, પોણી શતાબ્દી નિમિત્ત અભિનંદનો, અગીઆરમી સાહિત્ય પરિષદની બેઠક લાઠીમા અને સાતમી પૌર્વાત્ય કોન્ફરન્સનુ અધિવેશન વડોદરામા એ સર્વ પ્રસગો અને બનાવો વર્ષ દરમિયાન ગુજરાતી જનતાનુ વિશેષ ધ્યાન ખેચી રહ્યા હતા, અને તે આનુ સાહિત્ય પ્રવાહમા ભરતી આણનારા તત્ત્વો હતા એમ આપણે કહી શકીએ

આપણો અર્વાચીન સાહિત્યયુગ વાસ્તવિક રીતે કવિ દલપતરામથી શરૂ થાય છે, પણ તેને નવુ દૈવત અને ઓજસ, પ્રેરક ભાવવાહિતા અને લાગણીનો તનમાટ, વિષયની નવીનતા અને વિવિધતા અર્પવાનો યશ કવિ નર્મદાશકર જ ખાટી જાય છે, એટલુ જ નહિ પણ એક પ્રભાવશાળી કવિ અને પ્રતાપી ગદ્ય લેખક, આદિ કોશકાર અને કુશળ ઇતિહાસ નવીશ તરીકે કવિ નર્મદાશકરનુ સ્થાન ગુજરાતી સાહિત્યમા ઉંચુ અને અનોખુ છે ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષ અર્થે એમને જે તમન્ના હતી અને તેની સિદ્ધિ પાછળ ફકીરી ધરી હતી તે, તેમજ એમની એ સાહિત્ય સેવા વૃત્તિ અપ્રતિમ અને અનુકરણીય હોઈને એમના માટે આપણામા અત્યત માનની લાગણી ઉદ્‌ભવે છે કવિ નર્મદાશકર આપણે ઇગ્રેજી સાહિત્યના ઓગસ્ટન યુગના સર્વશ્રેષ્ઠ સાક્ષર ડૉ જોન્સનનુ સ્મરણ કરાવે છે, અને એમને બોસ્વેલ જેવો સાથી અને અનુયાયી મળ્યો હોત અને એમનુ જીવનવૃત્તાત આલેખ્યુ હોત તો તે કાઈ નવીન પ્રકાશ, એ સમયના સાહિત્ય જીવન પર પાડત, નર્મદ જયતિ પ્રસગે બોલવા ઉભા થતા એક વખતે સ્વર્ગસ્થ ગ સા જમિયતરામ શાસ્ત્રીએ કવિને સમાને સાહિત્ય રસિક અને વિદ્વા-

નોનો ડાયરો જામી રસાકસીભરી સાહિત્ય ચર્ચા થતી તેના ઉદાહરણરૂપ લાગણી શબ્દ કવી રીતે પસંદ કરવામા આવ્યો તેનો વૃત્તાત આપ્યો હતો. કવિએ એમનુ આત્મ ચરિત્ર થોડુક-લખી રાખીને એ ઉણપ કંઈક અંશે પૂરી પાડેલી છે, અને આ શતાબ્દીના વર્ષમા એ આત્મવૃત્તાતનુ પુસ્તક, સટીક અને ઉપયુક્ત પરિશિષ્ટ સહિત, જાણીતા "ગુજરાતી" સાપ્તાહિકના તંત્રી, નટવરલાલે પ્રસિદ્ધ કરી, એ પત્રે કવિ નર્મદનુ ઘણુખરૂ લખાણુ પૂર્વે ઉપલબ્ધ કરી આપ્યુ છે, તેમા અપૂર્વ ઉમેરો કર્યો છે, એમ કહેવુ પડશે.

સન ૧૯૩૩મા કવિ નર્મદનો જન્મ થયે સો વર્ષ પૂરા થતા હતા; અને આપણા એ યુગનિર્માતાની શતાબ્દી ગુજરાતી પ્રજાએ યોગ્ય રીતે અને કૃતજ્ઞતાપૂર્વક ઉજવવી જોઈએ, એવો સંકલ્પ ગુજરાતી સાહિત્ય પરિષદના ઉપ-પ્રમુખ અને આપણા એક પ્રતિભાશાળી અને આગેવાન લેખક શ્રીયુત કનૈયાલાલ મુનશીએ જેલમા રહે રહે કરી, તે સારૂ એક સુદર કાર્યક્રમ યોજ્યો હતો, શ્રી કનૈયાલાલ મુનશીનો સંકલ્પ એટલે રા. ચંદ્રશંકરના શબ્દોમા કહીએ તો કાર્ય સિદ્ધિ, અને જે પ્રમાણે એ ઉત્સવ ગુજરાતમા સ્થળે સ્થળે ઉજવાયો તે જોઇને આપણે કહી શકીએ કે તે એના પ્રયોજકની કાર્યકુશળતાની સાક્ષીરૂપ છે એ નિમિત્તે જે સાહિત્ય પ્રકટ થયુ છે, તે પણ એ પ્રસગને શોભતુ, વિધવિધ દૃષ્ટિવાળુ અને માહિતીપૂર્ણ જણાયુ છે. નર્મદ શતાબ્દી સમિતિએ પ્રસિદ્ધ કરેલ નર્મદ શતાબ્દી સ્મારક ગ્રથ અને નર્મદ ચિત્રાવળી, અને ગુજરાત સાહિત્ય સભાએ, શ્રીયુત વિશ્વનાથ મગનલાલ ભટ્ટ પાસે લખાવેલુ 'વીર નર્મદ'નુ પુસ્તક, કવિ જીવનપર સારો પ્રકાશ પાડે છે અને કવિની કીર્તિને ઉજ્જવળ કરતા એ પ્રકાશનો એ મહાન પુરુષને ઉચિત અને ભાવભરી અજલિ અર્પે છે.

એ અવસર સારૂ શ્રીયુત મુનશીએ એક લેખ લખવા માડયો પણ એમની મનની સ્થિતિ એટલી ઉત્કટ લાગણીવાળી, કવિના વિચારોમા તલ્લીન બની રહી હતી, કે એ લાગણીના પ્રવાહમા ખેચાઈ, એમાથી અનાયાસ એક પુસ્તક તૈયાર થઇ ગયુ, અને એ પુસ્તકમાથી થોડીક વાનગી આપણને પ્રાપ્ત થયલી છે. સદરહુ પુસ્તક બહાર પડે કવિ નર્મદ અને નર્મદ યુગ વિષે તે મનનીય થઇ પડશે, એ વિષે અમને શકા નથી

કરસનદાસ મૂળજી જાતના કપોળ વણિક હતા; ન્હાનપણમા અનાથ થઈ પડયા હતા; પણ સ્વાશ્રયથી આગળ વધી સારી પ્રતિષ્ઠા અને આબરૂ

મેળવ્યા હતા એક સાહિત્યકાર તરીકે એમની સેવા પ્રશસ્ય છે, પણ એમની નામના એક પત્રકાર તરીકે અને તેથી વિશેષ જબરજસ્ત અને સાહસિક સુધારક તરીકે પ્રસરેલી છે

વિધવાવિવાહનો કાયદો તા ૨૫ મી જુલાઈના રોજ અમલમા આવ્યો તેની ઉજવણી સાથે કરસનદાસની જન્મતિથિ પણ અગાઉ વર્ષો વર્ષ સભાઓ ભરીને ઉજવાતી, અને તે સભાઓમા એમના સુધારાના કાર્યોની, એમનો જાહેર જુસ્સો અને હિંમત, સાહસ અને વીરતા જીવનમા કટોકટીના પ્રસંગોએ એમણે બતાવી હતી, તેની મુક્તકંઠે પ્રશંસા થતી મહીપતરામ પછી સમુદ્ર પ્રયાણ કરનાર ગુજરાતીઓમા એ બીજા બહાદુર નર હતા એમણે તે પ્રવાસનુ એક પુસ્તક લખેલુ છે તે અને એમનુ અન્ય લખાણ માહિતીવાળુ અને પ્રબોધક માલુમ પડશે મુંબાઈએ, જ્યા એમની પ્રવૃત્તિ, વિશેષ કરીને હતી, એમની શતાબ્દી ઉજવવાની પહેલ કરી તે યોગ્ય થયુ હતુ અને એમા ગૌરવભર્યું એ હતુ કે એ શતાબ્દી સમિતિ વડોદરા નરેશ શ્રીમંત મહારાજા સયાજી રાવને, જેમણે સમાજ સુધારા પ્રત્યે બહુ સ્તુત્ય કાર્યો આરંભેલા છે,-પ્રમુખ તરીકે મેળવી શકી હતી

ઘણા વર્ષો ઉપર કરસનદાસના લખાણોના પુનરુદ્ધાર કરવાનો પ્રયાસ સ્ત્રીબોધના તંત્રી શ્રીયુત કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇએ કર્યો હતો અને જ્ઞાનવર્ધકમાળાના સયોજક અને સંપાદક શ્રીયુત છગનલાલ મહેતાનો સહકાર મેળવી એમનુ "નીતિવચન" નામનુ પુસ્તક ફરી પ્રગટ કર્યું હતુ. તેમા શ્રીયુત કેશવપ્રસાદે કરસનદાસનો પરિચય કરાવતો એક ચરિત્ર લેખ, તેની પ્રસ્તાવનારૂપે, લખ્યો હતો, તે ઉપયોગી હોઇ અન્યત્ર ચાલુ ગ્રંથકાર ચરિતાવળીના 'વિશેષ વિભાગ'મા આપ્યો છે

સમાજ સુધારાના ક્ષેત્રમા કરસનદાસના જમાના પછી આપણો સમાજ ખૂબ આગળ વધેલો છે, એટલે એમના કાર્યો આજની પ્રજાને સામાન્ય અને પરિચિત લાગશે, પણ તે કાળે એ સુધારાના કાર્યો ઉપાડી લેવામા એમણે જે વિટંબણાઓ વેઠી હતી, જે કષ્ટો સહન કર્યા હતા, અને તેની પાછળ કાંઈ પણ જોખમે અને ચિવટપણે વળગી રહીને એમણે એમનુ ખમીર બતાવ્યુ હતુ, તે કોઈપણ સ્થળે અને કોઇપણસમયે પ્રજાના આદરપાત્ર થાય

સ્વર્ગસ્થ એચ. એમ પી. લેલીએ કરસનદાસ મૂળજી વિષે ગુજરાત

કૉલેજની લિટરરી ક્લબ સમક્ષ વ્યાખ્યાન આપતા એમને વીરપુરુષ તરીકે સંબોધ્યા હતા એ અક્ષરશઃ સાચુ હતુ

પૂર્વજોને અંજલિ અર્પવાની પ્રથા આપણે અહિં પુરાતન કાળથી પ્રચલિત છે અને તે યોગ્ય છે વર્ષના એક દિવસ એમનું શ્રદ્ધાપૂર્વક અને પૂજ્યભાવથી સ્મરણ કરીએ એ એમના વંશજો અને વારસોનુ, અમે માનીએ છીએ, કે, પરમ કર્તવ્ય છે.

વળી ગુરૂ પૂર્ણિમા ઉજવવાનો વિધિ સામાન્યત જોવામા આવે છે, અને ન્હાનપણથી આપણા બાળકોને શિખડાવવામા આવે છે કે તારા માતપિતાને અને વડિલને માન આપ, તેમની પૂજા કર. આમ વડિલો અને ગુરુ પ્રતિ પૂજ્યભાવ અને કૃતજ્ઞતાની લાગણી દાખવવાની આજ્ઞા આપણા ધર્મગ્રંથોએ પરાપૂર્વથી કરેલી છે

પાશ્ચાત્ય દેશોમા પણ એમના અગ્રેસર પુરુષો અને વિદ્વાનોનુ સન્માન અને કદરસનાશી વિધવિધ રીતે કરવામા આવે છે; તેની વિગતોમા આપણે નહિ જઈએ, પણ ત્યાના પ્રતિષ્ઠિત અધ્યાપકોનુ સન્માન એમનુ શિષ્ય મંડળ, મિત્રો અને પ્રશસકો યોગ્ય સમયે પ્રેમાજલીરૂપે એક ભેટ પુસ્તક યોજીને કરે છે; એમા ગુણપૂજન અને ગુણગ્રાહકતાની સાથે સાહિત્યસેવાનો હેતુ પણ રહેલો હોય છે.

આપણા ઇલાકામા એ પ્રકારનુ સન્માન સન ૧૯૨૧મા ડૉ સર રામકૃષ્ણ ગોપાલ ભાડારકરનુ કરવામા આવ્યુ હતુ; એટલુજ નહિ પણ એમને પ્રિય એવી સંશોધન વૃત્તિ અને પુરાતત્ત્વના અભ્યાસને ઉત્તેજન મળે એ ઉદ્દેશથી, એવુ એક સશોધન મંદિર અને અભ્યાસગૃહ એમનુ નામ તેની સાથે જોડીને, સ્થાપ્યુ હતુ, તે સસ્થા એમનુ જીવન કાર્ય આજે બહુ સારી રીતે આગળ વધારી રહી છે

તે પછી આપણે અહિં એવા બીજા સમારંભો થયા છે, જેવા કે, નમંન્ત ગજત મહોત્સવ, કવિ ન્હાનાલાલ સુવર્ણ મહોત્સવ, શ્રીયુત ખબરદાર કનૅટોસન; પણ એ સૌમા શ્રીયુત નરસિંહરાવ અને દી. બા. કેશવલાલ ભાઇ, એમના પોણોસોમા વર્ષમા પ્રવેશ કરતા એ બનેને અભિનદન આપવાના પ્રસગો યોજાયા હતા તે વિશિષ્ટ પ્રકારના છે, તેઓ પોણોસોમા વર્ષમા પ્રવેશ કરે છે એ બિના જાહેર થતા, આનંદ અને ઉત્સાહભર્યા,

અભિનંદનના ઉદ્ગારો, ચારે તરફથી સ્વયંભૂ પ્રકટી ઉઠયા હતા, તે એ બે વિદ્વાનો પ્રત્યે ગુજરાતી જનતાના અગાધ માન અને આભારની લાગણીના સૂચક હતા. લગભગ પચાસ વર્ષ થયા તેઓ એકનિષ્ઠાથી સાહિત્ય સેવા કરતા રહ્યા છે, અને તે સેવા જેમ અપૂર્વ તેમ કિંમતી છે. પંચોતેરમે વર્ષે પણ તેઓ આપણને એમની ઉત્તમ કૃતિઓ, એમના પરિપકવ વિચાર અને બહોળા જ્ઞાનનો નિષ્કર્ષ, આપવાનુ ચૂકયા નથી.

પંદરેક વર્ષપર શ્રીયુત નરસિંહરાવને મુબાઇ યુનિવરસિટિએ વિલ્સન ફાઈલોલોજીકલ લેકચર્સ આપવાને નિમંત્રણ કર્યું હતુ. એ એક અસાધારણ માન હતું. અને વ્યાખ્યાતાએ પોતાના વિષયને સંપૂર્ણ ન્યાય આપ્યો છે એમ કોઈપણ તે વ્યાખ્યાનનુ પુસ્તક જોનાર કહેશે. એ વ્યાખ્યાનનો એક ભાગ સન ૧૯૨૫મા પ્રસિદ્ધ થયો હતો, અને અધુરો રહેલો બીજો ભાગ આ વર્ષે બહાર પડયો હતો. ગુજરાતી ભાષા સાહિત્યને લગતા પુસ્તકોમા એ એક મંગીન અને ઉત્તમ પુસ્તક છે એમ કહેવામા અમે અતિશયોક્તિ કરતા નથી. એમના ભાષાશાસ્ત્ર વિષેના વિચારો વિષે અમે કાંઈ અભિપ્રાય આપી શકીએ એમ નથી પણ એમણે ફ્ટ્ટા વ્યાખ્યાનમા ગુજરાતી માહિત્યનુ ઐતિહાસિક દિગ્દર્શન વિદ્વતાભર્યુ કરેલુ છે; તે મનનીય માલુમ પડશે; પણ એમાના કેટલાક અભિપ્રાયો વિષે અમને ભીતિ છે કે તેના અભ્યાસીઓમા મતભેદ રહેવાનો.

પ્રાકૃત ભાષાના વિકાસ અને ઉત્ક્રાંતિ વિષે ડો. સર રામકૃષ્ણના વિલ્સન ફાઈલોલોજીકલ વ્યાખ્યાનો જેમ સર્વમાન્ય અને અભ્યાસ યોગ્ય નિવડયા છે તેમ શ્રીયુત નરસિંહરાવના ગુજરાતી ભાષા ને સાહિત્ય વિષેના વ્યાખ્યાનો—બે પુસ્તકમા—એ વિષયના અભ્યાસીને અવશ્ય માર્ગદર્શક અને મદદગાર થઇ પડશે, તે સબધમા એક ન્હાની પણ નોંધવા જેવી બીના એ છે કે શ્રીયુત નરસિંહરાવે મદદરૂ વ્યાખ્યાનોનુ પુસ્તક એમના ગુરુ ડો. સર રામકૃષ્ણ ભાડારકરને અર્પણ કર્યું છે. એ ગુરુદક્ષિણા પાછળ રહેલો શિષ્યનો પૂજ્ય ભાવ ખાસ આદરણીય છે. એવા કૃતજ્ઞી શિષ્યને કોણ ન પ્રશંસે?

સન ૧૯૩૩માં પ્રસિદ્ધ થયલુ એમનું બીજુ પુસ્તક 'વિવર્ત લીલા' એ નવીન કૃતિ નથી; પણ 'વસન્ત'મા અગાઉ "જ્ઞાનબાળ"ની સંજ્ઞાથી એમણે ૧૯ લેખો લખ્યા હતા તે પુસ્તકાકારે એમા સંકલિત કર્યા છે.

એ લેખો પ્રકટ થવા માડયા ત્યારથી તેની નિરૂપણ શૈલીની નવીનતા અને એની વિચારસરણીની વિવિધતા અને સચોટતાને લઈને ઘણાનુ ધ્યાન એ લેખો પ્રતિ ખેંચાયુ હતુ

એ લેખન શૈલી નિબંધના સ્વરૂપને અનુરૂપ નહોતી, તેમ તે અસંબધ છૂટાછવાયા વેરાયલા પડેલા એકલા વિચાર પુંપો પણ નહોતા. એ વિચારોની પાછળ કાઇક આતરિક સકલના દષ્ટિગોચર થાય છે, પણ તે હેતુ પુરસરની નહિ હેતુરહિત બહાર મોજની ખાતર ફરવાને નિકળી પડીએ, અને મજન દરમિયાન આસપાસના દશ્યો, પ્રાકૃતિક અને સૃષ્ટિસૌન્દર્યના અવલોકને કોઈ કાઇ વિચારો સ્ફુરી આવે અને એક વિચારમાથી બીજા વિચારમા ઉતરી પડીએ, તેમા સળગતા ન જણાય, છતા છેવટે કોઈ પ્રકારના વિચાર કે ભાવનાના સૂત્રથી સકળાયલા તે માલુમ પડે છે, લેખક કલમ સાથે રમતા ન હોય એમ-જેમ કવિવર ટાગોરે કલમ સાથે રમત રમતા આતરના ભાવોને વ્યક્ત કરતા સુદર ચિત્રો ઉપજાવ્યા—એકાદ વિચાર સ્ફુરી આવતા અન્ય વિષયોમાથી તેને અનુરૂપ અને પોષક વિચારોની ફુલગુથણી કરી આ લેખો ઉપજાવ્યા છે. અને તે વિચારોત્તેજક તેમ સુરેખ માલુમ પડે છે ઉપર કહ્યુ તેમ એ વિચાર શૈલી રસળતી (rambling) પણ વૈવિધ્યવાળી, ચિતન ભરી પણ કઠિન નહિ, અને તે વાચકને જરૂર આકર્ષશે. તેનો ખ્યાલ આવવા નમુનારૂપે એમાથી એક ફકરો ઉતારીશુ —

"પણ અભિનયની મદ શક્તિ કરતા પણ વિશેષ, શતગુણ, સહસ્રગુણ, મૂકશક્તિ સગીતની નિર્વિવાદ સ્વીકારાએ અર્થયુક્ત વાણીમા પૂરાયલુ સગીત નહિ, પ્રયોજિત સગીત નહિ, પણ અમિશ્ર સંગીત, નાદના વિલક્ષણ સ્વરૂપ વડે જ સમર્થ અમર કરે છે, તે શક્તિનો અર્થયુક્ત વાણી જોડે સબન્ધ કરો નથી, અર્થનિયુક્ત નાદ તે જ હેની સામગ્રી છે. માટે જ એ વિશિષ્ટ અર્થમા જ, હુ એ શક્તિને મૂકશક્તિ અહિ કહુ છુ. (ભાષામા શબ્દશક્તિ જોડે આમ રમત રમવી એ દોષ ગણાય તો ઉપાય નથી, માનવ વાણીનુ અસામર્થ્ય મ્હને આમ પ્રવૃત્ત કરે છે.)

મ્હને સંગીતની આ અલૌકિક શક્તિ ઉપર બહુ શ્રદ્ધા છે. મલિન સસારના રાગદ્વેષ, હર્ષશોક,

કનડે કપરા જનમકળના,
વળી દુષ્ટ વિકાર અમગળતા,
અહિં પાર્થિવ જીવનને વળગ્યા,
સહુ દુઃખદ જે ન રહે અળગા,

એનો અતિ કર્કશ નાદ વિલુપ્ત કરવાનું સામર્થ્ય એ સંગીતશક્તિમાં છે ગાથી કે તે હું જાણતો નથી, જાણવાને ઇચ્છતો નથી, એ સંગીત આ લોકમાં ઉત્પન્ન થાય છે જીના પરજીવનના દીપ્તિમય દર્શન કરાવવાને સમર્થ છે, તેથી લાગે છે કે હેનું સ્થૂળ શરીર ભૌતિક છે, પણ સૂક્ષ્મ શરીર કોઇ દિવ્ય પદાર્થનું જ બનેલું હશે આ માનવજીવનમાં અમગળ અંશોને લુપ્ત કરવાની સંગીતની શક્તિ એક સામાન્ય અંગ્રેજી ભાવગીતની ધ્રુવપંક્તિમાં સરસ રીતે સૂચવાઈ છે

Singing sweetens every life and has no thought of wrong

"સહુ જનના જીવનને મધુર બનાવે મનોજ્ઞ સંગીત,
જેમાં લવ નવ નમતો અપકારવિચાર કાંઈ પણ રીત"

ટેનિસને પણ આ સંગીતશક્તિને પોતાની તરફથી પ્રમાણ આપ્યું છે

The woods were filled so full with song,
There seemed no room for sense of wrong
("The Two Voices")

"વનમાં સંગીત બધે હેતુ ભરિયું રહ્યું'તું ભરપૂર,
અપરાધભાવને ત્યહાં સ્થાન ન દીસે કહિં જ તનપૂર"

આથી પણ વિશેષ સામર્થ્ય સંગીતનું બીજી દિશામાં પ્રવર્તે છે 'સ્નેહીઓના સહજીવન' વિશેના લેખમાં માનવ પ્રાણીની પરસ્પર વિયુક્ત દશા વિશે ચર્ચા થયેલી વાચી જોઈ, હેમાં એક કલ્પના આમ છે – પ્રત્યેક માનવવ્યક્તિનું હૃદય અમુક મર્યાદાની પાર આત્મનિયન્ત્રિત રહી એક અપ્રાપ્ય દ્વીપરૂપ રહે છે, હૃદય હૃદયની આસપાસ અગમ્યતાનો સાગર વીંટાઇ વળેલો હોય છે, અને એક દ્વીપમાથી બીજા દ્વીપમાં હૃદયધ્વનિ સામુદ્રધુની ઉપર થઈને પેલી પાર પ્હોંચતા પ્હોંચતામાં ઝાંખા થઇ જાય છે, બદલાઈ જાય છે, અને માત્ર પરસ્પર ગેરસમજ ઉત્પન્ન થાયછે, કાંઈ નહિ તો પરસ્પર એકતાનતા તો સધાતી નથી જ હાવા હૃદયદ્વીપોને જોડ-

નાર સેતુનું સ્થાન આ અલિપ્ત સંગીત લેઇ સકે છે. પરસ્પર હૃદયબોધ થવામાં અંતરાયરૂપ અનેક સાગરતરંગો એ સૂક્ષ્મ તત્વથી બંધાયલા સેતુને ભંગ નથી કરી સકતા. સંગીતનો દીવ્ય ધ્વનિ પ્રગટ થયો, હેના સ્વરોની અદ્‌ભુત કમાનો રચાઈ, એટલે આપોઆપ હૃદય હૃદય વચ્ચે સંયોગ થઇ જાય છે,—જે અન્ય સાધનથી થતો નથી. પણ આ અદ્‌ભુત પરિણામ બન્ને પક્ષના હૃદયની તત્પરતા ઉપર આધાર તો રાખે જ છે; તેમજ સંગીતની અલૌકિકતા ઉપર પણ આધાર છે.

હાલ આપણા દેશમાં રાષ્ટ્રિય પ્રશ્નોને સંબન્ધે આપણા સ્વદેશબંધુઓમાં જે અસાધ્ય હૃદયભેદ થયો છે તે ભેદ સાધવાને, હૃદયદ્વીપોને જોડનારો સેતુ બાંધનારું કોઇ અલૌકિક સંગીત પ્રગટ નહિં થાય? હાલના સમયના વિશ્વવ્યાપિ મહાવિગ્રહમાં માનવ પ્રજાઓમાં પ્રચંડ વિચ્છેદ થયો છે, તે મટાડવાને દિવ્ય સંગીતની ઘોષણા સ્વર્ગનાં ઊંચાં દ્વારોમાંથી પ્રગટ નહિં થાય?—મ્હને ઘણીવાર કાંઇક ઘેલી ઉર્મિ થઈ આવે છે કે હું આકાશમાં ચઢું ને હેવી અલૌકિક સંગીતઘોષણા કરી સકું કે સર્વ માનવજાતિ એકાએક શાન્ત, સ્તબ્ધ થઈ જાય, શસ્ત્રો પડી જાય, અન્યોન્ય ઐકય થઈ જાય :

" સુણી જે વશવર્તિ બની દરતા

હરણાંસમ અબ્ધિતરંગ બધા." હેવું પરિણામ આવે.×

ઘણા વર્ષો પૂર્વે સ્વર્ગસ્થ દયારામ ગિદુમલ અમદાવાદ સેસન્સકોર્ટના જડજ હતા ત્યારે તેઓ અમદાવાદ સ્ટુડન્ટ બ્રધરહુડના પાંચ સભ્યોને દર રવિવારે કવિ ટેનિશનનું જાણીતું " ઇન મેમોરિયમ " કાવ્ય શીખવતા. આખા કલાકમાં એક કે બે કડીઓ પૂરી વંચાતી નહિ પણ તે પર એમાંથી એક કેન્દ્રિત (Central વિચારને લઇ, તેના જુદા જુદા શબ્દો, શબ્દ સમૂહો ઉપમા ઉપર પોતાના બહોળા વાચનમાંથી બંધબેસ્તા ઉદાહરણો આપી એટલી સ્પષ્ટતાથી વિવેચન કરતા કે તેનું તારત્મ્ય ઝટ સમજાતું, અને તે વિવરણ આનંદદાયક તેમ વિચારશક્તિને વિકસાવનારૂં થઈ પડતુ. જેઓએ એમનું Leaves from the diary of a Hindu devotee નામનું પુસ્તક વાંચ્યુ હશે તેમને એ પ્રવચન શૈલીનો કાંઇક ખ્યાલ આવશે. લન્ડનના સનડે ટાઇમ્સમાં ઈ. વી. લ્યુકાશનું પ્રતિ અંકમાં (The wanderer's note

× વિવર્તલીલા પૃ. ૧૪-૧૬.

book ) એ મથાળા હેઠળ એક તદન ઉપરોક્ત લેખન શૈલીનુ, એકાદા વિષયપર લખાણ આવે છે તે લખાણ પણ સારુ લોકપ્રિય નીવડયુ છે, જો કે શ્રીયુત નરસિંહરાવના લખાણમા તત્વચિંતન, કળા, અને સાહિત્યનુ વિવેચન મુખ્યત્વે હોય છે

આ પ્રકારની લેખનશૈલી શ્રીયુત નરસિંહરાવે નવીન દાખલ કરેલી છે, એમની વિદ્વત્તા, બહુ શ્રુતતા, રસિકતા અને ધર્મચિંતન સુવિદિત છે, અને તેનો પરિચય આપણને આ 'વિવર્ત લીલા' નામક લેખ સગ્રહમા થાય છે તે પુસ્તકના નામનુ સમર્થન એમણે પ્રથમ લેખમા વિદ્વત્તાપૂર્વક કર્યું છે પણ એ શબ્દની સાથે વેદાન્તની પરિભાષાના સસ્કાર જાગૃત થાય છે, અને તેથી તે નામ કાઇક ખટકે છે પણ આપણને નામ સાથે નિસ્બત નથી એમાની વસ્તુ મહત્વની છે, અને તે પ્રતિ વાચકનુ લક્ષ દોરી તેના રસપ્રવાહમા અવગાહન કરવા વિનવીશ

દી બા કેશવલાલભાઇ તરફથી પણ આ વર્ષમા એમના વિશિષ્ટ અભ્યાસના ફળરૂપ બે પુસ્તકો પ્રાપ્ત થયલા છે (૧) પદ્યરચનાની ઐતિહાસિક આલોચના, અને (૨) પ્રેમાનદના બાર માસ એમાનુ પહેલુ પુસ્તક મુબાઈ યુનિવરસિટીના નિમત્રણથી આપેલા વસનજી માધવજી વ્યાખ્યાનોનો સગ્રહ છે અને બીજુ પ્રેમાનંદે બાર માસ રચેલા તેનુ તેર પ્રતો પરથી સશોધન કરી કવિની શુદ્ધ ટેક્સ્ટ આપવાનો એમણે પ્રયત્ન કર્યો છે

પદ્યરચનાની ઐતિહાસિક આલોચના એ ચર્ચા આપણા સાહિત્યમા નવીન ને પ્રથમ છે, અને તેની શરૂઆત એમણે સન ૧૯૦૭ મા બીજી ગુજરાતી સાહિત્ય પરિષદમા "પદ્યરચનાના પ્રકાર' એ વિષય પર નિબધ લખી મોકલી કરી હતી

છદના બધારણમા ક્રમે ક્રમે ક્રમ વિકાસ અને ફેરફાર થતો રહ્યો એ જ્ઞાન સાહિત્યના અભ્યાસીને જે તે કવિનો અભ્યાસ કરવામા, તેનુ સ્થાન નક્કી કરવામા, તેનો કાળ નિર્ણય કરવામા કેટલીક વાર ઉપયોગી થઇ પડે છે, તેમ કવિની શક્તિના વિકાસની પરીક્ષા કરવાનુ પણ એથી સુગમ થાય છે

અર્વાચીન ગુજરાતી કવિતામા નવા છદોની રચના અને પ્રચાર કોણે ક્યારે કર્યા એ વિષયને શ્રીયુત રામનારાયણ પાઠકે એમના ગત વર્ષે પ્રસિદ્ધ થયલા (સન ૧૯૩૩) 'આપણી અર્વાચીન ગુજરાતી કવિતા" નામક પુસ્તકમા શાસ્ત્રીય રીતે અવલોક્યો છે આપણા જુના કવિઓએ વૃત્તમા-છદમા લખેલી કવિતા બહુ થોડી મળી આવેલી છે, અને પ્રાચીન

સાહિત્યના ઇતિહાસમા કેટલીક ત્રુટીઓ છે તેમજ માહિતીનો અભાવ છે, તેનો નિર્ણય કરવામા આ છંદરચનાની કસોટી સાહિત્યના અભ્યાસીને ખાસ મદદગાર નિવડે છે.

પ્રસ્તુત વ્યાખ્યાનોમા દી. બા. કેશવલાલભાઈ છંદરચનાના વિષયને છેક ઋગ્વેદના કાળથી શરૂ કરી, અપભ્રંસ યુગ સુધી આવી પહોંચીને અટકે છે. જો તેઓ એમા ગુજરાતી છંદ રચનાના પ્રકારને ઉમેરી શકયા હોત તો ગુજરાતી સાહિત્યના અભ્યાસીને તે ભાગ બહુ કિંમતી થઈ પડત; એ વિષયપર એમાથી ઘણું ઘણું નવું જાણવાનુ મળત. આ છંદરચનાના બંધારણની કસોટી કવિની ટેક્ષ્ટ નક્કી કરવામા કેવી રીતે ઉપયોગી થઇ પડે છે, એનુ દષ્ટાંત એમના એક વ્યાખ્યાનમાથી આપીશુ:

"પદ્યરચનાની ચર્ચાને અહીં જે મહત્ત્વ આપ્યું છે તેનું કારણ એ છે, કે આપણું જૂનું સાહિત્ય લગભગ બધૂએ પદ્યમા છે. એનો સાક્ષાત્કાર કરવામા પદ્યરચના ઉપર પરકમ્માવાસીએ અવિચલ દષ્ટિ રાખવાની જરૂર છે. ગદ્યના સંશોધનનૂ કાર્ય સરળ છે. અનેક ઉપલબ્ધ પાઠમાંથી કયો સારો છે, એટલૂ તેમા જોવાનૂં હોય છે. પદ્યના સંશોધનમાં સ્વીકૃત પાઠ પદ્યબંધમા બેસતો આવે છે કે નહિ, તે પણ વિચારવાનૂં રહે છે. પ્રેમાનંદના નળાખ્યાનમા 'મક્ષિકા પ્રથમે ગ્રાસે' જેવૂં બન્યૂં છે. એ આખ્યાનના પહેલા કડવાની ચોથી કડીમા "પશુપતાકાસ્ત્ર પશુપતિએ આપ્યૂ" એવો મુદ્રિત પાઠ છે. તેમા બે પ્રકારની અશુદ્ધિ જોવામાં આવે છે. એક તો એ કે પશુપતાકાસ્ત્ર એ નામનૂં કોઇ અસ્ત્ર છે નહિ. બીજી એ કે મુદ્રિત પાઠથી પદ્યનું માપ સચવાતૂં નથી. પદ્યાત્મક કૃતિમાં રચના માપસર હોવી આવશ્યક છે. ઉપયુકત દેશી અહીં છ માત્રા જેટલા માપના શબ્દનો પ્રયોગ માગી લે છે. એની ગરજ પશુપત બોલ પૂરેપૂરી રીતે સારે છે, પશુપતિના અસ્ત્રનૂં નામ પાશુપત છે. અર્થાત્ એ બોલ વાપરવો અહિં ઉચિત છે. મહાભારતના પાનાં ઉથલાવૂં છૂં તો કૈરાતપર્વમા પશુપત અસ્ત્રનોજ ઉલ્લેખ કરેલો જોઉં છૂં. તેથી કહૂં છૂં કે ઉપલબ્ધ પાઠ ગમે તે હોય, પણ આસ પાઠ તો નિઃસંશય 'પશુપત' જ છે. પ્રેમાનંદ જેવો સંસ્કૃતજ્ઞ દેશીકુશળ આખ્યાનકાર 'પશુપતાકાસ્ત્ર' પદ અહિં વાપરે એ બને નહિ. ઉક્ત ઉદાહરણમા એક જ શબ્દ ભ્રષ્ટ છે. કોઇ કોઇ વખત તો ભ્રષ્ટતા પદ્યબંધની રગે રગમા વ્યાપી ગયેલી જોવામા આવે છે."×

+ પદ્યરચનાની ઐતિહાસિક આલોચના પૃ. ૫૩

પ્રાચીન કાવ્યોનું સંશોધન કરવામાં દી. બા. કેશવલાલભાઈએ અનેરી ખ્યાતિ પ્રાપ્ત કરેલી છે. મૂળ કાવ્યની ટેક્સ્ટ નક્કી કરવામાં તેઓ છૂટ લે છે, પણ તેમાં મુખ્યત્વે ઉપલબ્ધ પ્રતોમાંના પાઠનો ઉપયોગ કરે છે, અને જરૂર જણાયે અનુમાન કરી મૂળ પ્રતમાં યોગ્ય શબ્દોના ઉમેરા કે ફેરફાર કરે છે. કેટલાકને એ પ્રથા પસંદ પડતી નથી, પણ કેશવલાલભાઈની દલીલના સમર્થનમાં એટલું જણાવવું જોઈએ કે એથી મૂળ ટેક્સ્ટ સુવાચ્ય અને શુદ્ધ બને છે. એ પાઠની પસંદગીમાં અને નિર્ણય કરવામાં તેઓ એટલી બધી મહેનત, ખંત, ધૈર્ય, દીર્ઘ ઉદ્યોગ, અને ઝીણવટ વાપરે છે કે તેનો ખ્યાલ આવવા એમણે તાજેતરમાં બહાર પાડેલું પ્રેમાનંદકૃત બાર માસનું કાવ્ય જોઈ જવા સૂચવીશું. અને તે પરત્વે એમના જ વિચારો એ કાવ્યમાં પ્રસ્તાવનામાંથી ઉતારવા બસ થઈ પડશે.

"હાથપ્રતોની પરંપરાગત વાચના વિશે એટલું જ કહેવું બસ છે કે એઓએ પ્રતના પાઠ ભ્રષ્ટ છે, પદ ઉડી ગયાં છે, પંક્તિઓ રહી ગઈ છે, સંવાદને અર્થને અને પ્રાસને હાનિ પહોંચી છે, અને કર્તાના નામ પણ અગડમગડ ગોઠવાયાં છે. શિરોહીની હાથ પ્રતમાં પ્રાકૃત બોલીનો પાસ બેઠો છે અને વડનગરની પ્રતમાં ભટ્ટ પ્રેમાનંદના સમય પૂર્વેનો જૈન જમાનાની બોલી એકાએક વાચનારનું ધ્યાન ખેંચે છે. કહેથી પગે ચડતાં લોકપ્રિય કાવ્યની બહુધા એજ દશા થાય છે. એના ઉતારનાર પુરુષો લહિયાના વર્ગના નથી હોતા. પ્રાકૃત મનુષ્યો હૈયે ચડે અને હાથે ઉતરે એવું લખે છે. પ્રેમાનંદના સમયમાં આમવર્ગની કેળવણીનું ધોરણ ઉતરતું જ હતું. આ કારણથી લહિયાના હાથે લખાતી મૃતભાષાના સાહિત્યની હાથપ્રતો સહુ ખામીભરેલી નીવડે એ સ્વાભાવિક છે. આવા સંજોગમાં ઉતારનાર કરતાં રચનાર તરફ લક્ષ વિશેષ દોરવું પડે છે.'*

વર્ષ આખરે નાતાલના તહેવારોમાં વડોદરા રાજ્યની રાજધાની વડોદરામાં શ્રીમંત મહારાજા સર સયાજીરાવના આશ્રય હેઠળ સાતમી પૌર્વાત્ય કોન્ફરન્સ સુપ્રસિદ્ધ પુરાતત્ત્વવિદ્ શ્રીયુત કાશીપ્રસાદ જયસ્વાલના પ્રમુખપદે અને આપણા રાષ્ટ્રની વિદ્યાપીઠના પુનિત ધામ કાશીમાં ડાક્ટર સાહેબ પ્રહલાદસિંહજીની ઉદાર સહાયતાથી અગીઆરમું ગુજરાતી સાહિત્ય સંમેલન આપણા એક પ્રતિષ્ઠિત સાક્ષર દી. બા. કૃષ્ણલાલ ઝવેરીના નેતૃત્વ નીચે, મળ્યાં હતાં. બંને પ્રવૃત્તિઓના આશય સમાન છે, કેમકે તેમના કાર્યપ્રદેશની

* પ્રેમાનંદકૃત બાર માસ, પૃ. ૩

મર્યાદામા તફાવત પડે છે એક પ્રાતીય ભાષા, સાહિત્ય, ઇતિહાસ અને સસ્કૃતિના પુનરુદ્ધાર અને અભિવૃદ્ધિ અર્થે પ્રયાસ આદરી રહી છે, ત્યારે ત્યારે બીજીનુ ધ્યેય અખિલ ભારતવર્ષ પરત્વે છે, અને અત્યાર સુધીની કાર્યવાહી જોતા તેનુ કામકાજ યશસ્વી જણાયુ છે ગુજરાતી સાહિત્ય પરિષદની સ્થાપના એ પ્રકારની પ્રવૃત્તિઓમા પ્રથમ હતી પણ તેની પ્રગતિ આપણે દૃષ્ટિએ એટલી ત્વરિત અને કાર્યસાધક નિવડી નથી

સાહિત્ય સમેલનની બેઠકના દિવસો થોડા આઘાપાછા રખાયા હોત તો ગુજરાતમાથી બહુ સારી સખ્યામા સાહિત્ય રસિકો કાઠિયાવાડના એ તીર્થધામના દર્શને જાત

એ બને સમેલનોના પ્રમુખોના વ્યાખ્યાનમા એક જ પ્રધાન સૂર સભળાયો હતો અને તે એ કે આપણા દેશનો વા પ્રાતનો, પ્રમાણભૂત અને સવિસ્તર ઇતિહાસ આલેખવાનુ કાર્ય તાકીદે હાથ ધરવુ જોઇએ છે

શ્રી જયસવાલે 'ભારશૈવ વશનો ઇતિહાસ' પુન પ્રકાશમા આણ્યો છે. ડૉ સર રામકૃષ્ણના અવસાન પછી હિન્દના ઇતિહાસ વિષે જેમના લેખો જિજ્ઞાસાપૂર્વક વચાતા હોય અને જેમના અભિપ્રાયનુ વજન પડતું હોય તો તે શ્રીયુત જયસવાલ છે કેટલાક વર્ષો પર હિન્દુ રાજનીતિ (Hindu Polity) વિષે એક કિંમતી પુસ્તક એમણે લખ્યુ હતુ તે હિન્દના પ્રાચીન રાજ્યવહિવટ અને રાજબધારણ ઉપર અપૂર્વ પ્રકાશ પાડે છે હિન્દમા પૂર્વે પ્રજાસત્તાક રાજ્ય જેવુ કાઈ નહોતુ એમ ઘણા વિદેશી વિદ્વાનો ભારપૂર્વક જણાવતા પણ શ્રીયુત જયસવાલે પ્રાચીન સાહિત્ય ગ્રંથો અને તામ્રપટોમાથી ઉતારા અને દાખલાઓ આપીને એ ભ્રમનુ નિરસન કર્યુ છે

એમના એ ગ્રંથનો ગુજરાતી તરજુમો સન ૧૯૩૩ મા સોસાઈટીએ બુક કિંમતે બહાર પાડેલો છે અને તે તરજુમો ભાષાતર કરાવવા પ્રસિદ્ધ થયલા, મુબાઈ ગોઝિયન્સ ટ્રાન્સલેશન ડિપાર્ટમેન્ટના નિવૃત્ત ચ ચપકલાલ લાલભાઈએ કરેલો છે આપણા પ્રાચીન ઇતિહાસ અને સસ્કૃતિમા રસ લેના સૌએ આ પુસ્તક વાચવા જેવુ છે

દી બા કૃ ગનાનભાઈએ પણ એમના વ્યાખ્યાનમા આપણી ઐતિહાસિક સાધનસામગ્રીની સમાલોચના કરી, એ વિષયને યોગ્ય ન્યાય આપી શકે એવા કેટલાક જાણીતા નામોનો ઉલ્લેખ કર્યો હતો, પરતુ શ્રી જયસવાલની પેઠે ઇતિહાસ આલેખવાની કોઈ યોજના તુરત ઉપાડી

લેવાને બદલે ગુજરાતમા કોઈ ઓઝાજી જેવો વિદ્વાન પાકશે એવી આશા પ્રદર્શિત કરી તે કાર્ય ભાવિપર છોડયુ હતુ; એ અમને યોગ્ય લાગ્યુ નથી.

પ્રસ્તુત વર્ષમા મિરાતે એહેમદી વો. ૨ એ નામના ફારસી ઇતિહાસ ગ્રંથનો દી. બા કૃષ્ણલાલ ઝવેરીએ કરેલો તરજુમો ગુ. વ સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થવા માંડયો છે.

સન ૧૭૫૭ થી ૧૮૫૭ સુધીનો આપણા પ્રાન્તનો ઇતિહાસ સાવ અવકારમા છે. એ આખુ સૈકુ અંધાધૂનિ અને લુંટફાટભર્યું હતુ એ સમયનો કોઈ સારો ઇતિહાસ પણ ઉપલબ્ધ નથી એ વિષે ઉપરોક્ત મિરાતે એહેમદીમાથી સારી માહિતી મળી આવે છે, એ કાળે મરાઠી સત્તાનુ પ્રાબલ્ય વિશેષ હતુ, અને એ પેશ્વા સરકારનુ દફતર બરોબર તપાસાઈ તેમાથી મહત્વનો રેકર્ડ પુસ્તકાકારે પ્રકટ થવા માંડયો છે, અને તેના આજસુધીમા રા. સા. ગોવિંદ સખારામ સરદેસાઈના તંત્રીપદ હેઠળ ૪૧ પુસ્તકો બહાર પડયા છે *. તદુપરાંત ઈંગ્રેજી સાધનો વિપુલ અને વ્યવસ્થિત મળી આવે છે; માત્ર જરૂર છે, તેનો અભ્યાસ થવાની અને તેનો યથાયોગ્ય ઉપયોગ કરવાની; શ્રી ફાર્બસ સભાના કાર્યકર્તાઓ ઇચ્છે, તો એ કાર્ય સહેલાઈથી ઉપાડી લઈ શકે એમ છે. અને તે કામમા "ગુજરાતનુ પાટનગર" ના લેખક શ્રીયુત રત્નમણિરાવની સેવા મદદગાર થઈ પડે

દી. બા કૃષ્ણલાલભાઇએ મન પર લીધુ હોત તો ગુજરાતના પ્રાચીન ઇતિહાસનો એક વિભાગ, હિન્દુરાજ્યનો ઇતિહાસ, ચાવડાવંશથી તે વાઘેલા-વંશના અંત સુધીનો ર. બા ગૌરીશંકર ઓઝાની સહાયતા મેળવી અથવા તેમના સામાન્ય તંત્રીપદ હેઠળ, લખાવવાની યોજના રજુ કરી શકત

ગુજરાતના પ્રાચીન ઇતિહાસનુ એ એક ઉજ્જવળ પ્રકરણ છે, અને તે માટે સાધનસામગ્રી પુરતી તેમ સમકાલીન સુભાગ્યે મળી આવે છે, અને વધારામા તે યુગના ઇતિહાસના સારા અભ્યાસીઓ પણ મળી શકે એમ છે.

ર બા ગૌરીશંકરે એ યુગના સાધનોનુ સારી રીતે અધ્યયન કરેલુ છે, એટલુંજ નહિ પણ કુમારપાળના સમય સુધીનો ઇતિહાસ-રેખાત્મક પણ વિશ્વસનીય-લખી ચૂકેલા છે, અને દક્ષિણના ચાલુક્યનો ઇતિહાસ એમણે ઘણા વર્ષો પૂર્વે રચેલો ઇતિહાસરસિકોને સુપરિચિત છે

* It is not too much to say that no future history of India can be correct or complete unless it utilised these Marathi documents, which the Bombay Government have now made accessible to the students"—Times of India, 10th Sep 1934.

એ આખી જવાબદારી ઉપાડી લેવાની અશક્તિ અવસ્થાને લઇને તેઓ કદાચ દર્શાવે પણ એમના તરફથી પૂરી સહાયના-માર્ગદર્શક તેમ વ્યવહારોપયોગી-જરૂર સાંપડે તેઓ એક ગુજરાતી જ છે, અને નડિયાદ સાહિત્ય પરિષદના ઇતિહાસ વિભાગનું અધ્યક્ષ સ્થાન સ્વીકારી તેને દીપાવ્યું હતું એટલે એમની પાસે થોડી વધી મદદની આપણે આશા રાખી શકીએ.

એવા સમર્થ વિદ્વાન બીજા મુનિશ્રી જિનવિજયજી છે. એમણે "પ્રબંધ ચિંતામણિ"નું સંપાદન કાર્ય નવેસર હાથ ધરેલું છે અને તેનું પહેલું પુસ્તક આપણને પ્રસ્તુત વર્ષમાં મળી ગયું છે. એમાં દર્શાવેલી એમની વિસ્તૃત યોજના લક્ષમાં લેતા તે સર્વ ભાગો પ્રસિદ્ધ થયે ગુજરાતના ઇતિહાસ પર બહુ સારો પ્રકાશ પડશે, અને જેમણે એમના ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનો સન ૧૯૩૩ માં મુંબાઈ યુનિવર્સિટી તરફથી આપેલા સાંભળ્યા હશે તેઓ કહી શકશે કે સોલંકી અને વાઘેલા રાજ્ય વિષે તેમનું વાચન અને જ્ઞાન અગાધ છે.

એમની સહાયતામાં શ્રીયુત દુર્ગાશંકર કેશવરામ શાસ્ત્રી જેવા વિદ્વાનની મદદ મેળવવામાં મુશ્કેલી નડે નહિ.

એ વિદ્વાને સન ૧૯૩૩માં શ્રી ફોર્બસ સભાને પ્રબંધ ચિંતામણિ અને ચતુર્વિંશતિ પ્રબંધ એ બે સંસ્કૃત પુસ્તકો નવેસર સંપાદન કરી આપ્યા હતા; અને તે યુગના ઇતિહાસમાં તેઓ કેટલા ઉંડા ઉતરેલા છે, તેનો ખ્યાલ એમનું "ગુજરાતના મધ્યકાલીન હિન્દુ-રાજપુત યુગના ઇતિહાસમાં પ્રમાણાત્મક સાધનો" એ વ્યાખ્યાન વાંચેથી આવશે

ઇતિહાસ ગ્રંથો અને ઐતિહાસિક સાધનો અભ્યાસીઓને ઉપલબ્ધ થાય એ હેતુથી તેના પુનઃ પ્રકાશન કાર્યનું શ્રી ફોર્બસ સભાએ શરૂ કરેલું છે; પણ તે અમને સંતોષકારક જણાયું નથી મુનિશ્રી જિનવિજયજી સંપાદિત પ્રબંધ ચિંતામણિ અને શાસ્ત્રી દુર્ગાશંકરભાઈ સંપાદિત પ્રબંધ ચિંતામણિ તેમ Tawney ટૉની અનુવાદિત અંગ્રેજી ભાષાંતર સટીક, એ પુસ્તકોની સરખામણી કરે તે દરેકનું મૂલ્ય તરત સમજશે

એથી વધારે અસંતોષ "ગુજરાતી ઐતિહાસિક લેખ સંગ્રહ" ભા. ૧ એ જોઈને થયો છે. તે કાર્ય કાંઈ પણ ઉત્સાહ કે રસ વિના, સાવ યંત્રવત્-mechanical-થયેલું અમને લાગ્યું છે. તેના સંપાદક શ્રીયુત ગિરિજાશંકર આચાર્ય એ વિષયના આરૂઢ અભ્યાસી છે, અને એમનું સમસ્ત ધ્યાન એ વિષયના અભ્યાસમાં અને તે જ કાર્યમાં બ્યાલીન થયેલું છે.

સ્વર્ગસ્થ ભાઈ રણછોડભાઈએ એ કાર્ય આરંભેલું ત્યારે એમના દિલની મુરાદ ગુજરાતના ઇતિહાસના સાધનો—શિલાલેખો અને તામ્રપત્રોનો એકત્ર સંગ્રહ કરી ઇતિહાસના અભ્યાસીઓને તે સુલભ કરી તેનો પદ્ધતિસર અભ્યાસ થાય, એવી વ્યવસ્થા કરવાની હતી, અને એ સંગ્રહમાં માત્ર ગુજરાતમાં મળી આવતા જ નહિ પણ ગુજરાતના ઇતિહાસને લગતા જે કાંઈ લેખો, જ્યાં ત્યાંથી મળી આવે તે સર્વ મેળવવાની અને સંગ્રહવાની હતી, અને તે ગોઠવણ વાસ્તવિક હતી, એકલા ગુજરાત પ્રાંત પુરતો જે કાંઈ સંગ્રહ થાય તે અપૂર્ણ જ રહે અને તે ઇચ્છવાયોગ્ય પણ નથી

પ્રસ્તુત લેખ સંગ્રહમાં સ્વર્ગસ્થ રણછોડભાઈએ કરેલું કામ કેટલું હતું અને સંપાદકે કરેલું નવું કેટલું છે, તે જાણવાની એમાં કાંઈ નોંધ કરેલી જોવામાં આવતી નથી એ લેખ સંગ્રહ શ્રી ફાર્બસ સભાએ ખરીદી લીધો તેથી રણછોડભાઈની સેવાનું મૂલ્ય ઓછું થતું નથી

આ લેખોમાં વલભી રાજાઓના તામ્રપત્રો મ્હોટી સંખ્યામાં સંગ્રહાયલા છે, ઘણાખરાની હકીકત એકસરખી વા વત્તીઓછી સામાન્ય હોય છે તેથી એમાંનું એક મહત્વનું તામ્રપત્ર પસંદ કરી તે વિષે વિસ્તારથી વિવેચન ટીપ્પણ સહિત ઉમેર્યું હોત તો સામાન્ય વાચકને તે બહુ સહાયક થઈ પડત, એમ અમારૂં માનવું છે

શ્રી ડિસકળકર, જેઓ અગાઉ રાજકોટના વોટસન મ્યુઝિયમમાં રહી ગયા હતા એમણે સંસ્કૃત લેખોનું એક ન્હાનું પુસ્તક પ્રસિદ્ધ કરેલું છે, તેમાં વલભી વંશનું એક જ તામ્રપત્ર લીધેલું છે, પણ તે એવી સરસ રીતે એડિટ કર્યું છે કે જેટલી ઉપયોગી માહિતી એ વંશ વિષે તે લેખમાંથી પ્રાપ્ત થઈ શકે, તે વિસ્તારપૂર્વક આપેલી છે, તેની સરખામણીમાં આ સંગ્રહમાંથી તેટલી માહિતી મેળવવા સારૂ બહુ શ્રમ લેવો પડે એમ છે એ બંને સંગ્રહો જોતાં જ, કોઈ પણ, તેની વચ્ચેના કામનો તફાવત પારખી શકશે

આ પુસ્તકમાંથી દોષ બતાવવાનો એ અમારો આશય નથી, પણ શ્રી ફાર્બસ સભા એ પાછળ વધુ ખર્ચ ન કરતાં તે નાણાનો વ્યય ઉપર સૂચવ્યું તેમ પ્રાચીન ગુજરાતના હિંદુરાજ્યનો અથવા તો બ્રિટિશ સત્તાની સ્થાપનાના આગલા સૈકાનો ઇતિહાસ લખાવવામાં કરે એ મુદ્દાપર ભાર મૂકવાનો છે સ્વર્ગસ્થ ફાર્બસે ગુજરાતનો ઈતિહાસ લખવાનો સૌથી પ્રથમ પ્રયાસ કર્યો હતો, અને એમના સ્મરણમાં સ્થપાયલી શ્રી ફાર્બસ સભા એ કાર્ય ફરી ઉપાડી

લે અને આપણને ગુજરાતનો ઇતિહાસ નવેસર લખાવીને આપે તે જેમ સમયાનુસાર, ઉચિત તેમ એ સંસ્થાની પ્રતિષ્ઠા વધારનારૂ થઈ પડશે

પ્રાચીન ઈતિહાસનુ સશોધન કાર્ય કેવી રીતે થવુ જોઈએ તેનો ઉત્કૃષ્ટ નમુનો શ્રીયુત માનશકર મહેતાનો ' મેવાડના ગુહિલો ' એ પ્રબંધ પૂરો પાડે છે એક સમય એવો હતો કે નાગરોની લાગણી દુખાય એ કારણે અમે સાભળ્યુ છે કે નર્મદ સાહિત્ય પરિષદ માટે પ્રો દેવદત્ત ભાંડારકરે, " મેવાડના ગુહિલો અને નાગરો " એ નામનો લેખ લખી મોકલ્યો હતો એ મુદત બહાર ઠરાવી સ્વીકાર્યો નહતો સમયની બલિહારી છે કે એજ હકીકતનુ એક નાગર વિદ્વાને અન્ય સુપ્રસિદ્ધ ઇતિહાસકારો ગ બા ઓઝાનુ અને રા બ ચિંતામણ વિનાયક વૈદ્યની દલીલોનુ સપ્રમાણ નિરસન કરી મેવાડના ગુહિલોનો મૂળ પુરુષ નાગર હતો એમ પ્રતિપાદન કર્યુ છે ગુર્જર પ્રતિહાર વંશનો મૂળ પુરુષ પણ બ્રાહ્મણ હતો, એમ ઐતિહાસિક લેખો પરથી જાણી શકાય છે, અને હમણા જ ડૉ દેવદત્તે ઇન્ડિયન એન્ટીક્વરીમા એક લેખ લખતા નાગરો ને કાયસ્થનુ સામ્ય બતાવ્યુ છે

કેટલાકને આ અભિપ્રાય નહિ રૂચે, એમ છતા ઐતિહાસિક સત્ય ખાતર લેખકે એ ચર્ચા બહુ વિવેકથી અને પ્રતિસ્પર્ધી પ્રતિ પુરા માનથી કરેલી છે, અને ઐતિહાસિક અન્વેષણમા એ રીતિ જ અમને અનુકરણીય લાગે છે

ઐતિહાસિક વિગતો એકત્ર કરવામા અને મેળવવામા કેટલા બધો શ્રમ લેવો પડે છે, અને એ માહિતી કયા ક્યા છૂટીછવાયી વિખરાયલી પડેલી હોય છે, તેનો કાઈક ખ્યાલ એ જ લેખકના " કાઠિયાવાડનુ વડનગર " એ લેખ પરથી આવશે, એવુ બીજુ ન્હાનુ પુસ્તક " મોડાસા ' વિષે શ્રીયુત જોષીપુરાએ લખેલુ જોવા જેવુ છે એ મોડાસાના બત્તડે મુસલમાની સૈન્ય ગુજરાતપર ધસી આવતું અટકાવવા તેની સામી ટક્કર ઝીલી હતી, પૂર્વે મારવાડમાથી ગુજરાતમા ઉતરવાનો એ ધોરી માર્ગ હતો ગુજરાત સાહિત્ય સભાએ 'ગુજરાતનુ પાટનગર' અમદાવાદનુ પુસ્તક લખાવેલુ છે, અને તેજ લેખકે લખેલું 'ખંભાત'નુ પુસ્તક થાડા વર્ષમા ( સન ૧૯૩૪ ) બહાર પડવા વકી છે, એવી રીતે સુરત, ભરૂચ, જુનાગઢ, પાટણ, વડોદરા વગેરે ઐતિહાસિક સ્થળોના ઇતિહાસ લખાવવામા આવે તો મધ્યકાલીન ગુજરાતના ઇતિહાસનુ લેખન કાર્ય સુગમ થાય તેમ કેટલીક વિશેષ માહિતી પણ મળી આવે

એ વર્ષમા "સાહિત્યમા" મટુભાઇનુ અચાનક અને દુ ખદ મૃત્યુ થયુ એની નોધ લેવી ઘટે છે એમના "સાહિત્ય" માસિકે એકવીસમા વર્ષમા પ્રવેશ કરતા, આપણા બે સમર્થ વિવેચકો શ્રી વિજયરાય અને પ્રો બનવન્તરાય ઠાકોરના અભિનદન તેની યશસ્વી કારકીર્દિ માટે તેઓ મેળવવા શક્તિમાન થયા હતા એ ઓછુ ગૌરવભર્યુ નહોતુ એ બને વિવેચકોની પ્રકૃત્તિ તોળી તોળીને અભિપ્રાય દર્શાવવાની છે અને એ કપરી કસોટીમાથી મટુભાઈ ઉત્તિર્ણ થયા એમા એમની સાહિત્યસેવાની સફળતા હતી

"સાહિત્ય"ના કેટલાક અગો એવી સરસ રીતે એમણે ખિલાવ્યા હતા કે તેને લઈને ગુજરાતી વાચક વર્ગમા તે માસિક લોકપ્રિય થઈ પડયુ હતુ પ્રથમ તો એ માસિકનુ પુઠુ એક જ રગનું ચાલુ રહે, એવી ચિવટ એમણે રાખી હતી બાકીમાં વર્ષના અકોના પુઠા એકસરખા આછા ગુલાબી રગના જોવામા આવશે, બીજુ દર માસની પહેલી તારીખે તે નિયમિત રીતે મળતુ હતું એ ઓછુ શ્રમસાધ્ય કાર્ય નહોતુ ત્રીજુ, પુસ્તકોનો અવલોકન વિભાગ એ પત્રમાની સમાલોચનાથી આખા વર્ષમા કેટલા અને કેવા પુસ્તકો પ્રસિદ્ધ થયા તેની નોધ અલ્પ પ્રયાસે જાણી શકાતી, અને એમા વિશિષ્ટતા એ હતી કે જેવુ પુસ્તક બહાર પડે કે તુરત તેની નોધ તેમા આવતી, અને જે કાંઈ અભિપ્રાય, કાઇ પણ ડર વિના, પોતાને જે લાગે તેમ, સ્પષ્ટતાથી અને દઢતાપૂર્વક, પણ નિખાલસપણે દર્શાવાતો અને તેમા એમનુ વ્યક્તિત્વ વિશેષ રીતે ખીલી ઉઠતુ, અને એમના તે અભિપ્રાયનુ વજન પડતુ હતુ પાચમુ, પ્રાચીન કાવ્યના સસ્કાર એમના પિતાશ્રી મટાવાળા પાસેથી એમને વારસામા ઉતર્યા હતા, અને પ્રાચીન કાવ્યનું પ્રકાશન એ સાહિત્યનુ એક સ્થાયી અને મહત્વનુ અગ થઇ પડયુ હતુ

મટુભાઇ જતા ગુજરાતી સાહિત્યે એક સાચો સેવાભાવી "સાહિત્યકાર" ખોયો છે અને કેટલોક સમય સાહિત્ય રસિકોને એમની ઉણપ જરૂર સાલશે

ગુજરાતી પત્રકારિત્વમા એવુ બીજુ દુ ખદ મૃત્યુ 'પિલ્લામ'નું હતુ "જામે જમશેદ" દૈનિકના તત્રી તરીકે એમની સેવા મહત્વની હતી, પણ ગુજરાતી વાચનારી આલમ એમને એક પ્રભાવશાળી નવલકથાકાર તરીકે પીછાનતી હતી, એમણે એમના પિતા મરઝબાનની સાહિત્યકાર તરીકેની ખ્યાતિને વિશેષ ઉજ્જ્વળ કરી હતી ગુજરાતી અને ગુજરાતી પારસી લેખકો વચ્ચે સાધનારી સોનેરી સાકળ રૂપે તેઓ હતા, તે કારણે તેમની ખોટ આપણને વધુ સાલશે

સન ૧૯૩૩ ની મૌલિક અને સરસ કૃતિઓમાં શ્રીયુત મુનશીના પુસ્તકો પ્રથમ પદ લે છે જેનમાં રહીને એમણે નર્મદ શતાબ્દી ઉત્સવ ઉજવવાનો ઉપક્રમ યોજ્યો હતો તેનો ઉલ્લેખ અમે ઉપર કર્યો છે, અને કવિ નર્મદ વિષે એક ઉત્તમ પુસ્તક આપણને પ્રાપ્ત થનાર છે, એની પણ નોંધ કરેલી છે જેનમાં ફરજિયાત નિવાસ દરમિયાન પુષ્કળ સમય અને શાન્તિ, જેનો ચાલુ વ્યવસાયી જીવનમાં અભાવ હતો, તે મળતાં, એનો સદુપયોગ શ્રીયુત મુનશીએ સાહિત્ય પ્રવૃત્તિમાં રચ્યાપચ્યા રહીને કર્યો, જેના પરિણામે આપણને નરસૈંભક્ત હરિનો, થોડાક રસદર્શનો, લોપામુદ્રા, સ્નેહસંભ્રમ, શિશુ અને સખી વગેરે પુસ્તકો મળ્યા છે, અને નિર્વિવાદ તે ઉત્તમ કૃતિઓ છે, એટલુંજ નહિ પણ લેખક તેમ ગુજરાતી સાહિત્ય તે સારૂ માન અને મગરૂરી લઈ શકે તેવો અમારો નમ્ર અભિપ્રાય છે

લોકમાન્ય તિલકને માંડલે જેલમાં વસવું પડયું ત્યારે એમની તેજસ્વી બુદ્ધિનો ઉપયોગ એમણે "ગીતા રહસ્ય"ની રચનામાં કર્યો હતો, અને એ પુસ્તકથી મરાઠી સાહિત્ય સમૃદ્ધ અને ગૌરવવંતુ થયું છે, એ વિષે બે મત નથી સત્યાગ્રહની લડતને લઈને આપણા ઘણા સાહિત્ય સેવકોએ જેલને વધાવી લીધી હતી, અને એમની એ તપશ્ચર્યાના ફળ તરીકે આપણને કેટલીક ઉત્કૃષ્ટ સાહિત્ય કૃતિઓ મળેલી છે, અને નજદિકમાં બીજી મળવાની આશા રહે છે અમે સાંભળ્યું છે કે શ્રીયુત મુનશીનું જે લખાણ પ્રકટ થયું છે, એથી વધુ હજી એમની નોટબુકોમાં લખેલું પડયું છે આપણે ઈચ્છીશું કે તે સત્વર પ્રસિદ્ધ થવા પામે

શ્રીયુત મુનશીએ સાહિત્ય સંસદની સ્થાપનાના દિવસે જે વ્યાખ્યાનો અગાઉ આપ્યાં હતાં, તે સઘળાં 'ગુજરાત એક સાંસ્કારિક વ્યક્તિ અને આદિવચનો' પુસ્તકાકારે સંકલિત કરવામાં આવ્યા છે, તે સંગ્રહ સાહિત્યના અભ્યાસીને બહુ સહાયકર્તા થઇ પડશે એ લેખોએ, જ્યારે તે પ્રગટ થયા ત્યારે સાહિત્ય જગતમાં ખૂબ ખળભળાટ ઉભો કર્યો હતો અને તે વ્યાખ્યાનો વિચારોત્તેજક અને પ્રેરણાત્મક છે, એની કોઈથી ના પાડી શકાશે નહિ

સ્નેહસંભ્રમ એ "કામની શશી"ની ઢબનું પણ વાર્તાનું પુસ્તક છે હળવા વાચન સાહિત્ય તરીકે તેની કિંમત છે અને તે વાચતાં ઠીક આનંદ પડે છે, ગ્રેહેમના પત્ની ધનકોરબ્હેનનું પાત્ર સ્વર્ગસ્થ જાગીરદારના "ફ્રોઈબા" જેવું સજીવ બન્યું નથી, પણ સ્ત્રી સ્વભાવનો એક નમુનો તે રજુ કરે છે જ

પરંતુ એમની તેજસ્વી કૃતિ 'શિશુ અને સખી' છે એમાં એમના

આત્મવૃત્તાંતનો આભાસ થાય છે. એમાં એમની નિરૂપણુ શૈલી જુદું જ વલણુ લેતી, કાંઈક રસળતી, કાંઈક ગંભીર, ગતિમાન પણ વેગવંતી, ભૂતકાળનાં દશ્યો, પુનઃ ઉભા કરતી, એવી તાદશ્ય અને અસરકારક, વાચકને તેના વિચાર પ્રવાહમા, ખેંચે જાય છે; અને જેમ કોઈ સુહૃદ આપણુને વિશ્વાસમા લઈ એનું અંતર ખોલે અને જે સાભળીને આપણું હૃદય સહાનુભૂતિથી દ્રવિ ઉઠે છે, તેમ સખી માટે તલસતા શિશુના આત્માનો તલસાટ અને તેની પ્રાપ્તિ થતાં જે સુખાનંદ અનુભવે છે, તેનું વર્ણન–રસિક વર્ણન–મચોટ વર્ણન વાચકના મન પર સજ્જડ અસર પેદા કરે છે. જુવો, આ એક નમુનો:

"જેને સરસ્વતીની સુવર્ણમય પ્રતિમારૂપે પૂજ્યો હતો, તે દૂરસ્થને દેદીપ્યમાન દેહની કંકમાળ બની શિશુ બેઠો; અને સરવર સમા *સજલ, ગંભીર નયનોમા જોઈ રહ્યો. કદી ન થાય ત્યા મંથન થયું.* અને એ સરવર જલમાંથી શરમ, લક્ષ્મીસમી, કોડીલીને સંકોચાતી, ઉતરી આવી. સુવર્ણની પ્રતિમા, પૂજ્ય ને અસ્પર્શ્ય, ધીમે ધીમે નીચું ભાળી, તેના ભુજમા પીગળી પડી. ભાગ્યા હૈયા સાજાં થયા. અધર રસ ઢળ્યો અધરે, અખંડ ધારે. જીવન ઝરણા આત્મવિસર્જન અનુભવતાં, ઉલ્લાસ સાગરમાં લુપ્ત થયા.

પો ફાટયો. અંધકાર ભર્યા ખંડમાથી નિશા નાઠી, છાયા વસ્ત્રો સંકેલીને, આનંદની અવધિથી તૃપ્ત."*

રોમાચક કિસ્સાઓ જે પ્રસિદ્ધિ પામેલા છે, તેમા સિદ્ધિ પાછળની ફનાગીરીનું આકર્ષણ વિશેષ કરીને રહે છે. આદર્શ સિદ્ધ થતા, એમાંનો આનંદ લુપ્ત થાય છે, તે સામાન્ય થઇ પડે છે. ધ્યેય તો દૂર ને દૂર; આગળ ને આગળ વધતું રહે; એ કાઇ ન્યારીજ વસ્તુ છે. જ્યારે મિલન થાય ત્યારે અહંભાવ રહેજ નહિ; બે, તન્મય થઈ જાય; તેમનું જુદું વ્યક્તિત્વ સંભવે જ નહિ.

ગુજરાતી સાહિત્યમાં આ એક અપૂર્વ કૃતિ છે; આ પ્રકારનું આત્મ નિવેદન જરૂર મનોવેધક ને મનોરંજક થાય; ચરિત્રની જેમ આત્મ ચરિત્રનું મહત્વ ઓછું નથી.

'થોડાંક રસદર્શનો 'મા એમના બે ઉત્તમ લેખો સંગ્રહેલા છે, પહેલા લેખમાં સાહિત્યનું સ્વરૂપ અને સાહિત્યનો વિકાસ-ક્રમસર વર્ણવ્યો છે

* શિશુ અને સખી, પૃ. ૧૦૬.

અને તેનુ પૃથક્કરણ અને વિવેચન, એવુ દલીલપૂર્વક અને હુશિયારીથી કર્યું છે કે લેખકનુ વક્તવ્ય ઝટ સમજવામા આવે છે અને તેની મનપર છાપ પણ સચોટ પડે છે

સાહિત્યનો ઉદ્દભવ પ્રથમ કેવા સંજોગમા થયો તેના દાખલાઓ પ્રાચીન ઇતિહાસમાથી નોધી લેખકે કાળક્રમે તેની અભિવૃદ્ધિ થતા એ સાહિત્યના બે વિભાગ કેમ પડયા એ બહુ કુશળતાથી દર્શાવ્યુ છે, અને અમને લાગે છે, કે, એટલો ભાગ અહિં ઉતાર્યાથી, એ વિષયનો તેમ લેખકની પ્રતાપી કલમનો પરિચય કરાવી શકાશે —

"લેખનકલા શરૂ થતા સાહિત્યના બે પ્રકાર થયા એક પોતે શુ ધારે છે કે કેવે સ્વરૂપે વસ્તુ જુએ છે તે કહેનાર અને બીજો પુરોગામી સાહિત્યકે કહી ગયા છે તે વડે વસ્તુ જોનારને કહેનાર જેમ પદ્યયુગમા મંત્રદ્રષ્ટા–આદિત્ય ઉચ્ચારનાર–નો વર્ગ થયો. તેમ લેખન પદ્ધતિએ પંડિત વર્ગ પેદા કર્યો પડિતની પ્રેરણા પુસ્તકો છે, તેની શક્તિ પુસ્તકોદ્વારા મેળવેલી છે, તેની મહત્તા પુસ્તકો રચવાની શક્તિમા છે મંત્રદ્રષ્ટા આત્મામા ડુબકી મારે છે. પ્રકૃતિને તીક્ષ્ણ દૃષ્ટિને નીરખે છે અને એ બે ક્રિયાઓથી નીપજેલો અનુભવ વ્યક્ત કરે છે. પડિત બીજાએ ગ્રંથેના સાહિત્યમા મગ્નો રહે છે, તેની દૃષ્ટિ જ્ઞાનનુ પ્રદર્શન જોઈજ શકે છે, અને આ પ્રકારની મહેનતથી કરેલા જ્ઞાનસચયને વ્યક્ત કરતા તે મથે છે દૃષ્ટાને નિયમ માત્ર પોતાનાજ ને પોતાની સ્વદૃષ્ટિના, પડિતના નિયમો ભેગા કરેલા જ્ઞાનમાની નીતરતા સિદ્ધાન્તો જેમ જ્ઞાનનો સચય થતો ગયો તેમ વિદ્ત્તાના આદર્શો પ્રગટયા, અને દૃષ્ટાએ વિદ્ત્તાને એક માત્ર સાધનરૂપ બનાવી. પડિતે તેને પ્રયત્નનુ મૂળ ને લક્ષ્ય બને લેખ્યા જેમ સાગરમા દેખાતા પર્વતશૃંગનું પ્રતિબિંબ ખરા પર્વતથી પણ સરસ અને મનોહર હોય છે તેમ દ્રષ્ટાના કથનમા માત્ર કહેલી વસ્તુ સરસ નથી હોતી, પણ કહેનારનું વ્યક્તિત્વ ને દૃષ્ટિબિંદુ વધારે સરસ હોય છે આથી દ્રષ્ટાના કથનમા માનવના વધારે દેખાય છે અને તેથી તે ચિરજીવ થાય છે પડિતના કથનમા માનવના કરતા મહેનત વધારે હોય છે અને તે મહેનતની મદદથી થનાર પંડિત વધારે સમૃદ્ધિના ભાર નીચે કથન દાબી નાખે છે આ મૂળભેદે સાહિત્યના વિકાસના દરેક યુગમા જુદા જુદા તરગો ઉપજાવ્યા છે"*

બ્હાલીના અંગ્રેજ લેખક ડીકવીન્સીએ સાહિત્યના બે વિભાગ પાડયા છે,

* થોડાક રસદર્શનો પૃ ૭–૮

knowledge of power પ્રતિભાશાળી સાહિત્ય અને knowledge of Information જ્ઞાનબોધ સાહિત્ય, જે ઉપર જણાવેલા શ્રીયુત મુનશીના લાક્ષણિક ભેદને લગભગ અનુસરતા છે, અને વાચક એ નમુના પરથી જોઈ શકશે કે એમનુ વક્તવ્ય સ્પષ્ટ રીતે સમજાવામા લેખક કેટલા બધા વિજયી નિવડયા છે.

શ્રીયુત મુનશી એક બાહોશ એડવોકેટ છે, અને એમની દલીલો એવી મુદ્દાસર અને સચોટ હોય છે કે તેઓ સામા પર ધારી અસર ઉપજાવી શકે છે, કોર્ટના કેસમાં એક પછી એક દલીલ ક્રમસર રજુ કરી, છેવટ ઉપસંહારમા આખા કેસની સમાલોચના કરી, તેનુ તારતમ્ય ખેંચે છે, તેમ પ્રસ્તુત વિષયમા એમની દલીલો અને ઉપસહાર નીચેના ઉતારામા નજરે પડશે.

સાહિત્ય લેખનનું ધ્યેય સરસતા ક્રમસર કેમ પ્રાપ્ત થાય છે, તેનું પ્રથક્કરણ સૂક્ષ્મતાથી એમણે નીચે મુજબ કર્યું છેઃ—

(૧) એક વસ્તુના સસ્કાર માણસપર સચોટ રીતે પડે છે;

(૨) એ સસ્કારમાથી કલ્પનાચિત્ર પ્રગટે છે,

(૩) રસવૃત્તિ એ ચિત્રમા અપૂર્વતાની ઝાખી કરવા મથે છે, અને એમ કરવા જતા એમા સરસતાનુ આરોપણ કરે છે,

(૪) રસિકતા આ સરસતા જોઇ આનદ પામે છે;

(૫) માણસ આ સરસ કલ્પના ચિત્ર વ્યક્ત કરવા ઈચ્છે છે.

(૬) એ માણસમા સર્જક શક્તિ હોય તો એ ચિત્રને એ સચોટ ને સરસ રીતે વ્યક્ત કરે છે;-કલાત્મક કૃતિ સરજે છે,

(૭) એ કલાત્મક કૃતિની સચોટતા સામા માણસ પર ઉડી છાપ પાડે છે, અને

(૮) તેમા રહેલી સરસતા સામાની રસિકતા પોષી તેને આનંદ પમાડે છે.

અને તેનું વધુ સ્પષ્ટીકરણ કરવા સુપ્રસિદ્ધ અંગ્રેજ કવિ શેલીની કેટલીક પંક્તિઓ આપી કલાત્મક કૃતિની સરસતા વિષે જે ધોરણ તેઓ સ્થાપે છે, તેનું વિવરણ નીચેના એમના લખાણમા મળી આવે છે;

" દૃષ્ટાત રૂપે એ શેલી જેવા કવિની વ્યક્ત કરવાની રીત લઇએ. એનાજ શબ્દોમાઃ—

"ગંભીર દર્શન અને ચમકતા સ્વપ્નાઓએ તેની કલ્પના પોષી. વિશાલ પૃથ્વીના અને સર્વવ્યાપી આકાશના દરેક દસ્ય અને નાદે તેના

હૃદયમા સર્વોત્તમ તરંગો માણતા દૈવી તત્વજ્ઞાનના ઝરણા તેના તરસ્યા હોઠ પર પડતા અને પૂજ્ય ભૂતકાળે ઇતિહાસ કે કથામા જે જે મહત્તા, સુંદરતા સૌંદર્ય અમર કર્યા હતા તે એ સમજતો અને જાણતો

રોતીની ભવ્ય રચનાની અદ્દભુત શક્તિ દરેક વસ્તુને અપૂર્વતા અર્પી રહે છે, દરે વસ્તુને જુદા અને મોહક રૂપમા, મોહક મહિમામા તે નીર ખ્યા કરે છે તેના મગજમા આખી સૃષ્ટિન ભાવનાત્મક સ્વરૂપ તરવર્યા કર્યા કરે છે અદ્દભુત સરસતાની ભાવના તેની દરેક મનોદશાને પ્રેરી રહી છે જેવી એની રમવૃત્તિ છે તેવીજ એની સર્જક શક્તિ છે શબ્દો, વાક્યો દ્રુત શબ્દચિત્રો, અલંકારો, ભાવો, અને ભાવનાઓ—અપ્રતિમ, ઉચિત, અને સુગમ—એની કૃતિઓમા, અખડ ધોધે વહ્યા કરે છે એ જન્મથી 'કથનકાર' છે એનો શબ્દ સૃષ્ટિને અપૂર્વતા અર્પે છે એણે રચેલી સૃષ્ટિ ખરી સૃષ્ટિથી મગ્ન અને સભ્ય, સમગ્ર માનવજીવનને સમૃદ્ધ અને ભાવના શીન કરી રહે છે

માત્ર આવી સૃષ્ટિ મગજનામા મનુષ્યને પરમાત્માનુ દર્શન મળાવે છે એમ કેટલાક તત્વવેત્તાઓ માને છે એક અગ્રણી જર્મન તત્વ વેત્તા કહે છે 'સૃષ્ટિમા રહેલી, અસ્મિતાને હેતુપૂર્ણ વ્યવસ્થા, અને તે વિનાની વ્યવસ્થાનો વિરોધ નિરંતર ચાલી આવ્યો જણાય છે, અને આખરે કલાત્મક કૃતિના સહેતુક સવાદમા વિરામ પામે છે એમા બુદ્ધિ આખરે સપૂર્ણ આત્મદર્શનની પરાકાષ્ઠા અનુભવે છે સાથે અમર્યાદિત આનંદ પણ રહેલો હોય છે બધો વિરોધ નાશ પામે છે, ને બધા રહસ્યો સમજાય છે દૃશ્ય અને દૃષ્ટાની અસ્મિતાપૂર્ણ ક્રિયા વચ્ચે અણધારેલો સયોગ કોઈ અજ્ઞેય તત્વ રચી દે છે એ સયોગમા રહેલુ સપૂર્ણ ને નિશ્વલ તાદાત્મ્ય દર્શનમય સૃષ્ટિ સર્જે છે

આ તાદાત્મ્ય સામાન્ય સૃષ્ટિનો અનુભવ કરનારની દૃષ્ટિથી છુપાયેલુ છે છુપાવનાર પડદો કલાકારની દૃષ્ટિ આગળથી ખસી જાય છે અને કૃતિઓ રચનાની ઓ સ્વયભૂ પ્રેરણા થાય છે કલા, એક ને શાશ્વત એવુ દર્શન બની જાય છે પરમ તત્ત્વ, જે કદી દર્શનનો વિષય થતુ નથી, અને છતા જે દર્શનનો વિષય થઇ શકે એવી સૃષ્ટિને હેતુ છે તેના અસ્તિત્વની ખાત્રી આ ચમત્કારથી થાય છે, અને તેથી કલા તત્વજ્ઞાનથી ચઢે છે

કલાત્મક કૃતિમાજ દર્શન એ પરમ તત્ત્વને સ્પર્શે છે તત્વજ્ઞાની કલાને સર્વોત્તમ લેખે છે 'અહેતુક ક્રિયા' અને 'અહેતુક આવિર્ભાવ' પ્રકૃતિ અને

ઇતિહાસમા કદી સાથે રહેતા જોઈ શકાતા નથી, તે જીવન કર્તવ્ય અને વિચારમા સદાય વિરોધી બની રહે છે, 'શાશ્વત અને મૌનિક ઐક્યના જે મહિમા તે બને એક જ્વાના બની ગયા હોય એમ મળે છે, તેનું ગર્ભદ્વાર તો માત્ર કનાજ ઉઘાડે છે'

આ વિચાર ખરો હોય કે નહીં પણ એટલુ તો નિર્વિવાદ કે કલા ત્મક કૃતિની સરસતા સરજવામા જ મનુષ્યનું પરમ સાફલ્ય છે તેથી આવા સ્રષ્ટા, આવા કનાકારો જનતાની પૂજાને પાત્ર થાય છે, અને એમણે પ્રવર્તાવેલો કનાધર્મ, બધા ધર્મથી શ્રેષ્ઠ, સમગ્રજીવનને અનતકાળ પ્રેરી રહે છે"+

એ પુસ્તકના બીજા લેખમા હિન્દમા ભક્તિ માર્ગનો પ્રચાર અને ઇતિહાસ લેખકે અવલોક્યો છે, એમના પહેના લેખ જેટલો સફળ આ લેખ થયો નથી, કારણ કે પ્રથમ એ વિષય એટલો જટિન છે હજારો વર્ષનો છે, અને એના નિર્ણયમા એટલા બધા મતમતાંતરોનો સમન્વય કરવો રહે છે કે તેને પુરતો ન્યાય આપવાનુ એ વિષયના નિષ્ણાત માટે પણ સામાન્યત કઠિન થઇ પડે શ્રીયુત મુનશીનું એ વાચન એક શોખીન (amateur) અભ્યાસી જેવુ છે, અને વિશેષમા પોતે જે કાઇ નિર્ણય બાધેના છે તેનુ સમર્થન કરવા તેઓ એનો ઉપયોગ કરવા આતુરતા ધરાવે છે, એમ અમને લાગે છે તેઓ ભક્તિ અને માનવ પ્રણયભાવ વચ્ચે સામ્ય જુએ છે, પણ તેમાથી ઇશ્વિરી અશ જ ઉડી જતો અમને ભાસે છે તદાકારપણુ એમા આવશ્યક છે, પણ તેથી પર, વ્યક્તિત્વનો તદ્દન અનોપ થઇ, મારાપણુ–જતુ રહેવુ, અસ્તાનો નાશ થવો અને તેનાપણુ–ઇશ્વરનેજ અનુભવવો, તેમા એમકાર થવુ એ અમને નાગે છે કે ભક્તિ નુ અતિમ ધ્યેય છે *

+ થોડાંક રસદર્શનો, પૃ ૪૦–૪૨

* સરખાવો Plotinus taught that the One, being super essential, can only be apprehended in ecstasy when thought, which still distinguishes itself from its obj ct is transcended, and knower and known become one As Tennyson's Ancient Sage' says —

' If thou would'st hear the nameless and descend
Into the Temple cave of thine own self
There, brooding by the central alter, thou
May st haply learn the nameless hath a voice,

આ વિષય ચર્ચાસ્પદ છે, પણ અમે માનીએ છીએ કે તે બુદ્ધિનો પ્રદેશ નથી. તેનો પાયો શ્રદ્ધા પર અવલંબે છે; અનુભવ તેની સાચી કસોટી છે, વાદ નહિ. એટલે એ વિષે શ્રીયુત મુનશીનું મંતવ્ય સ્વીકારાય એમ અમને લાગતું નથી પણ એમણે તે વિષયને એમની પ્રતિભાથી આકર્ષક અને રસપ્રદ બનાવ્યો છે, એમ અમારે આનંદસહ કહેવું પડશે.

સ્વતંત્ર અને નવીન નાટકો આપણે ત્યાં જુજ લખાય છે; અને તે થોડા વર્ષોથી લખાવા માંડયા છે; તેમાં એક અગ્રગણ્ય અને પ્રતિભાશાળી નાટ્યકાર તરીકે શ્રીયુત મુનશીએ ઉંચી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરેલી છે, અને કોઈ પણ ભાષામાંના ઉત્તમ નાટક સાથે તે સરખામણીમાં ઉભા રહી શકે એવી ઉંચી કોટિના છે.

એ નાટકોમાં, તેમાંના પાત્રોનું માનસશાસ્ત્રની દૃષ્ટિએ પૃથક્કરણ થઇ, માનવજીવનની નબળાઇઓ તેમ વિશિષ્ટતાનાં, તેના પ્રેરક બળોનાં અને મનુષ્ય સ્વભાવના તાદૃશ્ય પ્રતિબિંબો પડતાં, એનું આકર્ષણ અને પ્રભાવ બહુ પ્રબળ નિવડે છે, અને તે આદરપાત્ર થઈ પડે છે.

આપણા પવિત્ર વેદ અને પુરાણ ગ્રંથોમાંથી એ નાટકની વસ્તુની ગૂંથણી કરી, તેની ઘટનામાં, ઋષિમુનિઓ જેમને આપણે પૂજ્ય માનીએ છીએ, તેમના નામો લેખક જોડે છે, તે પદ્ધતિ સામે પ્રાચીન સંસ્કૃતિપ્રિય એક પક્ષ તરફથી વાંધો લેવામાં આવે છે; તે સિવાય તેની વિરુદ્ધ સાહિત્યની કૃતિઓ તરીકે કાંઇ પણ દોષ બતાવવામાં આવ્યો હોય એમ અમારા જાણવામાં નથી.

શ્રીયુત મુનશી એક સમર્થ સાહિત્ય સર્જક અને રસિક કળાકાર છે; માનસ સ્વભાવના ઉંડા અભ્યાસી છે; અને માનસશાસ્ત્રથી પુરા પરિચિત હોઇ, એમના પાત્રોનું લાગણી અને સ્વભાવનું પૃથક્કરણ એટલું સુંદર અને મનોરમ કરી શકે છે કે એમની કૃતિઓ વાંચીને સૌ ધન્યવાદના ઉદ્ગારો ઉચ્ચારે છે અને લેખકની બુદ્ધિ ને શક્તિની પ્રશંસા કરે છે; અને તેની

By which thou wilt abide, if thou be wise,
From knowledge is the swallow on the lake,
That sees and stirs the surface-shadow there
But never yet hath dipt into the Abysm"

'Light, Life and Love'–edited Dean Inge.

મૌલિકતા અને અપૂર્વતાને લઇને ગુજરાતી નાટય સાહિત્યમા શ્રીયુત મુનશીના નાટકોએ ઉંચુ અને ગૌરવભર્યું સ્થાન મેળવ્યુ છે.

લોપામુદ્રા નાટકમા શ્રીયુત મુનશીએ ઇતિહાસના આરંભકાળથી પ્રજાઓને મુઝવી રહેલો વર્ણભેદનો અને તેના સમન્વયનો પ્રશ્ન બાહોશીથી ચર્ચ્યો છે. જર્મનીમા હિટલરે જ્યુજાતિ પ્રતિ સુગ બતાવી છે, અને જર્મનીમાથી તેમને હાંકી કાઢયા છે, અને આર્ય લોહીની શુદ્ધિ પર ભાર મૂક્યો છે, એ જાણીતી બીના છે

એજ પ્રકારે પૂર્વે વસિષ્ઠ ઋષિએ શ્રીયુત મુનશીના કથ્યા પ્રમાણે, આર્યોની શુદ્ધિ મચવાઈ રહે તે માટે, આર્યોની એકહથ્થુ સત્તા, સર્વોપરિ સત્તા સ્થાપવા, સપ્તસિંધુના પ્રદેશમા આર્યોના વસવાટ દરમિયાન પ્રચડ કાર્ય આરંભ્યુ હતુ, અને તે પ્રસ્તુત નાટકનો કેન્દ્રિત વિષય છે

દસ્યુઓને ફક્ત દાસ તરીકે રાખવાના અને તેમની સાથે બીજો કોઇ પ્રકારનો સંબધ હોઈ શકે કે થઇ શકે નહિ એવા દુરાગ્રહી વિચાર તેઓ ધરાવે છે.

અસ્પૃશ્યતાનો પ્રશ્ન હિન્દુ સમાજને આજે ખૂબ મુઝવી રહ્યો છે, અને તેના ઉજ્જવળ ઇતિહાસને તે એક કલકરૂપ છે, એવી રીતે ગોરા કાળાનો પ્રશ્ન ઓછો કડવાશભર્યો નથી. પરદેશમા નહિ, પણ આપણા પોતાના વતનમા યુરોપીય કલબોમા અને જીમખાનામા હિન્દીઓને દાખલ કરવામા આવતા નથી, તે પણ વર્ણભેદને આભારી છે, તેથી આપણુ સ્વમાન હણાય છે.

આ કઠિન અને વિષમ પ્રશ્નને લેખકે દક્ષતાથી અને સફળતાપૂર્વક નિરૂપ્યો છે, અને વિશ્વરથ પાસે જે નિર્ણય કરાવ્યો છે તે ન્યાયપુર:સર અને સાચો છે એમ આપણે જોઇ શકીએ છીએ.

આર્ય અને દસ્યુ જાતિઓ એક બીજા પર હુમલા લઈ જાય છે, તે દરમિયાન એક વખતે ભગતજાતિનું નરરત્ન વિશ્વરથ દુશ્મનોના હાથમા સપડાઇ જઇ પડે છે. અહિં દસ્યુ રાજા શમ્બરની પુત્રી ઉગ્રા વિશ્વરથ પર મોહી પડે છે; અને તે આર્ય વીરને વરવા ઇચ્છે છે. પણ વિશ્વરથની રગોમા આર્ય લોહી ઉછળે છે; આર્યત્વ માટે તેને અભિમાન છે. ઉગ્રાના એને વશ કરવાના અનેક પ્રયાસોને તે તરછોડે છે, પણ આખરે એનુ માનવ હૃદય ઉગ્રાની ઉત્કટ પ્રેમ લાગણીને આધીન બને છે, તેમ એવી પરિસ્થિતિ ઉપસ્થિત થાય છે કે તેનો નિકાલ કરે એમાથી છૂટકો થાય એમ છે.

દસ્યુ કુમારી વિશ્વરથને પ્રસન્ન કરવા કાંઈ કાંઈ પ્રયત્ન કરે છે, તેને વશ કરવા પોતે કંઈ પણ ભોગ આપવા તૈયાર છે, તેમજ એ બે પાત્રોનું આત્મમંથન ગમે તેવા પણ હૃદયને હચમચાવી મૂકે એવું વેધક છે

એઓ બંને પ્રેમથી જોડાયા પછીનો એક પ્રસંગ આપીશું, તે પરથી એની સચોટતા ને હૃદયભેદકતા સમજાશે

"આડા પડેલા બેભાન શરીરની પાસે ઘુંટણીએ પડી તે શામ્બરીના માથાપર હાથ ફેરવતો હતો એનું ગૌર, સુંદર મુખ, ચંદ્ર સમું, તે વ્યોમજેવા ખંડના અંધારામાં ચમકતું હતું શામ્બરીનાં સુકાએલાં સુકુમાર અંગોમાંથી પણ યૌવનની સુવાસ ઝરતી હતી શરીરની રેખાઓનું લાલિત્ય, ફીકા સુકા ઓષ્ઠના મરોડની મોહિની એના મુખપર લખવખતા એકનિષ્ઠાના નિર્મલ તેજને દૈવી બનાવી મુકતા હતા

તેની આંખો ઉઘડી તેના પર ઠરી રહી, ભીની થઈ તે બબડી "જન્હુ! જન્હુ! સ્વપ્નામાં આવે છે તો જાગતાં કેમ નથી આવતો?" અવાજમાં હતાશનો ધ્વનિ હતો

"શામ્બરી! હું આવ્યો છું, આવ્યો છું જીવતો, જાગતો સ્વપ્ન નથી"

આંખોમાં વિજળીના ચમકાર સમું જળહળતું ક્ષણિક તેજ આવ્યું "જન્હુ! જન્હુ!" તેણે ગદ્‌ગદ કંઠે ઉચ્ચાર્યું અને તેના નિર્બલ હાથ વિશ્વરથના ગળાને વીંટાઈ વળ્યા

વિશ્વરથ, તુટતે હૈયે, એની બાથમાં માથું છુપાવી રડી પડ્યો એ ભરતકુલ શિરોમણિ, કુશિક જેવા રાજર્ષિનો પૌત્ર, અગસ્ત્યનો શિષ્ય, મંત્ર-દ્રષ્ટા થવાને ઉત્સુક—આખરે, આખરે—દસ્યુકન્યાનો પ્રિયતમ, તેના મૂક સમર્પણથી સ્વેચ્છાએ વેચાયેલો દાસ, અને તે વિષમ પળે, અધમતાથી પણ અધમ ગતિ તેણે પ્રાપ્ત કરી આંખમાંથી ગૌરવભંગના લોહીભર્યાં આંસુ ખરતાં હતાં. પૂર્વજો, પિતાને ગુરુ એને શાપ આપે એવી દશામાં હતો.

તે સમયે તેની દૃષ્ટિએ નવું તેજ પડ્યું સ્વમાન, સ્વજાતિ, ગૌરવ, સંસ્કાર શુદ્ધિ, સઘળાંની દયાની વેદિપર આપેલી આહુતિથી, જ્વાલા નીસરતી હતી, અને તેમાં એને સત્ય નજરે પડ્યું વિશુદ્ધ હૈયાના ગગનગામી ભાગોમાં ભેદ ને દ્વેષથી પર એવું શાશ્વત ઋત હતું એણે ગર્વ વિનાશ્યો

હતો, શામ્મરી છવે માટે અને એ વિનાશમા વિજયથી વધારે નિર્મલ ઉ નામ વમતો હતો

" જન્તુ ' મને છોડી નહીં જતો હુ તુ કહેશે તેમ કરીશ હું તારી સ્ત્રીઓ જેવી થઈ રહીશ તારા દેવોને પૂજીશ મને જોઇએ તો માગજે, કાપી નાખજે, પણ દેવ ' મને કાઢી નહીં મુકતો "

" રડ નહી, રડ નહી, શામ્મરી ' હુ નહી જાઉં તુ આક્રંદ નહી કર તુ થકી જશે તો પછી બેભાન થઈ જશે '

" હે ? તુ મને નહી છોડી જાય "

" નહીં છોડી જાઉં થયુ ? તુ હવે સુઈ જા મારુ માન '

" માનીશ ' માનીશ પણ આવોને આવો રહેજે "×

તે પછી પ્રેમખાતર, પતિને બચાવના આર્યોને શામ્મરી કિલ્લાનો માર્ગ બનાવી દે છે, અને એ રીતે તેના પિતાના અને દસ્યુ જાતિના નિકંદનનુ તે નિમિત્ત થઇ પડે છે

એ આત્મ સમર્પણ જેવુ તેવુ ન હતુ આત્મ સમર્પણથી દેવો પણ રીઝે છે, તો પછી મનુષ્ય કોણ માત્ર ? અને વિશ્વરથ પણ એ પ્રેમને સાચો નિવડે છે, એટલુ જ પણ એની બુદ્ધિ અને હૃદયને જે માર્ગ ન્યાયી, સાચો અને માનવભર્યો લાગે છે, તે આખી આર્ય જાતિના પ્રચડ વિરોધ છતા એકલો અને અટુલો ઉભો રહી નિડરતાથી ઉગ્રાને પત્ની તરીકે સ્વીકારે છે, અને વર્ણભેદનો પ્રશ્ન ઉકેલે છે, તે ભારતના ઇતિહાસમા એક ઉજ્જવળ દિવસ લેખાવો જોઇએ તે નિર્ણય જેમ મહત્વનો અને ગભીર હતો તેમ દુર દેશીભર્યો અને ડાહ્યો હતો તે સાચુ જ કહે છે, " આર્યત્વ રૂપ ને રગ વડે નથી એ તો છે તપ વડે–સત્યમા, ઋતના અનુસરણથી "

સ્નીએ નાટકની ભૂમિકા રૂપે વિશ્વરથનો પૂર્વ વૃત્તાંત કથા રૂપે પહેલા ભાગમા આપ્યો છે અને તે નાટકનુ હાર્દ સમજવામા મદદગાર થાય છે પરંતુ જાણીતા નાટ્યકાર બર્નાર્ડ શોની પેઠે એની પ્રસ્તાવનામા શ્રીયુત મુનશીએ આર્ય દસ્યુના વર્ણભેદના પ્રશ્નને ઐતિહાસિક રીતે, સ્વતંત્ર નિબધ રૂપે ચર્ચ્યો હોત તો તે વધુ આનદપ્રદ થઇ પડત, એમ અમારુ માનવુ છે

પુરાણોમા વસિષ્ઠ અને વિશ્વામિત્ર એ બેને વિરોધીઓ તરીકે વર્ણવ્યા છે, અને હરિશ્ચંદ્રને જે કષ્ટ આપે છે તેથી વિશ્વામિત્ર અળખામણા થઈ પડે છે, આ નાટકમા એ દશ્ય તદ્દન બદલાઇ જાય છે, અને વિશ્વરથ–વિશ્વામિત્ર

× લોપામુદ્રા ભાગ ૧ લો પૃષ્ઠ ૧૦૬, ૧૦૭

આર્ય અને દસ્યુ જાતિના મિત્ર જ નહિ, પણ વિશ્વના મિત્ર અને ઉદ્ધારક બને છે, એ નવીન દૃષ્ટિબિંદુ વિચારવા જેવું છે

'નરસૈંભક્ત હરિનો' એ ચરિત્ર ગ્રંથ વિષે અમે બુદ્ધિપ્રકાશમાં વિસ્તારથી વિવેચન કરેલું છે, એટલે એ વિષયને અહિં ફરી નહિ ચર્ચીએ પણ એટલું નોંધીશું કે કર્તાએ ભક્ત કવિ નરસૈં મહેતા વિષે ઉપલબ્ધ સાહિત્ય વાંચીને તેમના મનપર જે ચમત્કાર છાપ પડેલી તેનું પ્રતિબિંબ ઉપરોક્ત પુસ્તકમાં ઉતાર્યું છે, પણ તેથી એમ નથી કહેવું કે એમાં વર્ણવેલી સર્વ વિગતો સાચી અને ઐતિહાસિક છે

કવિ ન્હાનાલાલનું 'દલપતરામ ચરિત્ર,' શ્રીયુત વિશ્વનાથ ભટ્ટનું 'વીર નર્મદ,' શ્રીયુત માનશંકરભાઈનું રાજાબાહાદુર છબીલારામ, શ્રીયુત બાપાલાલ વૈદ્યકૃત જયકૃષ્ણનું ચરિત્ર, પાર્વતીબાઈ આથવલેનું આત્મવૃત્તાંત, અને સંત ફ્રાન્સિસ, શ્રીયુત મહાદેવભાઇ લિખિત, એ પુસ્તકો કોઇને કોઇ દૃષ્ટિએ અમને મહત્વના અને મનનીય માલુમ પડયા છે

સને ૧૯૧૧માં શ્રીયુત ન્હાનાલાલે ભગવદ્ ગીતાનું સમશ્લોકી ભાષાંતર પ્રસિદ્ધ કર્યું, તે પુસ્તક એમણે કવીશ્વર દલપતરામને અર્પણ કર્યું હતું, એ સુપુત્રે સ્વર્ગસ્થ પિતાને અર્પેલી અંજલિ અમને ખાસ પસંદ પડી હતી અને તેથી તે 'બુદ્ધિપ્રકાશ'માં એ વખતે અમે ફરી છાપી હતી તે સમયે અમને સ્ફુરેલું કે કવીશ્વરનું જીવનચરિત્ર એ બુદ્ધિશાળી અને તેજસ્વી કલમ બાહાદુરના હસ્તે લખાય તો તે એક સુંદર કૃતિ થઇ પડે, અને વચમાં અમે મિત્રો પાસેથી સાંભળ્યું હતું કે એવું એક પુસ્તક લખવાનો કવિ ન્હાનાલાલનો વિચાર છે, અને તે સારૂ માહિતી પણ સગ્રહી રહ્યા છે

સોસાયટીએ કવીશ્વરનું ચરિત્ર લખવાનો નિર્ણય કર્યો હતો અને એ વિષયનો યોગ્ય ન્યાય આપી શકે એવા એમના સંસર્ગમાં આવેલા એક બે વિદ્વાનોને તે ચરિત લખી આપવાનું સૂચવ્યું હતું, પણ તે માટે હજુ કેટલોક સમય વિતવો જોઇએ, અને બીજી પણ કેટલીક તૈયારી હોવી જોઇએ, તે કારણ આગળ ધરી, તેઓએ અનીચ્છા દર્શાવી હતી

તે અરસામાં કે તેની આસપાસના વર્ષોમાં કવીશ્વરના એક પ્રિય શિષ્ય અને એમના વિશેષ સમાગમમાં આવેલા કાશીરાકર મૂળશંકરે શ્રી સયાજી સાહિત્ય માળામાં કવિ દલપતરામનું ચરિત્ર લખી આપ્યું હતું, કવીશ્વરના સ્મરણો એમણે તે અગાઉ બુદ્ધિપ્રકાશમાં આપ્યા હતા. આમ

એ વિષયમા અમને ખૂબ રસ હતો, અને કવીશ્વરનુ જીવનચરિત્ર લખાય તે માટે બહુ ઉત્સુક હતા, તેથી કવિ ન્હાનાલાલનુ પુસ્તક પ્રસિદ્ધ થતા પહેલી તકે જ તે મેળવી અમે સાદ્યંત વાચી ગયા હતા, અને કહેવાની જરૂર નથી કે તે અમને પ્રિય થઈ પડ્યુ હતુ એવુ ઉત્તમ પુસ્તક અમે પૂર્વે નદશંકરનુ ચરિત્ર વાચ્યુ હતુ એ બનેની નિરૂપણ શૈલીમા કેટલુક સામ્ય માલુમ પડશે એકમા સુરતનો તાદૃશ્ય વૃત્તાત આવે છે, ત્યારે બીજામા આપણે તે સમયના કાઠિયાવાડના સમાજ જીવનથી, પરિચિત થઇએ છીએ અને લેખકોની વિશિષ્ટતા એ છે કે મધ્યસ્થ ચિત્રની આસપાસ સામાજિક પરિસ્થિતિની ભૂમિકા ઉભી કરી, એવુ ઐતિહાસિક વાતાવરણ ઉપજાવે છે કે આપણે સમકાલિન દૃશ્યો અવલોકતા ન હોઇએ એવો આભાસ થાય છે, અને તે દૃષ્ટિએ, અન્ય ઐતિહાસિક સાધનોના અભાવે, એ પુસ્તકોનુ મૂલ્ય થોડુ નથી અને સમર્થ અને પ્રતિભાશાળી લેખકો છે એટલે એમણે દોરેલા સમાજ ચિત્રો પણ વિવિધ રગોથી સારી રીતે ચિતરેલા અને સુરેખ છે, અને તેની છાપ મનોગમ નિવડે છે

કવીશ્વરના ચરિત્રનો હજી એક ભાગ બહાર પડેલો છે, બીજા બે ભાગો લખાઈ રહ્યા છે, તે સઘે, આખુ ચરિત્ર અવલોકવુ વધુ મનરજક થઈ પડશે એમ અમે માનીએ છીએ

એજ વર્ષમા કવિશ્રી તરફથી બીજી બે ચોપડીઓ મળી હતી, (૧) 'ઓજ અને અગર' અને (૨) 'સરસ્વતીચદ્રનુ જગતની કાદબરીઓમા સ્થાન' પહેલુ પુસ્તક એમના આરભકાળનો પ્રયાસ છે, અને એમનો કાવ્ય વિકાસ તપાસવા માટે એ ઉપયોગી છે સરસ્વતીચદ્રની સમાલોચનાનુ પુસ્તક એ નવલકથા પ્રકટ થઈ તે સમયે લખાયલુ હોત તો તે વધુ આકર્ષક થાત અને તેની કાઇક વિશેષ અસર થવા પામત તે પછી જમાનો વહી ગયો છે, એ જીવનસૃષ્ટિજ બદલાઈ ગઈ છે, સામાજિક નવલકથા તરીકે આજે સરસ્વતીચદ્રની ઝાઝી અસર માલુમ નહિ પડે, એમાના રાજકીય પ્રશ્નોની ચર્ચાએ નવીન સ્વરૂપ ધારણ કરેલુ છે, માત્ર એમાનો તત્વચિંતનનો ભાગ એ વિષયના રસિયાને રસપ્રદ થઇ પડે, પરતુ એક નવલકથા તરીકે એમા ઉપરોક્ત વિષયોની લાબી ચર્ચાઓથી, ઉત્તમ કથાઓમા તેની ગણના કરવામા કેટલાક વિવેચકો વાધો ઉઠાવે છે, અને તે ખોટુ નથી. ગમે તેમ હો, ગયા જમાનામા એના જેવુ સરસ અને લોકપ્રિય બીજુ કોઈ પુસ્તક નહોતુ, અને ગુજરાતી સાહિત્ય એથી ઉજ્જવળ બન્યુ હતુ, તે

લખીને ગોવર્ધનગ્રામે ગુજરાતની અને ગુજરાતી સાહિત્યની અપ્રતિમ સેવા કરેલી છે અને તે માટે પ્રજા એમની અત્યંત ઋણી છે, અને એમની પચીસમી સંવત્સરી નિમિત્ત જે સમારંભ થયો તે પ્રસંગે પ્રસ્તુત શ્રદ્ધાંજલિ અર્પીને કવિશ્રી ન્હાનાલાલે ખરેખર એક પ્રશસ્ય કાર્ય કર્યું હતું

કૌમુદીકારે સાહિત્ય અનેક ગણુની યોજના ઘડી, તેને અમલમાં આણી તેમાંના સાહિત્ય સેવકોએ સાહિત્ય કાર્યની વહેંચણી કરી તેમાં નર્મદ દલપત યુગનો ઇતિહાસ લખવાનું કાર્ય શ્રીયુત વિશ્વનાથ ભટ્ટે ઉપાડી લીધું હતું, જેઓએ એમણે યોજેલો પારિભાષિક કોષ અવલોક્યો હશે તેઓ જાણે છે કે અર્વાચીન ગદ્ય સાહિત્યનું એમનું વાચન વ્યાપક તેમ ઝીણું છે. એમણે એ નર્મદ દલપતયુગનું સાહિત્ય વાંચીને અસંતોષ માન્યો નથી, પણ સમકાલીન માસિકોની પુરાણી ફાઈલો બને તેટલી ઉથલાવી ગયા છે, અને એ અભ્યાસ ને વાચનના પરિણામે એમનું "વીરનર્મદ"નું પુસ્તક એક ઉત્તમ પુસ્તક નિવડ્યું છે એવા બહુ થોડા પુસ્તકો, વિવેચનાત્મક, ગુજરાતીમાં મળી આવશે એ પુસ્તક બહાર પડ્યું તે પૂર્વે લોરન્સ બિન્યનનું અકબર ચરિત્રનું પુસ્તક અમારા વાંચવામાં આવ્યું હતું, અકબર વિષે મ્હોટા અને વિસ્તૃત ચરિત્રો લખાયાં છે, અને તે સારૂ સાધન સામગ્રી પણ વિપુલ છે, પરંતુ એક કુશળ ચિત્રકાર આવશ્યક વિગતોનો ઉપયોગ કરી એક ઉત્તમ અને લાક્ષણિક તૈલચિત્ર ઉપજાવી કાઢે છે, અને તે જોનારને મૂળપુરુષનો તાદૃશ્ય ખ્યાલ આપે છે, એ પ્રતિનું પુસ્તક હતું, અને એવી સબળ છાપ 'વીર નર્મદનું' ચરિત્ર વાંચતાં અમારા મનપર પડી હતી. કેટલીક મર્યાદાઓને લઈને લેખકને એ વિષયને ટુંકાવવો પડ્યો હતો, તે ચિત્ર સંપૂર્ણ મેળવી શક્યા હોત તો એનો આનંદ કંઇક ઓર જામત પ્રસ્તુત લખાણ વાંચીને કવિ નર્મદ વિષે વધુ અને વધુ જાણવાને આપણી ઇંતેજારી વધે છે, લેખક એ વિષય ફરી હાથમાં લે અને કવિ નર્મદનું ફુલ સાઈઝ તૈલચિત્ર ચિતરે, તો અમને શ્રદ્ધા છે કે, એક જ્વલંત કૃતિ થઈ પડશે

કાઠિયાવાડના ઇતિહાસમાં નાગરોએ વીરતાભર્યો ભાગ ભજવેલો છે, અને એમની કલમની જેમ એમની બરછી પણ એટલી મશહુર છે અમરજી દિવાન, રણછોડજી દિવાન, ત્રિકમદાસ અને એમના વંશજો, રાજા બહાદુર દયાબહાદુર અને રાજા ઝમીનારામના પરાક્રમો, એમની હિંમત, મુસદ્દીગીરી અને સાહસિકતા સુપ્રસિદ્ધ છે, અને આપણે સંતોષ પામવા જેવું એ છે કે એ વીર પુરુષોમાંના કેટલાકનાં ચરિત્ર ગુજરાતીમાં લખાયાં છે, તેમાં

ઝમીનારામના ચરિત્રપુસ્તકથી મગીન ઉમેરો થયો છે તેના લેખક શ્રીયુત માનશંકરભાઈએ નાગરોનો ઇતિહાસ સંશોધવામાં આખી જિંદગી ગાળેલી છે, અને આપણને કેટલુંક વિચારણીય સાહિત્ય પૂરું પાડેલું છે થોડા સમયથી એમની આંખ નબળી પડી ગયેલી છે, તેમ છતાં ઉપલબ્ધ હકીકતનો વિવેકપૂર્વક ઉપયોગ કરી રાજા ઝમીનારામ વિષે એક વાંચવા જેવું પુસ્તક એમણે આપ્યું છે, અને તે ઇતિહાસ રસિકોને પ્રિયકર થઈ પડશે

એમાંની એક બીના પ્રતિ સાહિત્ય રસિક બંધુનું અમે ધ્યાન દોરીશું કે રાજા ઝમીનારામના જીવનના સબંધમાં મળેલી કેટલીક સાખો, શકારપદ, ભુજભરેલી તેમ પરસ્પર વિરોધી મળી આવે છે એઓ બસે વર્ષ પર થઇ ગયા હતા, તો પછી નરસૈં મહેતા વિષે એમના વંશજો જે માહિતી રજુ કરે છે, તે કેટલે અંશે આધારભૂત માની લેવી એ એક વિચારવા જેવો પ્રશ્ન છે, અને એવી મુશ્કેલીઓને લઇને ઇતિહાસના કાળ નિર્ણયમાં સાહિત્યના પ્રમાણને તદ્દન ગૌણ સ્થાન અપાય છે.

શ્રીયુત બાપાલાલ વૈદ્ય, એક વૈદ્ય તરીકે હોશિયાર છે, અને લેખન કાર્યમાં પણ સારી પ્રીતિ ધરાવે છે, તેને લઈને કેટલુંક ઉપયોગી સાહિત્ય આપણને તેમના તરફથી મળેલું છે તે વૈદ્યએ તેમ એ વિષયમાં રસ લેનારાઓને જોવા જેવું છે, પરંતુ અમને તો એમનું જયકૃષ્ણભાઈનું જીવન-ચરિત્ર ખાસ ગમ્યું છે, એમના ગુરૂભાવથી અમે મુગ્ધ થયા છીએ, ગુજરાતીઓમાં વનસ્પતિશાસ્ત્રના નિષ્ણાત તરીકે કોઇની ખ્યાતિ બંધાઇ હોય તો તે જયકૃષ્ણભાઈ હતા, અને ગુજરાત અને કચ્છ પ્રદેશની વનસ્પતિ વિષે એમણે જે બે પુસ્તકો લખ્યા છે, તે ખરેખર અપૂર્વ છે એક વિદ્વાન તરીકે આપણને એમના માટે માન છે જ, પણ એમની ખાનગી જીવનની હકીકત પ્રસ્તુત પુસ્તકમાંથી આપણે જાણીએ છીએ ત્યારે એ મહાન પુરુષના ચરણે આપણું મસ્તક નમી પડે છે

આપણા સમાજમાં વિધવાની શી સ્થિતિ છે, તે સમજાવવાની જરૂર પડે એમ નથી, પણ તેના પર સારા સંસ્કાર પડતા અને કેળવણી પ્રાપ્ત કરતાં તે કેટલી હદ સુધી પહોંચી શકે છે, તેનું સુંદર દૃષ્ટાંત પાર્વતીબાઇ આથવલેની જીવન કહાણી પુરૂં પાડે છે, અને એ પુસ્તકને શ્રીયુત મોતીભાઈ અમીને પરીક્ષા માટે પસંદ કર્યું હતું તે જોઇને અમને બહુ આનંદ થયો હતો આવાં પુસ્તકોનું વાચન જીવન ઘડતરમાં પ્રેરણારૂપ અને માર્ગદર્શક થઈ પડે છે

સત ફ્રાન્સિસ નામે એક મહાન સત યુરોપમા થઇ ગયા છે; તેમનુ જીવનપરિવર્તન એક અદ્ભુત કથા છે, અને એમનું સેવાકાર્ય એથી પણ વિશેષ મહત્વનુ અને લોકોપકારી નિવડયુ છે. ઇંગ્રેજીમા એ સંત પુરુષ વિષે પુષ્કળ સાહિત્ય રચાયલુ છે, ગયા વર્ષે "કુમાર" માસિકમા શ્રીયુત રગીલદાસ કાપડીઆએ સત ફ્રાન્સિસ પર એક મનનીય લેખ લખ્યો હતો, તે પૂર્વે શ્રીયુત મહાદેવભાઈએ "નવજીવન"મા એ સતપુરુષ વિષે એક લેખમાળા લખી હતી તે પુસ્તકાકારે આપણને પ્રાપ્ત થાય છે, એ ખુશી થવા જેવુ છે, સત ફ્રાન્સિસ જેવો ચરિત્રનાયક અને શ્રીયુત મહાદેવભાઈ જેવા મર્મગ્રાહી વિવેચક એટલે એ કૃતિની ઉત્તમતા વિષે વધુ કાંઈ કહેવા જેવુ હોય જ નહિ.

આજકાલ નવલકથાના પુસ્તકોમા શ્રીયુત રમણલાલ અને શ્રીયુત મુનશીના પુસ્તકોની માગણી વધુ હોય છે, અને તેઓ કોઇને કોઇ વાર્તા પુસ્તક ચાલુ આપતા રહે છે; એ થોડું સંતોષકારક નથી. શ્રીયુત મુનશીની "સ્નેહ સભ્રમ"મા આધુનિક સમાજજીવનમા જે પરિવર્તન થઈ રહ્યુ છે, તેનો પરિચય કરાવતા કેટલાક સામાજિક ચિત્રો તેમણે દોર્યા છે, તે રમુજી છે પણ કોઇ પ્રેરક ભાવના કે આદર્શ એમા માલુમ પડશે નહિ; કોઈ કહેશે કે નવલ કથાનો એ આશય પણ નથી. તેની પડખે "ગ્રામ્ય લક્ષ્મી"નું પુસ્તક જુદી ભાત પાડે છે. ગામડાઓની પુનર્ રચનાનો પ્રશ્ન થોડોક સમયથી ખૂબ વિચારાઈ અને ચર્ચાઇ રહ્યો છે; તેમા આ પુસ્તકનુ પ્રકાશન વખતસરનું છે, લેખકે ગ્રામ્યસુધારણાના કેટલાક પ્રશ્નોનુ વિવેચન કર્યું છે, તે માર્ગદર્શક થશે, શ્રીયુત રમણલાલની સમર્થ લેખિની એ વિષયને એક જીવન પ્રશ્ન બનાવી મૂકે છે, અને તેનુ વાચન આનંદપ્રદ થઈ પડે છે. આ વર્ષની સરસ નવલકથાઓમાની તે એક છે, આપણને એક ભાગ મળેલો છે, બીજા ભાગ માટે વાચક આતુરતાથી રાહ જોઈ રહ્યો છે.

શ્રીયુત અંબાલાલ પુરાણીએ "દર્પણના ટુકડા" એ નામક ન્હાની વાર્તામા એમના કોલેજ જીવનના સંસ્મરણો ગ્રથીને એક સુદર પુસ્તક રચ્યુ છે, તેમા રૂપી ભીખારણનુ પાત્ર એ ચાણકારક થઇ પડે છે. પણ એમનુ જીવનકાર્ય તો અરવિંદ બાબુના ઉત્તમ ગ્રથોનો ગુજરાતી જનતાને પરિચય કરાવવો એ થઇ પડેલુ છે, એમની એ પ્રવૃત્તિ ચાલુ છે અને આ વર્ષે આપણને એમના તરફથી "ભક્તિયોગ" નામનુ પુસ્તક મળ્યુ છે. ગુજરાતી સાહિત્યની તેમની એ સેવા ઓછી પ્રશંસનીય નથી, પોન્ડીચેરી આશ્રમમા નિવાસ કર્યો તે

પહેલા ગુજરાતમાં એમણે વ્યાયામ પ્રવૃત્તિ શરૂ કરી હતી; અને એવો એક ભાવનાશાળી શિષ્યસમૂહ પોતાના આત્મબળના પ્રભાવથી ઉભો કર્યો હતો કે તેઓ એ કર્તવ્યક્ષેત્રમાથી દૂર ખસી ગયા છે, તેમ છતાં એ કાર્ય તેઓ પ્રેમપૂર્વક ચલાવી રહ્યા છે, એ જોઈને કોઇ પણ વ્યક્તિ મગરૂરી લઇ શકે.

સૌરાષ્ટ્ર કાર્યાલયે ગુજરાતને એક મેઘાણી આપીને રાણપુરની એ સંસ્થાને અમર કરી છે, એમનાં પગલે અનુસરી શ્રીયુત ગુણવંતરાય આચાર્ય પણ સૌરાષ્ટ્રનો ભૂતકાળ સજીવ કરવા પ્રયત્ન કરી રહ્યા છે, અને એમની કૃતિઓ 'ભૂતકાળના પડછાયા' અને 'સાગર સંધ્યા' લોકપ્રિય નિવડી છે, તે બતાવે છે કે એમની કલમ પણ કસાયલી તેમ તેજદાર છે.

થોડીક મુદ્દતથી શ્રીયુત મેઘાણીની કલમ શાન્ત પડેલી છે; આપણે ઇચ્છીશું કે તેઓ લેખન પ્રવૃત્તિ પાછી હાથ ધરે; એમની "સાગરના તીરે તીરે" એ ચોપડી સૌ કોઈને ગમશે; એમની નિરૂપણ શૈલીમા કાઇક અજબ આકર્ષણ રહેલું છે.

શ્રીયુત "ધુમકેતુ" નવલિકાકાર તરીકે અજોડ છે; 'પ્રદીપ' અને 'ભીલકુમાર એકલવ્ય અને બીજાં નાટકો' એ બે પુસ્તકો વર્ષ દરમિયાન એમણે બહાર પાડયાં છે; તેમાં એમની શક્તિનુ દર્શન થાય છે જ, પણ વાચકનું મન તો વધુ 'તણખા' મેળવવાને ઇંતેજાર રહે છે.

ઘણાખરા વાચકો પ્રો. બલવન્તરાયને, એક સમર્થ સાહિત્ય વિવેચક, ઇતિહાસના અધ્યાપક, રાજકારણના અભ્યાસી, ટુંકી વાર્તાના લેખક અને કવિ તરીકે ઓળખે છે; પણ તેઓ તે સાથે એક સારા સંસ્કૃતજ્ઞ પણ છે; અને એક પંડિતની પેઠે તેનો ઉંડો અભ્યાસ કરેલો છે.

સન ૧૯૦૫માં એમણે કાલિદાસકૃત "શાકુન્તલ" નો ગુજરાતીમાં અનુવાદ કર્યો હતો; તે પછી પૂણામા મળેલી પહેલી પૌર્વાત્ય કોન્ફરન્સમાં 'શાકુન્તલ'ના પાઠો વિષે એક નિબંધ રજુ કર્યો હતો, તે વાચ્યાથી એમની વિદ્વત્તાનો ખ્યાલ આવશે.

પ્રસ્તુત વર્ષમાં પ્રો. બલવન્તરાય એ જ કવિનું નાટક 'માલવિકાગ્નિમિત્ર'નો ગુજરાતીમાં તરજુમો છપાવ્યો છે. સામાન્ય વાચકને તેની ભાષા વખતે કઠિન લાગે; પણ એ અક્ષરસઃ તરજુમો, એ નાટકનો અભ્યાસ કરનારને જરૂર મદદગાર થઈ પડશે અને કવિના સમય પરત્વે એમણે ઉપોદ્ઘાત લખ્યો છે, તે, અને તેમાંનો 'મનનિકા' વિભાગ પુસ્તકનું વિશિષ્ટ અંગ

લેખી શકાય, એજ નાટકનો બીજો તરજુમો જે એક અભ્યાગી ભાઈએ કરેલો છે, તેઓ પ્રો. ઠાકોરના આ અનુવાદ વિષે નીચે મુજબ અભિપ્રાય આપે છે:

"ગુજરાતી ભાષામા 'મહાકવિની' કૃતિનો અનુવાદ અને તે પણ મહાકવિ કાલિદાસના હૃદયને સ્પર્શ કરતો, તે જમાનાના આદર્શોને આબાદ સ્વરૂપે રજુ કરતો, છતા વાચકને હાથમા લીધા પછી પૂરો વાચ્યા વિના છોડવો ન ગમતો અનુવાદ-અર્પી શ્રીયુત ઠાકોરે ગુજરાતી સાહિત્ય રસિક જનતા ઉપર ઉપકાર કર્યો છે"*

નવી કવિતા સત્વશાળી અને આશાસ્પદ, દિન પ્રતિ દિન ખીલતી જાય છે, અને ઉગતા કવિઓની સખ્યા વધે છે, એ પણ આપણા સાહિત્યની અભિવૃદ્ધિનુ સુચિહ્ન છે. અત્યાર સુધી એ નવજુવાન કવિઓની કૃતિઓ સામાન્યતઃ જુદા જુદા માસિકોમા છૂટક છૂટક વાચવાને મળતી; તેમનો કોઇ કાવ્ય સગ્રહ પુસ્તકાકારે પ્રગટ થયો નહતો; પણ ચાલુ વર્ષમા એવા પાચ સાત પુસ્તકો બહાર પડયા છે, જેવા કે, શ્રીયુત ચંદ્રવદનકૃત ઇલા કાવ્યો, શ્રીયુત ઇન્દુલાલ ગાધીના 'તેજરેખા' અને 'જીવનના જળ', શ્રીયુત મનસુખલાલ ઝવેરીનુ ફુલદોલ, શ્રીયુત બેટાઈનુ 'જ્યોતિરેખા' અને શ્રીયુત સુંદરમના, કોયા ભગતની વાણી અને કાવ્યમગલા, તે જોઇને આપણને આનદ થાય છે. એ સર્વ કાવ્યપુસ્તકો નવી કવિતાના સુદર નમુનાઓ રજુ કરે છે, એટલુજ નહિ પણ તેમા આપણે નવયુવકોનું માનસ પારખી શકીએ છીએ, એમના અભિલાષ અને આદર્શ, એમના મથન અને મનોવ્યથા એ સઘળું આપણને આકર્ષે છે અને એ ચિત્રોમા તેઓ જે સંસ્કાર છાપ એમના મનપર પડી હોય છે, તેને મૂર્તિમંત કરવા પ્રયત્ન કરતા જોવામા આવે છે, તેમા અનુકરણનો પાસ ક્વચિત નજરે પડે છે; અને જે કાઇ તેઓ કવે છે, તે વાચન, નિરીક્ષણ, અભ્યાસ દ્વારા પ્રાપ્ત કરેલુ, સ્વવિચાર ને લાગણીને વ્યક્ત કરતુ અને જીવનને સ્પર્શતુ હોય છે. પહેલાની જેમ ઇંગ્રેજી કવિતાના સાવ તરજુમા થોડાકજ મળી આવે છે. આ પ્રમાણે આ કાવ્ય સગ્રહો નવશિક્ષિત માનસને રૂચે, આનદ આપે, ઉન્નત સસ્કાર બક્ષે, એમનામા ભાવના પ્રેરે, પ્રેરક બળ આપે, એવા વિવિધ પ્રકારના અને આનદદાયક માલુમ પડશે. સુન્દરમ્ કૃત 'કાવ્યમગલા'ના પાના ફેરવતા એક કાવ્ય "જન્મગાઠ"; હાથ ચઢયુ તે એક વાનગી તરીકે રજુ કરીશું —

* બુદ્ધિપ્રકાશ, સન ૧૯૩૩, પૃ. ૩૮૫

## જન્મગાંઠ

### : ગુલબંકી :

જન્મગાંઠ:
કાળના અનંત સૂત્ર પે પડંતી
જિન્દગીતણા અનેક આમળાની એક ગાંઠ,
રાત્રિ ને અહર્તણાં મહાન ઝૂડ બાંધનાર
વર્ષકેરી આવતી વળી વળી જ એક ગાંઠ,
જન્મગાંઠ,
જીવના પ્રવાસમાં પડેલ એક માનવીની
જિન્દગીની એક એ પ્રચંડ ગાઠ,
ત્યાં પડી પ્રભાતમા,
દિને દિને વધી વધી જડંતી અંગ,
ચંડ બંધ બાધનાર જન્મગાઠ,
જન્મગાંઠ, જન્મગાઠ,
ગાંઠ, ગાઠ, બંધ, બંધ,
રાચતો મનુષ્ય શું હશે જ જાણી જન્મગાંઠ ?
જન્મવંત બાંધી ગાઠ,
સૃષ્ટિકેરી બાધી ગાઠ,
કિલષ્ટ ગાઠ માનવીસમાજકેરી,
સભ્યતાની શિષ્ટ ગાઠ,
સંસ્કૃતિની પુષ્ટ ગાઠ,
જ્ઞાનકેરી શુષ્ક ગાઠ,
માત, તાત, પત્ની, પુત્ર, મિત્રતાની મિષ્ટ ગાંઠ,
અંતરે અનંત ગાંઠ,
એક પે અનેક ગાંઠ,
છોડતો ન, બાંધતો, છુટી જનારી બાંધતો,
તુટી જનારી સાંધતો, નવી નવી ઉમેરતો;
સળંગ સૂત્ર,
સ્નિગ્ધ પૂત્ર,
તેજથી પ્રદીપ્ત સૂત્ર,

રેશમી સુનાળુ સૂત્ર,
આત્મનુ અખંડ સૂત્ર,
ઈશનુ અભેદ્ય સૂત્ર,
આમળી જ આમળી,
અભેદ્ય ગાઠ પાડતો,
પ્રફુલ્લતા, પ્રદીપ્તતા, અખંડતા, અભેદ્યતા
મિચી દગો ઉખેડતો,
મનુષ્ય કેમ હર્ષ તો સુણી જ શબ્દ 'જન્મગાઠ' ?
માહરી ય જન્મગાઠઃ
કયાહરે પડી જ ગાઠ
ન સ્મરુ, હુ વિસ્મરુ, કદા હિ મારી જન્મગાઠ.
દિને દિને પડે જ ગાઠ,
નિત્ય નિત્ય જન્મગાઠ,
કોકની ય જન્મગાઠ છે ઉજાવવાની ગાઠ;
સર્વની,
અનંત બદ્ધ લોકની
ઉજાળું આજ જન્મગાઠ,
છોડવા મથું જ ગાઠ,
બાધશો મને ન ગાઠ,
યાદ આપશો ન ગાઠ
માહરી પરે પડેલ જિન્દગીની જન્મગાઠ.
હું મથું, તમે મથો,
મથુ મટાડવા હું ગાઠ,
સળંગ હીરદોર પે પડેલ હું ઉકેલું ગાઠ,
ગાઠ ગાઠ છોડું હું,
અખંડ સૂત્ર અંતવંત દીસતું જ આદમા,
ઉકેલી એ બધી જ ગાઠ,
ઇચ્છું હું નિહાળવા,
મથું હું સિદ્ધિ પામવા,
અનાદિમા પડેલ એક છેડલો જ દોરનો,

અનંતમાં પડેલ અન્ય છેડો જ દોરનો,
સમગ્ર તે નિહાળના,
સળંગ સ્નિગ્ધ સ્પર્શવા
ચહું, મથું, પડું, ઊઠું,
અને વળી જ થાય જે થવાની હોય
જિન્દગી અનંત સૂત્ર,
ખંડ ના જ, ગાંઠ ના નિહાળના મને દિયો,
દિને દિને જ જન્મગાંઠ
માહરી ઊગતું હું, ઉકેલું હું,
ન બાંધવી વિશેષ ગાંઠ
ધન્યવાદ નાપશો યદા પડેલ જન્મગાંઠ,
ધન્યવાદ આપજો છૂટે યદા પ્રચણ્ડ ગાંઠ,
જ્ઞાનથી, પ્રકાશથી,
છૂટે ન કે કપાઈ જાય
મોતની છરી થકી અને કપાઈ જાય ગાંઠ.
શોચજો, વિચારજો, ઉજાગજો,
અને પડે જ અન્ય ગાંઠ, અન્ય જિન્દગાનીની,
તમે ન તે નિહાળશો
ગણી છુટેલ એક ગાંઠ,
એક જીવ છૂટિયો,
પ્રચણ્ડ ગાંઠ જિન્દગીની તોડી જે વછૂટિયો,
ગણી જ ખૂબ ગાજજો,
ખુશી થઈ જ નાચજો,
પરંતુ ના, કદી ય ના,
કરી શકાય એવું કદીક નહિ,
કદા નહીં, કદી નહીં,
ન ગાંઠ માહરી પરે પડેલ જિન્દગીતણી,
જન્મગાંઠ ધન્યવાદશો નહીં

નવા કવિઓમાં અમને લાગે છે કે સુન્દરમના કાવ્યો લોકપ્રિય નિવડી, પુંકગ વંચાશે

પ્રાચીન કાવ્યના પ્રકાશનમા ત્રણ પુસ્તકો વિશેષ ધ્યાન ખેચે છે, બે શ્રી ફોર્બસ સભાએ પ્રકટ કરેલા અને એક સોસાયટીએ છપાવેલુ, 'રસિક વલ્લભ', પ્રો. જેઠાલાલ શાહ સપાદિત

કવિ કેશવરામકૃત કૃષ્ણલીલા ચરિત્ર સ ૧૫૨૬મા રચાયુ હતુ; એટલા જુના ગુજરાતી કાવ્યો બહુ થોડા મળી આવેલા છે, એ રીતે તેનુ કેટલુક મહત્ત્વ છે, તેની સાથે ગુજરાતમા ભક્તિસપ્રદાયનો પ્રચાર ક્યારે થયો હતો અને કેવો જન્મ્યો હતો તેનો નિર્ણય કરવામા પણ તે ઉપયોગી થઈ પડે એમ છે એ પ્રશ્નને પ્રસ્તુત કાવ્યની પ્રસ્તાવનામા શ્રીયુત નટવરલાલે વિદ્વત્તાપૂર્વક ચર્ચ્યો છે અને તે લેખ જેમ અભ્યાસપૂર્ણ તેમ મનનીય માલુમ પડશે તેના અનુસધાનમા "ગુજરાતી"ના શ્રી કૃષ્ણાકમા બિલ્વમગળ ઉર્ફે લીલાશુક વિષે એમણે લખેલો લેખ પણ વાચવા જેવો છે. સદરહુ કાવ્યનુ સંપાદન કાર્ય એ વિષયમા સિદ્ધહસ્ત જાણીતા સાક્ષર શ્રીયુત અંબાલાલ જાનીએ કર્યું છે એ નામ માત્ર તેના સપાદન કામની સરસતા માટે બસ છે.

આપણા મહાન કાવ્યગ્રથો મહાભારત અને રામાયણના દેશી ભાષામા અનુવાદ સર્વ પ્રાતોમા સોળમા સત્તરમા સૈકામા તૈયાર થયલા જોવામા આવે છે.

એ પુસ્તકોનુ વાચન અને અધ્યયન હાલમા કમી થયલુ છે તો પણ પ્રાચીન સાહિત્યના અભ્યાસ સારૂ અને તેનો વિકાસ ક્રમ સમજવાને જુના કવિઓના એ પુસ્તકો પ્રસિદ્ધ થવા પામે એ આવશ્યક છે.

આખુ મહાભારત એકજ કવિએ રચેલુ હજુ સાંપડેલુ નથી, તેથી ભિન્ન ભિન્ન લેખકોએ રચેલા જુદા જુદા પર્વોને સંકલિત કરી, એ પુસ્તક સમગ્ર ઉપલબ્ધ કરવુ રહ્યુ શ્રી ફોર્બસ સભાએ મહાભારતનુ પ્રકાશન કાર્ય ઉપાડી લીધુ છે, એ ખુશી થવા જેવુ છે, અને તેમને એ કામને યોગ્ય સંપાદક, મળ્યા છે, એમ પહેલુ પુસ્તક મહાભારતનુ 'આદિપર્વ' અને સભાપર્વનુ સપાદન કામ જોતા કોઈપણ સાહિત્ય અભ્યાસી કહી શકશે. સસ્કૃતના તેઓ સારા જ્ઞાતા છે તેમ જુના ગુજરાતી સાહિત્યનુ વાચન અને અભ્યાસ પણ તેમનો બહોળો છે.

પહેલા ગ્રથમા હરિરામકૃત આદિપર્વ અને વિષ્ણુદાસ વિરચિત સભાપર્વ, એ બે પર્વોનો સમાવેશ કરવામા આવ્યો છે. તેનું સશોધન જુદી જુદી મળી આવેલી પ્રતો પરથી શ્રીયુત કેશવરામ શાસ્ત્રીએ કાળજીપૂર્વક અને

દુનિયાભરમા નવી નવી ભાવનાઓ અને વિચારથી પ્રોત્સાહિત થઈને નવયુવકો નવીન ચેતન અનુભવી રહ્યા છે, નવા સર્જનના મનોરથો સેવે છે; અને તે પાછળ પોતાની સર્વ શક્તિઓ ખર્ચી નાખવાને તત્પર બનેલા છે.

આપણે અહિં પણ એ જ પરિસ્થિતિ નજરે પડે છે મહાસભામા નવો સામ્યવાદી પક્ષ ઉભો થયો છે, તેના હિમાયતી યુવકો જ છે. સંસારમા પણ તેઓ ક્રાંતિ ઇચ્છી રહ્યા છે, જુના બંધનોને ઠોકરે મારે છે; અને ઇચ્છિત અને સાનુકૂળ સંજોગો ઉભા કરવા મથે છે

તેઓ સાહિત્યને પણ પાશ્ચાત્ય નામાંકિત લેખકોના ગ્રંથોના તરજુમા કે રૂપાંતર કરીને, સમૃદ્ધ કરવા પ્રયત્ન કરી રહ્યા છે, એટલુ જ નહિ પણ સાહિત્ય એક જીવંત પ્રેરક બળ થઇ પડે એ જોવાની એમને હોંસ છે.

એમના એ પ્રયાસમા મોટેરાઓની સહાનુભૂતિ જોઈએ એટલુ જ નહિ પણ તેઓ માર્ગદર્શક અને મદદગાર થઈ પડે એ ઇચ્છનીય છે

જેમ નદીનો પ્રવાહ વરસાદના પાણીથી ઉભરાઈ જાય છે, તેનો નહેર વાટે ઉપયોગ થાય છે, અથવા તો મ્હોટા બંધ બાંધીને એ પાણીના ધોધમાથી વિદ્યુત પ્રવાહ ઉત્પન્ન કરવામા આવે છે, તેમ આ યુવકોની શક્તિનુ નિયમન થવુ ઘટે છે, તેમનો ઉપયોગ લેવાવો જોઇએ છે.

બેકારી તો સૌને મુંઝવી રહી છે, એમાથી આપણો શિક્ષિતવર્ગ બાતલ નથી. અનેક પદવિધરો, નામના વેતને, સાહિત્ય કે શિક્ષણનુ કાર્ય કરવાને ઉત્સુક છે.

મહારાષ્ટ્રે કોશના અને વિશ્વકોશના કાર્યો મર્યાદિત જવાબદારીવાળા મંડળો સ્થાપીને ઉકેલ્યા છે, અને એ રીતે અસંખ્યાબંધ વિદ્વાનોના જ્ઞાન અને વિદ્વત્તાનો લાભ મેળવ્યો છે; આપણે અહિં પણ એવી યોજના સહેલાઇથી અમલમા મૂકી શકાય, તેમ થયે આપણે એ કાર્યો સિદ્ધ કરી શકીશુ, તેની સાથે અનેક અભ્યાસીઓને મદદકર્તા થઇ શકીશુ.

તેની તૈયારી માટે અમને લાગે છે કે પ્રથમ સ્વાધ્યાય મંડળો (study groups) જુદા જુદા વિષયના નિકળવા જોઇએ, જેઓ ઉપરોક્ત કાર્યમા સહાયક અંગો બની શકશે, અસ્તુ.

અમદાવાદ. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ
તા. ૨૦-૯-૧૯૩૩.

# પુસ્તકોની વર્ગીકૃત યાદી

(સન ૧૯૩૩)

## ઈતિહાસ

| પુસ્તકનું નામ. | લેખક વા પ્રકાશક | કિંમત. |
|---|---|---|
| અમેરિકાના સંયુક્ત રાજ્યો | ચીમનલાલ મ ઠાકોર | ૧—૮—૦ |
| ઇતિહાસના અજવાળામાં | મહાશંકર ઇન્દ્રજી દવે | ૦—૧૪—૦ |
| કાઠીઆવાડનું વડનગર | માનશંકર પી મહેતા | ૦—૪—૦ |
| કાઠીઆવાડમાં સાર્વભૌમ સત્તા અને ગાયકવાડ મજમુદાર | નવનસુખલાલ વિ મજમુદાર | ૨—૦—૦ |
| ગુજરાતના ઐતિહાસિક લેખો ભાગ ૧લો | ગિરજાશંકર આચાર્ય | ૪—૮—૦ |
| ગુજરાતના કેટલાએક ઐતિહાસિક પ્રસંગો અને વાતાઓ | દલપતરામ જાલાભાઈ કવિશ્વર | ૦—૧૨—૦ |
| ગુજરાતના મધ્યકાલીન હિન્દુ રાજપુત યુગના ઇતિહાસના પ્રબંધાત્મક સાધનો | દુર્ગાશંકર કે શાસ્ત્રી | .. |
| જ્યારે તેઓ ઉપકાર કરે છે' | 'સાદીક' | ૧—૦—૦ |
| મધ્યકાલીન ભારતી સંસ્કૃતિ | અનુ જયતિલક્ષ્મ આચાર્ય | ૧—૦—૦ |
| મિરાતે એહમદી (પુસ્તક ૨ ખ ૧) | દી બા કૃષ્ણલાલ મો ઝવેરી | ૧—૦—૦ |
| મેવાડના ગુહિલો | માનશંકર પી મહેતા | ૦—૮—૦ |
| મોડાસા | મનુભાઈ જોધાણી | ૦—૪—૦ |
| વલ્લભાચાર્યના કેટલાક શિલાલેખોની ઐતિહાસિકતા વિષે ચર્ચા | એલ રંગીનદાસ | ૦—૪—૦ |
| સોરઠને તીરે તીરે | ઝવેરચંદ મેઘાણી | ૦—૮—૦ |
| હિન્દુ રાજ્ય વ્યવસ્થા | ચંપકલાલ લા મહેતા | ૧—૦—૦ |
| હિન્દના ઇતિહાસમાં હિન્દુમુસ્લીમ એકતા | છમામુદ્દિન એમ દરગાવાળા | ૦—૮—૦ |
| કેનેડાનું જવાબદારી રાજ્યતંત્ર | ચીમનલાલ મ ઠાકોર | ૧—૮—૦ |

## રાજકારણ

| | | |
|---|---|---|
| આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ | મહાત્મા ગાધીજી | ૦-૧૨-૦ |
| ગાધીજીના સહવાસમા | ઇન્દુલાલ યાજ્ઞિક | ૧—૮-૦ |
| સ્વાધિનતાના પથ | 'યજુર્વેદી' | ૦-૧૪-૦ |

## જીવનચરિત્ર

| | | |
|---|---|---|
| ઔદિચ્ય રત્નમાળા ભાગ ૩જો | પ્ર ઔદિચ્યપ્રકાશ કાર્યાલય | ૧—૦-૦ |
| કવીશ્વર દલપતરામ | ન્હાનાલાલ દ કવિ | ૨—૪-૦ |
| ગિરૂ હીરક ગ્રન્થાવલી | યજ્ઞેશ હ શુકલ | ૧—૦-૦ |
| જયકૃષ્ણભાઈ | બાપાલાલ ગ શાહ | ૧—૮-૦ |
| દાગડદાસ ત્રિભુવનદાસ જીવનરેખા | કેશવલાલ ભીમભાઈ મણિયાર | ... |
| નરસૈ ભક્ત હરિનો | કનૈયાલાલ મા મુનશી | ૧—૪-૦ |
| પ્રિન્સ બિસ્માર્ક | વિજય મુ વાસુ | ૦—૮-૦ |
| મિસ્મિસાર | સુનીલ | ૦-૧૪-૦ |
| મસ્તફકીર મહાત્મા વસાલી | ગો મ દેસાઈ | ૦—૮-૦ |
| મ્હારી કહાણી | અનુ ગોમતિબ્હેન મશરૂવાળા | ૦—૮-૦ |
| સુમેતાની | ભારદ્વાજ | ૦-૧૨-૦ |
| સુનન્દની હિન્દુ વીર મહિલા | નારાયણ વિસનજી ઠક્કુર | ૨—૦-૦ |
| રમાબાઈ રાનડે | શ્રી માલતિબ્હેન ઈશ્વરપ્રસાદ પંડિત | ૦—૬-૦ |
| રાજા છમીનારાસ બહાદુર | માનશંકર પીતાંબરદાસ મ્હેતા | ૧-૧૪-૦ |
| વિજયધર્મસૂરિ | ધીરજલાલ ટોકરશી શાહ | ૧-૧૪-૦ |
| વીર નર્મદ | વિશ્વનાથ મગનલાલ ભટ્ટ | ૧-૧૪-૦ |
| વૃદ્ધિચંદ્રજીનું જીવનચરિત્ર | પ્ર શ્રી જૈ પ્ર સભા ભાવનગર | ... |
| સત ફ્રાન્સિસ | મહાદેવ હરિભાઈ દેસાઈ | ૦—૩-૦ |
| હિંમતલાલ ગણેશજી અંજારીઆ | કૃષ્ણલાલ વર્મા | ... |

# કવિતા

| | | |
|---|---|---|
| ઓજસ અને અગર | ન્હાનાલાલ દલપતરામ કવિ | ૧—૪—૦ |
| કલાકાવ્યો | ચન્દ્રવદન ચીમનલાલ મ્હેતા | ૨—૦—૦ |
| ઉત્સર્ગ | ગોર્ધનદાસ એન્જીનિયર | ૧—૪—૦ |
| કડવી વાણી | 'સુન્દરમ્' | ૦—૮—૦ |
| કાવ્યમંગલા | 'સુન્દરમ્' | ૧—૮—૦ |
| કાવ્યકુંજ પુષ્પ ૪—૫ | પ્ર. મ. ગુ સા. મંડળી-રાંદેર | ૦—૪—૦ |
| ,, પુષ્પ ૬ | ,, ,, ,, | ૦—૪—૦ |
| કોઇનો લાડકવાયો અને બીજાં ગીતો (બીજી આવૃત્તિ) | ઝવેરચંદ મેઘાણી | ૦—૮—૦ |
| કેશવરામકૃત કૃષ્ણલીલા કાવ્ય | અંબાલાલ બુલાખીદાસ જાની | ૧—૮—૦ |
| જરથોસ્તનામું | મહેરબાનુ બેહરામગોર અંકલેશ્વરીઆ | ... |
| જીવનનાં જળ | ઈન્દુલાલ ગાંધી | ૦—૫—૦ |
| ઝાકળનાં મોતી | રતિલાલ છાયા | ... |
| તરંગમાળા | ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા | ૦—૮—૦ |
| તેજરેખા | ઈન્દુલાલ ગાંધી | ૦—૩—૦ |
| નરનારી સંબોધ | પ્રઃ—લાલચંદ ભ. ગાંધી | ... |
| પાડિતોનાં ગીતો | કકલભાઈ કોઠારી | ૦—૮—૦ |
| પ્રેમાનંદકૃત ૧૨ માસ | કેશવલાલ હર્ષદરાય ધ્રુવ | ... |
| ફુલદોલ | મનસુખલાલ મગનલાલ ઝવેરી | ૧—૦—૦ |
| ભજનામૃત પુ. ૧ (બીજી આવૃત્તિ) | કાલીદાસ ભગવાનદાસ ભાટીયા | ૦—૧૪—૦ |
| મહાભારત આદિપર્વ ગ્રંથ ૧લો | કેશવલાલ કાશીરામ શાસ્ત્રી | ૧—૪—૦ |
| રસિયાણુના રાસ | રેણુમિત્ર ગો. પટેલ | ૧—૦—૦ |
| રસિકવલ્લભ | જેઠાલાલ ગો. શાહ | ૧—૦—૦ |
| રાસ રજની | શ્રી મધુરિકા મહેતા | ૧—૮—૦ |
| વડનગરાનાગર ગરબાવળી | પ્રઃ—ચન્દ્રવિદ્યાનંદ પંડયા | ૧—૦—૦ |
| શંકરવિલાસ | શ્રી શંકરમહારાજ | ૨—૦—૦ |

# નવલકથા

| | | |
|---|---|---|
| અમર બલીદાન | મોહનલાલ ચુનીલાલ ધામી | ૧—૦—૦ |
| અબળાઓની આત્મકથાઓ ( ૨ જી આવૃત્તિ ) | ધીરજલાલ અમૃતલાલ ભટ્ટ | ૩—૦—૦ |
| અંધારી દુનીઆ | સુદર્શન | ૦—૪—૦ |
| અંગાર | રમણિકલાલ જ. દલાલ | ૧—૪—૦ |
| ઈન્સાનની આહ | ગુણવંતરાય આચાર્ય | ૦—૮—૦ |
| ઉગતો ઉદ્યોગી | ચંદુલાલ જેઠાલાલ વ્યાસ | ૨—૮—૦ |
| કલ્પનાની મૂર્તિઓ | શાન્તિલાલ ગુ. તોલાટ | ૧—૮—૦ |
| કલ્પનાના ચિત્રો | બિહારીલાલ ઈચ્છાલાલ | ૧—૦—૦ |
| કિલ્લેદારની કન્યા | ' પુષ્કિન ' | ૧—૦—૦ |
| કોકીલા | રમણલાલ વસંતલાલ દેસાઈ | ૨—૮—૦ |
| ગરીબની ગૃહલક્ષ્મી (ઉત્તરાર્ધ) | અનુ ' પિયુશ ' | ૧—૮—૦ |
| ગ્રામ્યલક્ષ્મી ભા ૧ | રમણલાલ વ. દેસાઈ | ૨—૮—૦ |
| ચંદ્રનાથ | નગીનદાસ ના. પારેખ | ૦—૧૪—૦ |
| છબી | ગોપાલદાસ જી. પટેલ | ૧—૦—૦ |
| જીવનના પ્રતિબિંબ | શાન્તિલાલ ગુ. તોલાટ | ૧—૮—૦ |
| જ્યોત્સ્ના | ભોગીન્દ્રરાવ ર. દીવેટીઆ | ૧—૮—૦ |
| ઝંઝાવાત અને બીજી વાતો | રમણલાલ પ્રે. ભટ્ટ | ૦—૬—૦ |
| તરંગવતી અને તરંગલોલા | પાદલિપ્તાચાર્ય | ૦—૧૦—૦ |
| ત્રણ વાર્તાઓ | મહાદેવ હરિભાઈ દેસાઈ | ૦—૧૨—૦ |
| દર્પણના ટુકડા | અંબાલાલ બા. પુરાણી | ૧—૦—૦ |
| ધુપદીપ | હીરાલાલ લલ્લુભાઈ દવે | ૦—૧૨—૦ |
| નયનના નીર | જેઠાલાલ નારાયણ ત્રિવેદી | ૧—૦—૦ |
| નમિસત્ય | ચુનીલાલ વર્ધમાન શાહ | ૩—૮—૦ |
| નારી હૃદય | કલાપી | ૧—૪—૦ |
| પતંગીયુ | ' મસ્ત ફકીર ' | ૧—૦—૦ |
| પતનના પંથે અને બીજી વાતો | રમણીક કીશનલાલ મહેતા | ૦—૪—૦ |
| પદ્મીસમાજ | નગીનદાસ પારેખ | ૧—૪—૦ |
| પતિની પસંદગી | પ્ર. ગાંડીવ સાહિત્યમંદિર | ૦—૪—૦ |
| પાપ્યુનો પુનરુદ્ધાર | જેઠાલાલ નારાયણ ત્રિવેદી | ૧—૪—૦ |
| પીંડિતોની કથાઓ | રજનિકાંત મહેતા | ૧—૪—૦ |
| પુનમના ફૂલ | દુર્ગેશ શુક્લ | ૧—૪—૦ |
| પ્રતિમા | ચિનુ હ. શુક્લ | ૦—૯—૦ |
| પ્રદીપ | ધૂમકેતુ | ૧—૮—૦ |
| પ્રેમસંજ્યોતિ | માણેકલાલ ગો. જોશી | ... |

| | | |
|---|---|---|
| ભ્રમરી | રમણલાલ વસંતલાલ દેસાઈ | ૨—૮—૦ |
| ભવાટવી | નટવરલાલ વિમાવાળા | ૦—૪—૦ |
| મહાવીર અને શ્રેણીક | મણિલાલ ન્યાલચંદ | ૧—૮—૦ |
| મૃદુલા | ભોગીન્દ્રરાવ ર. દિવેટીઆ | ૧—૪—૦ |
| યૌવનના ઉલ્લાસ | ઈશ્વરલાલ અમૃતલાલ મલ્લ | ૦—૧૨—૦ |
| લીલીની આત્મકથા | નટવરલાલ વીમાવાળા | ૦—૩—૦ |
| વીરની વાતો | રસિક જોષી | ૦—૬—૦ |
| વજ્રસ્વામિ અને જાવડશાહ | મણિલાલ ન્યાલચંદ | ૧—૮—૦ |
| વિરાજ વહુ (૨જી આવૃત્તિ) | મહાદેવ હરિભાઈ દેસાઈ | ૦—૧૦—૦ |
| સાગર સામ્રાટ | મૂળશંકર મોહનલાલ ભટ્ટ | ૦—૧૦—૦ |
| સિનાગનો શોખ (૨જી આવૃત્તિ) | ભોગીન્દ્રરાવ ર. દિવેટીઆ | ૧—૪—૦ |
| સીમંતિની | ' યજુર્વેદી ' | ૧—૦—૦ |
| સોરઠી વિભૂતિઓ | મનુભાઈ જોધાણી | ૦—૧૨—૦ |
| સોરઠની સંધ્યા | ગુણવંત આચાર્ય | ૧—૪—૦ |
| સોરઠની સાગર કથાઓ | ગુણવંત આચાર્ય | ૦—૪—૦ |
| સંસાર | ભાનુ. પ્ર. દવે | ૧—૮—૦ |
| સંસારની વાતો | લક્ષ્મીબ્હેન ડોસાણી | ૨—૮—૦ |
| સ્નેહ સંભ્રમ | કનૈયાલાલ માણેકલાલ મુનશી | ૧—૪—૦ |
| સ્નેહયજ્ઞ | રમણલાલ વ. દેસાઈ | ૨—૮—૦ |
| શૂરવીરની વાતો | મગનલાલ બાપુજી પ્રહ્લભટ્ટ | ૧—૮—૦ |
| શાહબુદ્દિન શૂરવીર | બળવંત ગો. મધવી | ૦—૬—૦ |
| ષોડશી | યજ્ઞેશ હ. શુકલ | ૧—૦—૦ |
| હાસ્ય કલાપ | પ્ર. ગાંડીવ—સાહિત્યમંદિર | ૧—૮—૦ |
| હાસ્ય ઝરણાં | ” | ૧—૮—૦ |
| હું બંડખોર કેમ બની ? | નારાયણ ગો. ડોસાણી | ૨—૮—૦ |
| હૃદયનાથ | રમણલાલ વ. દેસાઈ | ૨—૮—૦ |



# સામાન્ય નીતિજ્ઞાન

| | | |
|---|---|---|
| કાનમાં કહું ? | રમુ પરમાનંદ ઠક્કર | ૦—૪—૦ |
| ગોરક્ષ કલ્પતરુ | વાલજી ગોવિંદજી દેસાઈ | ૦—૮—૬ |
| ગૃહલક્ષ્મી કેવી હોવી જોઈએ ? | શ્રી. દીવાળીબ્હેન વાલજી ભટ્ટ | ૦—૨—૦ |
| જયાના પત્રો અને કસોટીમય લગ્ન | હિંમતલાલ મણિલાલ શાહ | ૦—૬—૦ |
| જીવનપરાગ | કકલભાઈ કોઠારી | ૦—૮—૦ |
| જીવન જ્યોતિ | નોથાકર પીલા | ૧—૦—૦ |
| ત્યાગમૂર્તિ અને બીજા લેખો | મહાત્મા ગાંધીજી | ૦—૭—૦ |
| નવનીત પુ. ૧ લું | મગનલાલ શંકરભાઈ પટેલ | ૩—૦—૦ |
| નંદનવનને આંગણે | હરિલાલ દ્વારકાદાસ સંઘવી | ૦—૧૨—૦ |
| નીતિનાશને માર્ગે | મહાત્મા ગાંધીજી | ૦—૮—૦ |
| પરલોક પ્રકાશ | હીરાલાલ ત્ર્યંબકલાલ દોશી | ... |
| બાળલગ્નનો બળાપો | કાળિદાસ રણછોડદાસ વૈદ્ય | ૦—૨—૦ |
| ભીમસેન નૃપ તથા હંસરાજની કથા | પ્ર. શ્રી જૈનધર્મ પ્રસારક સભા | ... |
| માનવના મોતી | વલ્લભજી ભાણજી મહેતા | ૦—૪—૦ |
| મંગળ પ્રભાત | મહાત્મા ગાંધીજી | ૦—૧—૦ |
| લગ્ન દીલના કે દેહના ? | ધીરજલાલ પરીખ | ... |
| વતનનો સાદ | કકલભાઈ કોઠારી | ૦—૮—૦ |
| વિજયનું રહસ્ય | માવજી દામજી શાહ | ૦—૨—૦ |
| વિજયધર્મ સૂરિના વચનકુસુમ | ... | ... |
| વેણુસ્વર | ' પરાગ ' | ૦—૨—૦ |
| સર્વાર્થ સિદ્ધિ | કવિ દુર્લભજી શ્યામજી ધ્રુવ | ૨—૦—૦ |
| સદાચાર સ્તોત્ર | શંકરમહારાજ | ૦—૨—૦ |
| સત્પુરુષ પ્રકાશ | જીવરામ મહારાજ | ... |
| સામાજીક ક્રાન્તિ | બાવચંદ માવજી પટેલ | ૧—૮—૦ |
| સુમિત્ર ચરિત્ર ભાષાંતર | પ્ર. જૈ. ધ. પ્ર. સભા ભાવનગર | ... |
| સમતાવલી | મનસુખલાલ ઉકાભાઈ મહેતા | ... |
| શુભસંગ્રહ ભાગ ૮મો | પ્ર. ભિક્ષુ અખંડાનંદ | ૧—૮—૦ |
| વિજયમંત્ર અને ફ્રેંકલીનની ચાવી | ન્હાનાલાલ નાથાલાલ શાહ | ૨—૪—૦ |

## પ્રવાસ

| | | |
|---|---|---|
| તીર્થયાત્રા દિગ્દર્શન ભા. ૧ લો | લલ્લુભાઈ કાળીદાસ પંડ્યા | ૦—૮—૦ |
| યુરોપનો પ્રવાસ | નાનજી કાળીદાસ મહેતા | ૨—૦—૦ |
| પ્રવાસનાં સંસ્મરણો | રતિલાલ મોહનલાલ ત્રિવેદી | ૧—૦—૦ |
| માઉન્ટ આબુ | અશોક મ. કાટાવાળા | ૦—૬—૦ |

## ઔષધિ તથા વૈદક

| | | |
|---|---|---|
| ઘરગથુ વૈદક | બાપાલાલ ગ. વૈદ્ય | ૨—૦—૦ |
| તક્રકલ્પ અથવા છાશસેવન વિધિ | હરિપ્રસાદ ચુનીલાલ ભટ્ટ | ૦—૧૩—૦ |
| તુળસી ચમત્કાર ૩૭ પ્રયોગો | છગનલાલ લલ્લુભાઇ શાહ | ૦—૨—૦ |
| તંદુરસ્તી અને લાંબી જીંદગી | સોલોમન | ... |
| દાંતના દાક્તર | ફેખશરૂ સોરાબજી | ... |
| દીર્ઘાયુ કેમ થવાય ? | ડૉ. પ્રભાકર ગી. કોઠારી | ૨—૦—૦ |
| પ્રસુતિ | ડૉ. રતિલાલ ગી. ભટ્ટ | ૨—૦—૦ |
| શાલીહોત્ર શાસ્ત્ર યાને અશ્વવિદ્યા | મગનલાલ ગુલાબભાઇ દેસાઇ | ૧—૦—૦ |
| ક્ષયરોગ ચિકિત્સા પદ્ધતિ | નારાયણશંકર દેવશંકર વૈદ્ય | ૨—૦—૦ |

# કેળવણી

| | | |
|---|---|---|
| આપણી શિક્ષણ પદ્ધતિઓની ઐતિહાસિક સમીક્ષા | નટવરલાલ શંકરલાલ પરિખ | ૦—૭-૦ |
| ગૃહશિક્ષા | મહાશંકર ઇન્દ્રજી દવે | ૧—૪-૦ |
| નિબંધાવલી | રામપ્રસાદ કાશીપ્રસાદ દેસાઇ | ૧—૦-૦ |
| પ્રાથમિક શાળામા શિક્ષક | ગિજુભાઇ | ૦-૧૦-૦ |
| પ્રાથમિક શાળામા શિક્ષણ-પદ્ધતિઓ | ગિજુભાઇ | ૦—૮-૦ |
| બાળઅભ્યાસ | મૂળજીભાઈ હીરાલાલ ચોકશી | ૧—૪-૦ |
| મહાન વિગ્રહ પછીની જર્મનીમા કેળવણીની પ્રણાલી | ગજાનન ઉ. ભટ્ટ | ૦-૧૨-૦ |
| મઝવતું બાળક | હરભાઈ | ૧—૦-૦ |
| મોન્ટેસોરી શિક્ષણપ્રચારમાળા | ગિજુભાઈ અને તારાબ્હેન | ૦-૧૦-૦ |
| રખડુ ટોળી ખંડ ૨ | ગિજુભાઈ | ૦—૮-૦ |
| વિદ્યાર્થીને માર્ગદર્શન | છોટાભાઈ શંકરભાઈ પટેલ | ૦—૪-૦ |
| શિક્ષણપદ્ધતિ | મૂળજીભાઈ હી. ચોકશી | ૧—૮-૦ |
| શિક્ષણનું રહસ્ય | નવલરામ જગન્નાથ ત્રિવેદી | ૦—૩-૦ |
| કેળવણી–તેના પાયા અને સિદ્ધાન્તો | સુરેન્દ્ર પાઠકજી | ૧—૮-૦ |

# વિજ્ઞાન

| | | |
|---|---|---|
| આરોગ્ય વિજ્ઞાનશાસ્ત્ર | અંબુ. ક. વશી | ૦-૧૨-૦ |
| કુદરતનું અવલોકન | માર્તંડ શિવભદ્ર પંડ્યા | ૧—૦-૦ |
| પદાર્થ પ્રવેશિકા | જયદત્ત શાસ્ત્રી | ૧—૪-૦ |
| બૃહદ શિલ્પશાસ્ત્ર | ... | ... |
| ભૌતિક વિજ્ઞાન અને ચિત્તશાસ્ત્ર | પ્રાણજીવન વિશ્વનાથ | ૦—૪-૦ |
| મનુષ્ય ભ્રમણ | મધુકુમાર શિવરાય દેસાઇ | ૦-૧૨-૦ |
| મનુની બનાવટ | શ્રેપ | ૨—૦-૦ |
| સૃષ્ટિ નિરીક્ષણ ભાગ ૩જો | દીનકર વિનાયક શેન્ડે | ૦-૧૧-૦ |

# સાહિત્ય

| | | |
|---|---|---|
| અર્વાચીન ગુજરાતી કાવ્યસાહિત્ય | રામનારાયણ વિ. પાઠક | ૦—૬—૦ |
| ગુજરાત એક સાંસ્કારિક વ્યક્તિ અને આદિવચનો | કનૈયાલાલ મા. મુનશી | ૨—૮—૦ |
| ખુશ્કી અને તરી | વિજયરાય કલ્યાણરાય | ૧—૦—૦ |
| ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઇતિહાસ વિ. ૨જો | હીરાલાલ ત્રિ. પારેખ | ૧—૦—૦ |
| ગુજરાતી સાહિત્ય પરિચય પુ. ૨જું | મંજુલાલ ર. મજમુદાર | ૦—૧૪—૦ |
| ગ્રંથ અને ગ્રંથકાર ૪થું વર્ષ | હીરાલાલ ત્રિ. પારેખ | ૧—૦—૦ |
| જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ | મોહનલાલ દલીચંદ દેસાઇ | ... |
| થોડાંક રસદર્શનો | કનૈયાલાલ મા. મુનશી | ૨—૮—૦ |
| નર્મદશતાબ્દી-ચિત્રાવલી | ગુ. મા. પરિષદ મુંબાઇ | ૨—૦—૦ |
| નર્મદ શતાબ્દી ગ્રંથ | સ. વિજયરાય ક. વૈદ્ય અને બીજા | ૩—૦—૦ |
| નરસિંહ મહેતાના સમયનો ઉકેલ | નટવરલાલ ઈ. દેસાઇ | ... |
| નવસારીની પહેલા દસ્તુર મહેરજી રાણા સાથેની મધેનો એરવદો જામાસપ મોબેદજી દસ્તુર મહેરજી રાણાએ તૈયાર કરેલા અસલ દસ્તાવેજોની નકલોનો હસ્તલેખ | પ્ર.-મુ. પા. પ. ફંડ તથા મિલ્કતોના ટ્રસ્ટીસાહેબો | ... |
| નાગરિક ગદ્યાવલી | ચન્દ્રશંકર બુચ | ૦—૧૨—૦ |
| પદ્ય રચનાની ઐતિહાસિક આલોચના | દી. બા. કેશવલાલ હ. ધ્રુવ | ... |
| બત્રીસનું અધરસ્થ વાઙ્મય | વિજયરાય કલ્યાણરાય | ... |
| રસ-દર્શન | ... | ૦—૪—૦ |
| વસુંધરા (વાર્ષિક) | ચતુર્ભુજ નાગરદાસ આચાર્ય | ૧—૦—૦ |
| વિવર્તલીલા | નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ | ૧—૮—૦ |
| સર્જન | બાપુભાઈ વી. રામી | ૦—૧૦—૦ |
| સાહિત્યરત્ન ભાગ ૧લો | ઇશ્વરલાલ પ્રાણલાલ | ૦—૧૦—૦ |
| સંસ્કૃત નાટક ભાગ ૧ લો | પ્રો. નર્મદાશંકર દે. પુરોહિત | ૧—૦—૦ |
| શિશુ અને સખી | કનૈયાલાલ માણેકલાલ મુનશી | ૧—૮—૦ |

# ધર્મ

| | | |
|---|---|---|
| અનાસક્તિ યોગ | ગાંધીજી | ૦—૨—૦ |
| અનુભૂતિ પ્રકાશ ( પ્રથમ ભાગ ) | મોતીલાલ રવિશંકર ઘોડા | ૨—૦—૦ |
| ઇશ્વરનો ઇનકાર | નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ | ૧—૦—૦ |
| એકાધ્યાયી ગીતા | જાદવરાય ઝવેરીલાલ ઠાકર | ૦—૨—૬ |
| કબીરસાહેબનું બીજક | પ્રાણલાલ પ્ર. બક્ષી | ૧-૧૨-૦ |
| કર્મમાર્ગ | હરિલાલ બાપુલાલ કાપડીઆ | ૦—૯—૦ |
| ગીતાદોહન | રામદાસ | ૦—૬—૦ |
| જૈનદર્શન | મુનિ ન્યાયવિજયજી | ... |
| તત્વબોધ | 'શંકર' મહારાજ | ... |
| દીક્ષાધિકાર દ્વાત્રિંશિકા | મુનીશ્રી ન્યાયવિજય | ... |
| દૈવીપુષ્પ રત્નમાળા (પાંચમી) | માણેકલાલ જમનાદાસ મ્હેતાજી | ૧—૦—૦ |
| પુષ્ટિમાર્ગોપદેશિકા (ભા. ૧લો) | ચીમનલાલ હરિશંકર | ૦—૮—૦ |
| ,, (ભા. ૩જો) | ,, | ૦-૧૨-૦ |
| પ્રમાણસાગર | હરિશંકર વિદ્યાર્થી | ૨—૪—૦ |
| પ્રભાત પ્રાર્થનામાળા | રાવશંકર અંજારીઆ | ૨—૦—૦ |
| પ્રશ્નવ્યાકરણ સૂત્ર | નાથાલાલ ડાહ્યાભાઇ શાહ | ૦-૧૦-૦ |
| ભક્તિયોગ | શ્રી અરવિંદ ઘોષ | ... |
| યજુર્વેદીય પુરુષસૂક્ત મૂળસહિત | હરિલાલ નરસિંહરામ વ્યાસ | ૦—૪—૦ |
| યજ્ઞોપવિત મીમાંસા | મણિલાલ જાદવરાય ત્રિવેદી | ... |
| ઋતંભરા યાને અબાધ આત્મદર્શન | ભાનુપ્રસાદ વ્યાસ | ૨—૪—૦ |
| શિક્ષાપત્રી–અર્થદિપીકા | અનુ. માધવલાલ દ. કોઠારી | ૩—૦—૦ |
| સદ્ઉપદેશશ્રેણી ઉપદેશ નં ૭૦ | શ્રેયઃ સાધક અધિકારી વર્ગ | ... |
| | | ૦-૧૦-૦ |
| સામવેદી સંહિતા | મોતીલાલ રવિશંકર ઘોડા | ૧-૧૨-૦ |
| હિંદુધર્મની આખ્યાયિકાઓ | નાનાભાઈ કા. ભટ્ટ | ૦—૮—૦ |

## નાટક

| | | |
|---|---|---|
| દેહનું કોઈ ધણી નથી ' | " મશાનચી " | ૦—૩—૦ |
| નાગપત્ની | શદિનદન મહેતા | ૦—૮—૦ |
| પૂતગિણી | નગીનદાસ પારેખ | ૦-૧૨-૦ |
| પીળા પલાશ | કૃષ્ણલાલ શ્રીધરાણી | ૦-૧૨-૦ |
| પૌરાણિક નાટકો | કનૈયાલાલ માણેકલાલ મુનશી | ૧-૧૨-૦ |
| જુનાઓના ભાઈ | " મશાનચી ' | ૦—૩—૦ |
| માલવિકાગ્નિમિત્ર નાટક | ભગવતરાય કલ્યાણરાય ઠાકોર | ૧—૮—૦ |
| ભીમકુમાર એકલવ્ય અને બીજા નાટકો | ધૂમકેતુ | ૦—૫—૦<br>૧—૦—૦ |
| રાજરાજેશ્વરી | છોટુભાઈ જોશી | |
| લોપામુદ્રા ( પ્રથમ ખંડ ) | કનૈયાલાલ માણેકલાલ મુનશી | ૧—૦—૦ |
| મન ત્રેઅન | અનંતરાય પ્રભાશંકર પટ્ટણી | • |
| હરીન્દ્રના બે નાટકો (૨) | અનુ–છોટાલાલ માણેકલાલ કામદાર | ૦—૭—૦ |
| હર્ષદિગ્વિજય (૨) | મૃ. મા. યાજ્ઞિક | ૧—૦—૦ |

## રેફરન્સ

| | | |
|---|---|---|
| અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયો | વિજયરાય ક. વૈદ્ય | ૨—૦—૦ |
| ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલી ભાગ ૨જો | પ્ર.–દેવીદાસ હ. શાહ | ૫—૦—૦ |
| પેટલાદ મહાલ સર્વસંગ્રહનો સાર | મોતીભાઈ ન. અમીન | ... |

# બાળસાહિત્ય

| | | |
|---|---|---|
| અભિમન્યુ | રમણલાલ નાથાલાલ શાહ | ૦—૬—૦ |
| આપણે પાપે | ગિજુભાઈ | ૦—૨—૬ |
| આપણા મહારાજ | ચદ્રશકર મણિશકર ભટ્ટ | ૦—૬—૦ |
| કળિજુગ | રમણલાલ દેવશંકર ભટ્ટ | ૦—૩—૦ |
| કિલકિલાટ | મગનલાલ વ્યાસ | ... |
| ક્રિસ્ટોફર કોલબસ | ચદ્રશંકર મણિશકર ભટ્ટ | ૦—૬—૦ |
| કુમાર વીન્સેન | ચદ્રશકર મ ભટ્ટ | ૦—૬—૦ |
| ક્યારે સમજીશુ ? | ગિજુભાઇ | ૦—૩—૦ |
| ગણિત ગમ્મત | રમણલાલ ના શાહ | ૦—૨—૬ |
| ગામડાનુ ગૌરવ | મનુભાઈ જોધાણી | ૦—૬—૦ |
| ગોળીબારની મુસાફરી | હસા મ્હેતા | ૧—૪—૦ |
| ચતુર કરોળીયો | ચન્દ્રશકર મ ભટ્ટ | ... |
| ચણુતરો | રમણલાલ સોની | ૦—૧૦—૦ |
| ચણુતરો | નાગરદાસ ઈ. પટેલ | ૦—૩—૦ |
| જીવજતુ | ગિજુભાઈ | ૦—૧—૬ |
| જોયુ અને આખ ઠરી | ગિજુભાઈ | ૦—૧—૬ |
| ટેક | ગિજુભાઈ | ૦—૧—૬ |
| ટોલસ્ટોયની નીતિ કથાઓ | રમણલાલ ના શાહ | ૦—૩—૦ |
| ઠેકઠેકા | તારાબ્હેન | ૦—૧—૬ |
| તારાબ્હેનના પાઠો | તારાબ્હેન | ૦—૧—૬ |
| ત્રેવીશમુ પુષ્પ | ગિજુભાઈ | ૦—૧—૬ |
| દક્ષિણામૂર્તિ સાહિત્યમાળાનો પરિચય | પ્ર દ. મુ મ. ભાવનગર | ... |
| ધ્રુવ | નાજુકલાલ નદલાલ | ૦—૬—૦ |
| નવયુગ વાચનમાળા પુ ૧ | વ્યાસ અને દવે | ... |
| „ „ પુ ૨ | વ્યાસ અને દવે | .. |
| પતગિયા | જમુ દાણી | ૦—૫—૦ |
| પચામૃત | ગિજુભાઈ | ૦—૨—૦ |
| પાચ લોકકથાઓ | ગિજુભાઈ | ૦—૪—૦ |
| પ્રહલાદ | શ્રીમતી બાલા મજમુદાર | ૦—૬—૦ |
| પ્રશ્નપેટી | રમણલાલ ના. શાહ | ... |
| પ્રાણીપુરાણ | નટવરલાલ વીમાવાળા | ૦—૪—૦ |
| પ્રાથમિક શાળામા ચિટ્ઠીવાચન | ગિજુભાઈ | ૦—૫—૦ |
| ફુલડાની માળ | ચન્દ્રવદન | ૦—૨—૦ |
| ફુરસદ | નટવરલાલ વીમાવાળા | ૦—૪—૦ |
| ફોઈ | અનુ. રગીલદાસ સુતરીઆ | ૦—૪—૦ |

# સંગીત

| | | |
|---|---|---|
| સગીતની એનસાઈકિલોપેડીઆ પુસ્તક ન ૧ થી ૭ | ફીરોઝ ફ્રામજી | ૩—૮—૦ |
| સગીતની એનસાઈકિલોપેડીઆ પુસ્તક ૨જુ | ,, | ૨—૦—૦ |
| દીવ્યસગીતામૃત | પડિત મેઘાનત | ૧—૦—૦ |
| ફીરોઝ રાગસીરીઝ ન ૧ | ફીરોઝ ફ્રામજી | ૦-૧૨—૦ |
| ,, ન ૨ | ,, | ૦-૧૨—૦ |
| ,, ન ૩ | ,, | ૦-૧૨—૦ |
| ,, ન ૪ | ,, | ૦-૧૨—૦ |
| ,, ન ૫ | ,, | ૦-૧૨—૦ |
| ,, ન ૬ | ,, | ૦-૧૨—૦ |
| સીતાર હોમ ટ્યુટર | ,, | ૧—૮—૦ |
| સીતાર ગતતોડે સગ્રહ | ,, | ૧—૦—૦ |
| સેલ્ફ હારમોનીયમ ટીચર | અમૃતલાલ જે દવે | ૨—૮—૦ |
| સગીત લહરી | ફીરોઝ ફ્રામજી | ૨—૦—૦ |
| સગીત માર્ગપ્રવેશ પોથી | ડૉ ભીમભાઈ કે મહેતા | ૦-૧૨—૦ |
| સગીત વિદ્યાસાગર ભાગ ૧લો | ,, | ૩—૦—૦ |
| હિન્દુસ્થાનની સગીતવિદ્યા ભાગ ૧લો | ફીરોઝ ફ્રામજી | ૨—૦—૦ |
| ,, ભાગ ૨જો | ,, | ૨—૮—૦ |
| ,, ભાગ ૩જો | ,, | ૨—૮—૦ |

# ગણિતશાસ્ત્ર

| | | |
|---|---|---|
| અનડા-ભૂમિતિ ભાગ ૧ | રતનશી પુરષોત્તમ અનડા | ૦—૨—૦ |
| અનડા-ભૂમિતિ ભાગ ૨ | ,, | ૦—૨—૦ |
| અનડા-નામુ ભાગ ૧ | ,, | ૦—૩—૦ |
| અનડા-નામુ ભાગ ૨ | ,, | ૦—૪—૦ |
| અક્ષર ગણિત પ્રવેશ પુસ્તક | ચદુલાલ કે અમીન | ૦—૫—૦ |
| ઘરનામુ | કાન્તિલાલ અને સોમેશ્વર | ૦—૪—૬ |
| નવીન બાળનામુ | ,, | ૦—૩—૦ |
| બાગભૂમિતિ | ડા તુ બોઘાણી | ૦—૨—૦ |

## વ્યાયામ

| | | |
|---|---|---|
| વ્યાયામ મંદિર | પ્રો. માણિકયરાવ | ૦—૭—૦ |
| સ્કાઉટની પહેલી ચોપડી | નરહરિ કુરણારામ દેસાઈ | ૦—૪—૦ |
| હિન્દી બાળવીર વિદ્યા | ,, | ૨—૮—૦ |

## પાકશાસ્ત્ર

| | | |
|---|---|---|
| રસમય વાનીઓ | શ્રી. તારામતીબ્હેન | ૧—૦—૦ |
| શાકાહારી પારસી વાનીઓ | શ્રી. પરીન એદલજી મીસ્ત્રી | ૦—૬—૦ |

## ખેતીવાડી

| | | |
|---|---|---|
| ગુજરાતનો ફળબાગ | મગનલાલ ગુલાબભાઈ દેસાઈ | ૧—૮—૦ |
| ગુજરાતનો ફૂલબાગ | ,, | ૦—૮—૦ |
| દ્રાક્ષ અને તેનું વાવેતર | મગનલાલ ગજ્જર | ૦—૧૦—૦ |
| વડોદરારાજ્યનું સંવત ૧૯૯૦ સન૧૯૩૩-૩૪ નું ખેડુત પંચાંગ | પ્ર:-ખેતીવાડીખાતું વડોદરારાજ્ય | ૦—૨—૦ |

## અર્થશાસ્ત્ર

| | | |
|---|---|---|
| પગાર, મજુરી અને મૂડી | ગૌરીશંકર મહેતા | ૦—૪—૦ |

## ભાષાશાસ્ત્ર

| | | |
|---|---|---|
| અલંકાર પ્રવેશિકા | [illegible] | [illegible] |
| ગુજરાતી લઘુ પિંગળ | [illegible] | |
| તુલનાત્મક ભાષાશાસ્ત્ર | [illegible] | [illegible] |

# સને ૧૯૩૩ માં માસિકોમાં પ્રસિદ્ધ થયલા મહત્વના લેખોની સૂચી

## ભાષા—વ્યાકરણ

| વિષય | લેખક | કયા માસિકમાં | કયા મહિનામાં |
|---|---|---|---|
| અનુસ્વાર અને અનુનાસિક | રા. કેશવલાલ કાશીરામ શાસ્ત્રી | વસન્ત | કાર્તિક–માર્ગશિર |
| કહેવતો | રા. નટવરલાલ મગનલાલ | બુદ્ધિપ્રકાશ | ઓક્ટોબર |
| છંદોનો મેળ | રા. હરિકૃષ્ણ વ્યાસ | બુદ્ધિપ્રકાશ | ઓક્ટોબર |
| જૂના ગુજરાતી દુહા | રા. મધુસૂદન ચી. મોદી | બુદ્ધિપ્રકાશ | જાન્યુઆરી, એપ્રિલ |
| દશૂ–દરા 'To-See' | રા. પિનાકિન ત્રિવેદી | કૌમુદી | ઑગષ્ટ–સપ્ટેમ્બર |
| નવા શબ્દો | પ્રો. બળવંતરાય ક. ઠાકોર | કૌમુદી | મે |
| નર્મગદ્યની મુખમુદ્રા | કવિ નર્મદાશંકર લાલશંકર | કૌમુદી | સપ્ટે–ઑક્ટોબર |
| નરસિંહરાવના ભાષાદોષો | રા. ભગતરામ ભા. મહેતા | શારદા | ભેટ અંક–૧૯૩૩ |
| મહુવાના મોગરી બ્રાહ્મણની ભાષા | રા. કૃષ્ણલાલ સ. વકીલ | ગુ. શા. પત્ર | જાન્યુઆરી |
| વાયુશાસ્ત્રની પરિભાષા | રા. હરિલાલ ર. માંકડ | ઊર્મિ | શ્રાવણ |

# સાહિત્ય

| વિષય | લેખક | કયા માસિકમાં | કયા મહિનામાં |
|---|---|---|---|
| અનુષ્ટુપ પ્રકરણ, આર્યા અને અનુષ્ટુપ | પ્રો બળવંતરાય ક. ઠાકોર | બુદ્ધિપ્રકાશ | એપ્રિલ-જુલાઈ |
| અખાભગતના અક્ષરદેહનો મારો પરિચય | રા. સુંદરજી ગો બેટાઈ | સાહિત્ય | ઓગસ્ટ |
| અખો અને તેનુ તત્વજ્ઞાન | રા. મ દરબાર | સાહિત્ય | ડિસેમ્બર |
| આદર્શ સમાલોચક | રા ગુલાબશંકર ધોળકીયા | શારદા | જાન્યુઆરી |
| આપણા ત્રણ સાક્ષરોનો પચોતેરમા વર્ષમા પ્રવેશ | રા ચંદ્રશંકર ન. પંડ્યા | વસન્ત | કાર્તક |
| એકવીસમી સાલગીરી મુબારક | પ્રો બળવંતરાય ક. ઠાકોર | કૌમુદી | ફેબ્રુઆરી |
| રૂશિયાનું બાલસાહિત્ય | ગ નર્મદાશંકર દ્વિવેદી | શારદા | ફેબ્રુઆરી |
| રૂશિયાનુ સાહિત્ય સર્જન | રા પ્રવાસી | નવયુગ | જાન્યુઆરી |
| ઉદયશંકરની નૃત્યકળા | રા ન્હાનાલાલ ચી મહેતા | પ્રસ્થાન | શ્રાવણ-ભાદ્ર |
| ઉર્દુના હિન્દુ શાએરો | રા એ સી. ચિસ્તી | નવચેતન | ફેબ્રુઆરી |
| કવિતા અને સ્ત્રી હૃદય | શ્રી સુભદ્રાકુમારી | ગુણસુંદરી | મે |
| કવિ નર્મદને અંજલી | રા હીરાલાલ ત્રિ. પારેખ | બુદ્ધિપ્રકાશ | જુલાઈ |
| કવિ નર્મદ શતાબ્દી ઉત્સવ (નડીઆદ) | રા ચંદ્રશંકર ન પંડ્યા | વસન્ત | આસો |
| કાનડી સાહિત્યનો પરિચય | રા શંકર ગોવિંદ સાખરપેકર | બુદ્ધિપ્રકાશ | એપ્રિલ |
| કાલીદાસનો સમય | પ્રો બળવંતરાય ક ઠાકોર | પ્રસ્થાન | વૈશાખ |
| કેટલાક હિન્દી લોકગીતો | રા. રમણિકલાલ મહેતા | નવચેતન | એપ્રિલ |
| ગુનાઓના લોકગીતો | શ્રી. ઝવેરચંદ મેઘાણી | કૌમુદી | માર્ચ |
| ગુજરાતના બે હાસ્ય કથાકારો | રા. ઇશ્વરલાલ | કૌમુદી | મે |
| ગુજરાતી સાહિત્યના ત્રણ અપૂર્વ ન | રા જેઠાલાલ જોશી | પ્રસ્થાન | અશાડ |
| ગોવર્ધનરામનું સંસ્કૃતિદર્શન | પ્રો. કે. હિ. કામદાર | કૌમુદી | સપ્ટે, ઓકટો. |
| ગોવર્ધનરામ અને મધ્યકાલ | " | કૌમુદી | ડીસેમ્બર |

| | | | |
|---|---|---|---|
| જીવનમાંથી જડેલી | ર રમણલાલ વ દેસાઈ | કૌમુદી | જુલાઈ |
| ત્રૈમાસિક "ગ્રામ્ય જીવન" | પ્રો કે ડી મામદાર | શારદા | જાન્યુઆરી |
| થોડાંક ગ્સદર્શનો | પ્રિન્સિપાલ આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ | વસન્ત | ભાદ્રપદ |
| દીપોત્સવી અંક—એક પત્ર | શ્રી "ય" | ગુણસુંદરી | નવેમ્બર |
| નર્મદ ગ્ગલીના | શ્રી યજ્ઞેશ શુક્લ | ગુણસુંદરી | સપ્ટેમ્બર |
| નલિની પરાગ—એક સિંહાવલોકન | ર પ્રહ્લાદ ચં દિવાનજી | કૌમુદી | જાન્યુઆરી |
| નર્મદ શતાબ્દી ગ્રંથ | પ્રિન્સિપાલ આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ | વસન્ત | ભાદ્રપદ |
| નિબંધ જેવું નાટક—ઉત્તર | રા ચ ઉ પ | કૌમુદી | ફેબ્રુઆરી |
| પુણ્યભક્ત | રા આર વી મહેતા | નવયુગ | માર્ચ |
| પ્રાણાયામ | દી બા નર્મદાશંકર દે મહેતા | કૌમુદી | સપ્ટે—ઓક્ટોબર |
| બાઈબલનું અર્થસ્થ વાઙ્મય | ર વિજયરાય ક વૈદ્ય | કૌમુદી | મે—એપ્રિલ |
| ભૂતના ભડકા | ર રામચંદ્ર દા શુક્લ | કૌમુદી | જાન્યુઆરી |
| માલવિકાગ્નિમિત્રનો નવો અનુવાદ | ર દુર્ગાશંકર કે શાસ્ત્રી | કૌમુદી | નવેમ્બર |
| માલવિકાગ્નિમિત્ર | ર કેશવલાલ કાશીરામ શાસ્ત્રી | બુદ્ધિપ્રકાશ | ઓક્ટોબર |
| મીસ ૧૯૩૩ | ર રસિકલાલ પરિખ | પ્રસ્થાન | આષાઢ |
| રંગતરંગ | ર આર વી મહેતા | નવયુગ | સપ્ટેમ્બર |
| રમખાણ વાનીયો | ર વિષ્ણુપ્રસાદ ર દ્વિવેદી | કૌમુદી | ઓગસ્ટ—સપ્ટેમ્બર |
| રાસરજની | ર કેશર હ શેઠ | સાહિત્ય | મે |
| લગ્નચિત્રોના સંપુટ | શ્રી જ્યોત્સ્ના શુક્લ | કૌમુદી | ડીસેમ્બર |
| વીર નર્મદ | ર બચુભાઈ રાવત | કૌમુદી | એપ્રિલ |
| વીરપત્ની | ર સુરેશ દીક્ષિત | કૌમુદી | ડીસેમ્બર |
| શાક્ત સંપ્રદાય | શ્રી "ય" | ગુણસુંદરી | જાન્યુઆરી |
| "સત જ્યોર્જ" પર નવ દૃષ્ટિ | રા ડોલરરાય ર માંકડ | કૌમુદી | ફેબ્રુઆરી |
| | ર મુનિકુમાર ભટ્ટ, રા રવિશંકર જોશી | કૌમુદી | મે |
| | ર વિજયરાય કલ્યાણરાય | | |

| | | | |
|---|---|---|---|
| સરસ્વતીચંદ્રનુ રાજકારણ | પ્રો. કેશવલાલ હિ કામદાર | પ્રસ્થાન | ભાદ્રપદ |
| સં. ૧૯૮૮ નું બાલ સાહિત્ય | ગ. છોટાલાલ મા. કામદાર | પુસ્તકાલય | ફેબ્રુઆરી |
| સાહિત્ય અને પ્રતિભા | રા. જનાર્દન ન્હા. પ્રભાસ્કર | બુદ્ધિપ્રકાશ | જાન્યુઆરી |
| સોગાઈટીનો ઈતિહાસ | રા વિશ્વનાથ મ. ભટ્ટ | બુદ્ધિપ્રકાશ | એપ્રિલ |
| ૧૯૩૨ના ગુજરાતનું નાટ્ય સાહિત્ય | રા. કિરિટ | નવચેતન | જુલાઈ |

## નિબંધ

| વિષય | લેખક | કયા માસિકમાં | કયા માસમાં |
|---|---|---|---|
| આર્ય અને અનાર્ય | રા. મગનલાલ માસ્ત્રી | પ્રસ્થાન | વૈશાખ |
| ઉર્વશી અને પુરૂરવા | ગ. શાન્તિલાલ ઠાકર | બુ. પ્ર. | ઓકટોબર |
| કવિ રવીન્દ્રનાથ ટાગોરની સૂરરચના | રા. જેઠાલાલ ત્રિવેદી | પ્રસ્થાન | માહ |
| ક્રિકેટનું કવિતા સાહિત્ય | રા. સુરેશ ગાંધી | નવચેતન | જુન |
| ગુજરાતના વર્તમાનપત્રો | રા. નંદલાલ ચુનીલાલ બોડીવાળા | શારદા | જાન્યુઆરી |
| ગુજરાતનુ સ્ત્રીજીવન | શ્રી. શાન્તાબ્હેન ચોધ | ગુણસુદરી | નવેમ્બર |
| ગુજરાતના સસ્કાર અવરોધ | ગ. સુરેશ દીક્ષિત | ગુણસુદરી | ડીસેંબર |
| જીવનમત્રની શોધમા | ગ. કનૈયાલાલ મા. મુનશી | કૌમુદી | ફેબ્રુઆરી |
| ઝીણા મોર ટહુકે છે લીલી નાઘરમા | રા. હસમુખલાલ મ. કાજી | બુદ્ધિપ્રકાશ | જાન્યુઆરી |
| ધર્મદર્શન | કવિ નર્મદાશકર | કૌમુદી | ઓગસ્ટ-સપ્ટેમ્બર |
| પ્રણય-જીવો અને જીવો | ગ. કનૈયાલાલ માણેકલાલ મુનશી | કૌમુદી | ફેબ્રુઆરી |

## નિબંધ અને લેખ સંગ્રહ

| | | |
|---|---|---|
| ૧૮૬૫ | નર્મગદ્ય | કવિ નર્મદાશંકર લાલશંકર |
| ૧૮૭૩ | અસ્તોદય | મનસુખરામ સૂર્યરામ |
| ૧૮૯૮ | એમર્સનના નિબંધો | "એક કાઠીઆવાડી" |
| ૧૮૯૮ | બાળ વિલાસ | મણિલાલ નભુભાઇ |
| ૧૯૦૪ | બેકનના નિબંધો | રતનજી ફરામજી શેઠના |
| ૧૯૦૭ | ગદ્ય સંગ્રહ | મિત્રમંડળ–પેટલાદ |
| ૧૯૧૦ | મોન્ટેનના નિબંધો | જયસુખરાય જોશીપુરા |
| ૧૯૧૦ | લેન્ડોરના કાલ્પનિક સંવાદો | મોહનલાલ પા. દવે |
| ૧૯૧૬ | આપણો ધર્મ | આણંદશંકર બા. ધ્રુવ |
| ૧૯૧૭ | બંકીમ નિબંધ માળા | જગજીવનદાસ કાળીદાસ |
| ૧૯૧૭ | નિવૃત્તિ વિનોદ | અતિસુખશંકર ક. ત્રિવેદી |
| ૧૯૧૮ | દિ. બા. અંબાલાલનો લેખ સંગ્રહ | દિ. બા. અંબાલાલ સાકરલાલ |
| ૧૯૧૮ | નારાયણ ગદ્યાવળી | નારાયણ વ. ઠક્કર |
| ૧૯૧૮ | મહાત્મા ગાંધીજીની વિચારસૃષ્ટિ | મથુરાદાસ ત્રિકમજી |
| ૧૯૧૮ | આર્યવ્યાખ્યાનમાળા | ગુજરાત વિદ્યાપીઠ |
| ૧૯૨૩ | નવજીવન લેખ સંગ્રહ | ગાંધીજી |
| ૧૯૨૬ | રણજીતરામના નિબંધો | રણજીતરામ વાવાભાઈ |
| ૧૯૨૪ | કાલેલકરના લેખો | બાલકૃષ્ણ કાલેલકર |
| ૧૯૨૬ | ગદ્ય નવનિત | સં. વિશ્વનાથ મ. ભટ્ટ |
| ૧૯૨૬ | સત્યાગ્રહની મર્યાદા | મહાદેવ હ. દેસાઈ |
| ૧૯૨૬ | કેટલાક લેખો | કનૈયાલાલ મા. મુનશી. |
| ૧૯૨૬ | પ્રભાતના રંગ | વિજયરાય ક. વૈદ્ય. |
| ૧૯૨૯ | પોયણા | જ્યેન્દ્રરાવ ભ. દુરકાળ |
| ૧૯૩૦ | સંબોધન | ન્હાનાલાલ દ. કવિ |
| ૧૯૩૦ | સ્વૈર વિહાર | રામનારાયણ વિ. પાઠક. |
| ૧૯૩૨ | પ્રસ્તાવમાળા | ન્હાનાલાલ દ. કવિ |
| ૧૯૩૩ | નાગરિક ગદ્યાવલિ | ડોલરરાય માંકડ |
| ,, | આદિવચનો | કનૈયાલાલ મ. મુનશી |

# સાહિત્ય અને વિવેચન

| | | |
|---|---|---|
| ૧૮૬૬ | ગુજરાતી ભાષાનો ઇતિહાસ | શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ |
| ૧૮૭૫ | નર્મગદ્ય | કવિ નર્મદાશંકર લાલશંકર |
| ૧૮૮૯ | પ્રાચીન ગુજરાતી સાહિત્ય રત્નમાળા | હરિલાલ હ ધ્રુવ |
| ૧૮૯૧ | નવગ્રહ થાવલી | નવલરામ લક્ષ્મીરામ |
| ૧૮૯૪ | Classical poets | ગોવર્ધનરામ મા ત્રિપાઠી |
| ૧૯૦૪ | કવિતા અને સાહિત્ય | રમણભાઈ મહીપતરામ |
| ૧૯૦૮ | ગુજરાતી ભાષાનો વૃત્તાન્ત | પાલનજી બરજોરજી દેસાઇ |
| ૧૯૦૯ | સુદર્શન ગદ્યાવળી | મણિલાલ નભુભાઈ |
| ૧૯૦૯ | પ્રેમાનંદના નાટકો | નરસિંહરાવ ભોળાનાથ |
| ૧૯૧૧ | સાહીનુ સાહિત્ય | ડાહ્યાભાઇ પીતામ્બરદાસ દેરાસરી |
| ૧૯૧૧ | ગુજરાતી નવલકથાનુ સાહિત્ય | મણિભાઇ નાગરજી |
| ૧૯૧૫ | હાસ્યમંદિર | રમણભાઇ મહીપતરામ |
| ૧૯૨૧ | સાક્ષર જયન્તિઓ | મં. જીવનલાલ અમરશી મહેતા. |
| ૧૯૨૧ | ગુ. ભાષા અને સાહિત્ય ભાગ ૧ (વિલ્સન ફાઇલોલોજીકલ વ્યાખ્યાનો) | નરસિંહરાવ ભોળાનાથ |
| ૧૯૨૨ | સાહિત્ય પ્રવેશિકા | હિંમતલાલ ગણેશજી અંજારીઆ |
| ૧૯૧૩ | ગુજરાતી સાહિત્યના માર્ગદર્શક સ્તંભો | કૃષ્ણલાલ મો. ઝવેરી. |
| ૧૯૨૩ | સત્યાગ્રહમાળા | મં જીવનલાલ અમરશી મહેતા. |
| ૧૯૨૪ | મનોમુકુર | નરસિંહરાવ ભોળાનાથ |
| ૧૯૨૪ | સાહિત્ય મંથન | ન્હાનાલાલ દલપતરામ કવિ |
| ૧૯૨૪ | પ્રાચીન સાહિત્ય | મહાદેવભાઇ હ દેસાઇ |
| ૧૯૨૪ | પ્રેમાનંદના ૪ નાટકો | મંજુભાઇ હ. દ્વારકાદાસ |
| ૧૯૨૫ | કવિતા શિક્ષણ | બળવંતરાય ક. ઠાકોર |
| ૧૯૨૬ | ગુજરાતના જ્યોતિર્ધરો | કનૈયાલાલ માણેકલાલ મુનશી |
| ૧૯૨૬ | નિરિક્ષ | બળવંતરાય ક. ઠાકોર |
| ૧૯૨૯ | ગુ સાહિત્યનો મધ્યકાલીન પ્રવાહ | સાહિત્ય સંસદ |
| ૧૯૨૯ | સાહિત્ય પ્રવૃત્તિ | આનંદશંકર ક. ત્રિવેદી |
| ૧૯૩૦ | પ્રાચીન ગુજરાતી ગદ્ય સંદર્ભ | મુનિ જિનવિજયજી |

| | | |
|---|---|---|
| ૧૯૩૦ | ગુજરાતી સાહિત્યના વધુ માર્ગદર્શક સ્તંભો | કૃષ્ણલાલ મો. ઝવેરી |
| ૧૯૩૦ | કાવ્ય સાહિત્ય મીમાંસા | ગ. બા. મગનલાલ પ્રા. ત્રિવેદી |
| ૧૯૩૧ | કેટલાંક પત્રધારા | મ. "સાગર" |
| ૧૯૩૨ | ગુ. વર્નાક્યુલર સોસાયટીનો ઇતિહાસ | હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ |
| ૧૯૩૨ | નર્મદ માધવજી કાવ્ય વ્યાખ્યાનો પુ. ૧ | નરસિંહરાવ ભોળાનાથ |
| ૧૯૩૩ | ગુજરાતી ભાષા અને સાહિત્ય ભાગ | " " |
| ૧૯૩૩ | જૈન સાહિત્યનો ઇતિહાસ | મોહનલાલ દલીચંદ દેસાઇ |
| ૧૯૩૩ | પદ્યરચનાની ઐતિહાસિક આલોચના દી. બા. | કેશવલાલ હર્ષદરાય |
| ૧૯૩૩ | થોડાંક રસદર્શનો | કનૈયાલાલ મા. મુનશી |

## કેળવણી

| | | |
|---|---|---|
| ૧૮૮૬ | કેળવણી | ખલાખીદાસ ગગાદાસ દેસાઇ |
| ૧૮૮૬ | શિક્ષણનો ઇતિહાસ | મણિશંકર રત્નજી ભટ્ટ |
| ૧૯૦૩ | કેળવણીનું શાસ્ત્ર અને તેની કળા, | હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા |
| ૧૯૦૬ | કિંડરગાર્ટન | કાશીરામ પ્રાગજી ઉપાધ્યાય |
| ૧૯૦૮ | ઘરની તથા નિશાળની કેળવણી | રુસ્તમ પેસ્તનજી મસાની |
| ૧૯૧૦ | જાપાનની કેળવણી પદ્ધતિ | અતિસુખશંકર ક. ત્રિવેદી |
| ૧૯૧૬ | સામાન્ય જ્ઞાન | છગનલાલ હરગોવનદાસ મોદી |
| ૧૯૧૯ | બાળકની સારસંભાળ અને કેળવણી | પુરુષોત્તમ જીવણજી ગાંધી |
| ૧૯૨૦ | ભારતીય શિક્ષણનો ઇતિહાસ | ચીમનલાલ માણેકલાલ જાની |
| ૧૯૨૩ | શિષ્ટ અને શિક્ષણ | દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન |
| ૧૯૨૫ | નવી બાળ કેળવણી | સૌ. મોહનતારાબાઇ પગાર |
| ૧૯૨૭ | ગૃહવિદ્યા અથવા ઘર વ્યવસ્થા | હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા |
| ૧૯૨૭ | માન્ટેસોરી પદ્ધતિ | નાનાભાઇ અને ગિજુભાઇ |
| ૧૯૨૯ | ઘરમાં મોન્ટીસોરી | તારાબ્હેન |
| ૧૯૦૯ | ડૉલ્ટન યોજના | ૯ ભાઇ ત્રિવેદી |
| ૧૯૩૧ | દિવાસ્વપ્ન | ગિજુભાઇ |
| ૧૯૩૨ | સુરતના શિક્ષણ સુધારા | વિદ્યારામ વસનજી ત્રિવેદી |
| ૧૯૩૨ | મોન્ટીસોરી પરિચય | તારાબ્હેન |
| ૧૯૩૩ | મોન્ટીસોરી શિક્ષણ પ્રચારમાળા | ગિજુભાઈ અને તારાબ્હેન |

| | | |
|---|---|---|
| ૧૯૩૩ | રખડુ ટોળી | ગિજુભાઈ |
| ૧૯૩૩ | પ્રાથમિક શાળામા શિક્ષણ પદ્ધતિઓ | ગિજુભાઈ |
| ૧૯૩૩ | મહાન વિગ્રહ પછી જર્મનીમા કેળવણીની પ્રણાલિ | ગજાનન ઉ ભટ્ટ |
| ૧૯૩૩ | મૂઝવતુ બાળક | હરભાઈ ત્રિવેદી |
| ૧૯૩૩ | પ્રાથમિક શાળામા શિક્ષક | ગિજુભાઈ |

## પ્રવાસ

| | | |
|---|---|---|
| ૧૮૬૪ | ઈંગ્લાંડની મુસાફરી વર્ણન | મહીપતરામ રૂપરામ |
| ૧૮૬૬ | ઈંગ્લંડમા પ્રવાસ | કરસનદાસ મુલજી |
| ૧૮૭૪ | ઈંગ્લંડમા પ્રવાસ | ખા બા. શેખ ઈસુફઅલી |
| ૧૯૦૫ | મોદીખાનાથી મારસેલ્સ | જહાગીર બહેરામજી મરઝબાન |
| ૧૯૧૨ | વીલાયતી વેહેજ | જહાગીર બહેરામજી મરઝબાન |
| ૧૯૧૫ | ગોરૂ વીલાયત | જહાગીર બહેરામજી મરઝબાન |
| ૧૯૨૦ | કૈલાસ માન સરોવર દર્શન | ગિરિજાશકર ભગવાનજી બધેકા |
| ૧૯૨૩ | હિમાલયનો પ્રવાસ | દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર |
| ૧૯૨૬ | મોટરમા મારી મુસાફરી મુબઈથી કાશ્મીર | ડૉ મર્ઝબાન ર કોહાનાવા |
| ૧૯૨૮ | ગુજરાતના તીર્થસ્થાનો | દુર્ગાશકર કેવળરામ શાસ્ત્રી |
| ૧૯૩૦ | હિંદ પર્યટન | મણિલાલ જગજીવન દ્વિવેદી |
| ૧૯૩૧ | કુદરત અને કળાના ધામમા વીસ દિવસ | ધીરજલાલ ટોકરશી શાહ |
| ૧૯૩૨ | હિમાલયના પુણ્ય પ્રદેશમા | ડુગરશી ધરમશી સપટ |
| ૧૯૩૩ | યુરોપનો પ્રવાસ | નાનજી કાલિદાસ મહેતા |

## વિજ્ઞાન

| | | |
|---|---|---|
| ૧૮૯૬ | ચેતનશાસ્ત્ર | મણિલાલ નભુભાઈ |
| ૧૯૧૮ | ગાનમશાસ્ત્ર | હરસિદ્ધભાઈ વજુભાઈ દીવેટીયા |
| ૧૯૩૧ | ભુસ્તરવિદ્યા | ડાહ્યાભાઈ પી દેરાસરી |
| ૧૯૦૦ | વનસ્પતિ ગુણાદર્શ | આર બી ડી |
| ૧૯૧૩ | વનસ્પતિ શાસ્ત્ર આર્થિક દૃષ્ટિએ | છોટાલાલ બા પુરાણી |
| ૧૯૨૦ | વનસ્પતિ શાસ્ત્ર | જયકૃષ્ણ ઈન્દ્રજી |

| | | |
|---|---|---|
| ૧૮૨૮ | કચ્છ સંસ્થાનની વનસ્પતિયો અને તેની ઉપયોગિતા | જયકૃષ્ણ ઇન્દ્રજી |
| ૧૯૨૪ | જ્યોતિર્વિલાસ | શંકર બાલકૃષ્ણ દિક્ષિત |
| ૧૯૧૧ | રાજવલ્લભ અથવા શિલ્પશાસ્ત્ર | નારાયણભારતી યશવંતભારતી |
| ૧૯૩૦ | સુલભ વાસ્તુશાસ્ત્ર | હરિપ્રસાદ ડી ઠાકોર |
| ૧૯૩૨ | શિલ્પશાસ્ત્ર | જગન્નાથ અંબારામ |

## વૈદક શાસ્ત્ર

| | | |
|---|---|---|
| ૧૮૭૮ | સારંગધર સંહિતા | |
| ૧૮૮૫ | શ્રી માધવનિદાન | જેરામ વિ રઘુનાથ |
| ૧૮૮૮ | ચરક અને સુશ્રુત | કૃપાશંકર દોલતરામ |
| ૧૮૯૪ | આર્યભિષક | શંકર દાજી શાસ્ત્રી |
| ૧૮૯૬ | આર્ય ઔષધ | ડૉ. વીરજી ઝીણા ગરબા |
| ૧૯૦૦ | શારીર અને વૈદકશાસ્ત્ર | ત્રિભોવનદાસ મોતીચંદ શાહ |
| ૧૯૦૧ | સુશ્રુત આયુર્વેદ | શાસ્ત્રી કાળીદાસ ગોવિંદજી |
| ૧૯૦૮ | ધન્વંતરિ | વૈદ્ય જટાશંકર લિલાધર ત્રિવેદી |
| ૧૯૧૩ | અષ્ટાંગ હૃદય | પ્રાણશંકર પ્રેમશંકર પટણી |
| ૧૯૧૭ | વૈદ્રક વિજ્ઞાન ચક્ર | જમનાદાસ પ્રેમચંદ નાણાવટી |
| ૧૯૨૭ | નેત્રરોગ | જાદવજી હંસરાજ વૈદ્ય |
| ૧૯૨૭ | નિરક્ત આદર્શ | બાપાલાલ ગરબડદાસ વૈદ્ય |

## સામાન્ય રેફરન્સ પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧૮૬૯ | કવિચરિત | ઝવેરભાઈ ઘેલાભાઈ |
| ૧૮૮૯ | ગુર્જર ગ્રંથકાર ચિતાવલી | કેશવલાલ વિક્રમદાસ |
| ૧૮૯૫ | પ્રાચીન રાજ્યમાળાનો વૃત્તાન્ત | વડોદરારાજ્ય કેળવણી ખાતુ |
| ૧૮૮૬ | મહાજનમંડળ | મગનલાલ નરોત્તમ મહેતા |
| ૧૮૯૬ | સતીમંડળ | કેશવજી વિશ્વનાથ |
| ૧૯૦૨ | ભારત રત્નમંડળ | અમૃતલાલ ગો. શાહ |
| ૧૯૦૨ | ગુજરાતી ગ્રંથકારો અને ગ્રંથો | વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી |
| ૧૯૦૯ | વિવિધ સાક્ષરો | સુ ઉ ગુરુ |
| ૧૯૧૨ | ભારતના સ્ત્રી રત્નો | શિવપ્રસાદ દ પંડિત |
| ,, | સચિત્ર સાક્ષરમાળા | જ પુ જોશીપુરા |
| ૧૯૧૫ | જૈનગ્રંથાવળી | જૈન શ્વેતાંબરી કોન્ફરન્સ |

| | | |
|---|---|---|
| ૧૯૨૩ | ફોબસ સભા હસ્તલિખિત પુસ્તક સગ્રહ ૧–૨ | અબાલાલ બુ જાની |
| ૧૯૨૬ | જૈન ગુર્જર કવિઓ ભા ૧ | મોહનલાલ દ દેસાઈ |
| ૧૯૨૯ | ગ્રંથ અને ગ્રંથકાર પુ ૧ | હીરાલાલ ત્રિ પારેખ |
| ૧૯૩૦ | ૮૦૦૦ પુસ્તકોની નામાવળી | પુસ્તકાલય સહકારી મડળ |
| ,, | કવિ દલપતરામ હસ્તલિખિત પુસ્તકોની સૂચી | હીરાલાલ ત્રિ પારેખ |
| ,, | વાર્તાઓનો પરિચય | પુ સહકારી મડળ વડોદરા |
| ૧૯૩૩ | ૪૦૦૦ પુસ્તકોની નામાવલિ | પુસ્તકાલય સહાયકારી મડળ |

## સ્મારક ગ્રંથો–અંકો

| | | |
|---|---|---|
| ૧૮૯૯ | ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી જ્યુબીલી ગ્રંથ | |
| ૧૯૦૧ | રાસ્ત ગોફતારનો આનંદોત્સવ | |
| ૧૯૦૪ | ગુજરાતી રજતોત્સવ અંક | |
| ૧૯૦૬ | કુરમદ સિતારા જ્યુબીલી પુસ્તક | |
| ૧૯૦૭ | ગોવર્ધનરામ સ્મારક ગ્રંથ–સમાલોચક | |
| ,, | ગોવર્ધનરામ સ્મારક ગ્રંથ–વસન્ત | |
| ૧૯૦૮ | સ્ત્રીબોધ અને સમાજ સુધારો–સ્મારક ગ્રંથ | |
| ,, | જૈન ધર્મ પ્રચારક સભા પુસ્તક | |
| ૧૯૦૯ | ગુ વ સો હીરક મહોત્સવ સ્મારક અંક | |
| ૧૯૧૧ | ગુજરાતી શાળાપત્ર જ્યુબીલી અંક | |
| ૧૯૧૯ | સ્ત્રી હિતોપદેશ જમનાબાઈ સકાઈ સ્મારક અંક | |
| ૧૯૨૨ | હાજી મહમદ સ્મારક ગ્રંથ | રવિશંકર રાવળ |
| ૧૯૨૪ | કાન્તમાળા | પ્રો બળવંતરાય ક ઠાકોર |
| ૧૯૨૫ | પ્રજાબંધુ રજતમહોત્સવ સ્મારક અંક | |
| ૧૯૨૬ | ગુજરાતી પંચ રજતમહોત્સવ સ્મારક અંક | |
| ૧૯૨૭ | વસન્ત રજતમહોત્સવ ગ્રંથ | હીરાલાલ ત્રિ પારેખ |
| ૧૯૨૮ | અર્ધશતાબ્દિના અનુભવબોલ | ન્હાનાલાલ દલપતરામ કવિ |
| ,, | જૈન રજતમહોત્સવ અંક | દેવચંદ દામજી શેઠ |
| ૧૯૩૧ | ખબરદાર કનકોત્સવ ગ્રંથ | ચદ્રશંકર ન પંડ્યા |
| ૧૯૩૨ | જામે જમશેદ શતાબ્દી ગ્રંથ | જામે જમશેદ શતાબ્દી ઉત્સવ સમિતિ |
| ૧૯૩૩ | નર્મદ શતાબ્દી ગ્રંથ | નર્મદ શતાબ્દી સમિતિ |

# ગુજરાતી ભાષાના શબ્દકોષ



દુનિયાની દરેક પ્રચલિત ભાષાના કોષોની માફક આપણી ગુજરાતી ભાષાનો કોષ પણ દિનપ્રતિદિન નવિન શબ્દોથી, નવિન પર્યાયોથી, નવિન શબ્દ પ્રયોગોથી વૃદ્ધિને પામતો જાય છે. ભાષા જેમ જેમ સમૃદ્ધ થતી જાય તેમ તેમ તેના કોષો સંવર્ધનને પામે એ જેમ સ્વભાવિક છે તેમ તે ઇષ્ટ પણ છે. વખતના વહેવા સાથે પ્રથમના કોષોનુ સ્થાન પછીના સવર્ધિત કોષોજ છે અને પાછળના કેટલાક કોષોનું નામનિશાન પણ રહેતુ નથી. આવા કોષોએ પણ તેમના સમયમા ભાષાની ઘણી સારી સેવા બજાવેલી હોય છે અને સંવર્ધનની પ્રથમાવસ્થામા આ કોષો ઘણાજ મહત્વના તથા ખરી અગત્યના લેખાય છે. એટલે ભાષાના ઇતિહાસમા તેઓનુ આવસ્યક સ્થાન છે. આપણા સાહિત્યમા તેવા કોષોની જાણવાજોગ માહિતી સાથે ક્રમવાર યાદિ હોય તો ભાષાનુ સ્વરૂપ ઘડવામા અથવા તે વખતનુ યથેષ્ટ સ્વરૂપ બનાવવામા તેમનો કેટલો હાથ હતો તે જનતાના લક્ષમા આવે તેટલુજ નહિ પણ ભવિષ્યમા તે ગેઈને કોઈ રૂપે ઉપયોગી થઈ પડે. રા. હિરાલાલ ત્રિભોવનદાસ પારેખ છેલ્લા કેટલાક વર્ષોથી ગુ. વર્નાક્યુલર સોસાયટીના આ. સે. તરીકે અનેકરૂપે સાહિત્યની સેવા ઉગરથી કરતા આવ્યા છે. આજથી આસરે દોઢેક વર્ષ પર એક પ્રસગે વાતચિતમા તેમણે સૂચના કરી હતી કે કોષોના આવા ઇતિહાસની જરૂર છે, અને તે ટુંકામા તૈયાર થાય અને તે સોસાયટી તરફથી પ્રકટ થતા ભાષાના ઇતિહાસમા દાખલ કરવામા આવે તો તે ઘણુ ઉપકારક થઈ પડે, એ વાતચિત આ લેખનું જન્મ સ્થાન છે. અને "Better late than never" એ ન્યાયે તેનો આટલી લાંબી મુદતે પણ ઇશ્વિરકૃપાથી અમલ થાય છે.

*વળી એનસાઇક્લોપીડીયા બ્રિટાનિકા જેવા પરભાષાના સર્વસંગ્રહમા* ઘણીખરી ભાષાઓના કોષોની યાદી આપેલી છે તેમા ગુજરાતી ભાષાના ગુજરાતી અંગ્રેજી કોષોની એક (અપૂર્ણ) યાદિ મારા જોવામા આવી અને એક પરભાષામા આવી હકીકત મળી શકે અને આપણી ભાષામા તેવુ સાધન નહિ તે આપણી ખામી ગણાય એ વિચારે પણ મારા કાર્યને પ્રગતિ આપી.

આ યાદિ તૈયાર કરવામા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની લાયબ્રેરીનો લેખકે છૂટથી ઉપયોગ કર્યો છે. અને આ યાદિનો મૂળ આધાર પણ એજ લાયબ્રેરી છે એમ કહું તો કંઈ ખોટુ નથી. કેટલાક ડીક્ષનેરી પ્રકટકરનારાઓને તેમના પ્રકાશનોની વિગતવાર યાદિ પુરી પાડવા માટે મેં બે ત્રણ કે ચાર વખત લખ્યુ પણ હતુ. જેઓ તરફથી મને માહિતી પુરી પાડવામા આવી તે તેમજ જેમણે પુરી ન પાડી તેમના સંબંધમા મને મળી આવી તે સઘળી અત્રે દાખલ કરી છે. તે છતા કોઈના કોષની હકીકત રહી ગઈ હોય તો તેને માટે તેઓશ્રી દરગુજર કરતા તે હકીકત સોસાયટીને પુરી પાડશે તો યથાસમયે તેનો ઉપયોગ થશે. જે પ્રકાશકને લખવા છતા તેમના તરફથી કાઇ હકીકત ન મોકલાઈ હોય અને આ લેખકની માહિતી બહાર હોવાથી તેનો સમાવેશ આમા ન થયો હોય તો તેમાં તેઓશ્રીનો પ્રમાદજ કારણભૂત હશે.

" ગુજરાતી ભાષાના કોષો " તેમા (૧) " ગુજરાતી–ગુજરાતી તથા અરબી અને ફારસી ગુજરાતી" (૨) "સંસ્કૃત–ગુજરાતી" (૩) "ગુજરાતી ઈંગ્લીશ" અને (૪) ઇગ્લીશ–ગુજરાતી એટલા કોષોનો સમાવેશ કર્યો છે.

---

# ગુજરાતી—ગુજરાતી

## ૧. નર્મકોષ

આપણી ભાષાની વાચનમાળાઓ શરૂ થઈ, ત્યારથી કઠણ શબ્દોના અર્થ તે વખતના પુસ્તકોમા આપવામા આવતા હતા. પરંતુ જેને યથાર્થ કોષ કહી શકીએ તેવો કોષ આપણી ગુજરાતી ભાષામા નહતો. આપણા સ્વદેશ પ્રેમી, પ્રેમશૌર્યના પાઠ આપનાર, સુધારાના માથી, જનતામા ગદ્ય વાચનની અભિરૂચિ ઉત્પન્ન કરનાર, ખરૂં કહીએ તો ગુજરાતી ભાષાનું ગદ્ય સ્વરૂપ ઘડનાર, સુરતીમા યાદોમની દાડી પીટનાર, અને ગુણવંતી ગુજરાતના શ્રેયનાજ ધ્યેયવાળા કવિ નર્મદાશંકરેજ તે મહત્વની ખોટ પુરી પાડવાનું બીડુ ઝડપ્યું હતું. ઘણી વખત કહેવાઈ–લખાઈ ગયુ છે તેમ ઈગ્રેજી ભાષાના આદ્ય કોષકાર જેમ ડૉ. જોન્સન છે તેમ આપણી ગુજરાતી ભાષાના આદ્ય કોષકાર કવિ નર્મદાશંકર છે. મી. જોન્સન કરતા પણ કવિશ્રીએ આરંભેલું કાર્ય વધારે ગહન, વધારે કપરૂ અને સખત કસોટી

રૂપ હતુ જે સમયે ગુજરાતી ભાષાનુ યથેષ્ટ સ્વરૂપ બંધાયુ નહોતુ, શબ્દોનો ભંડાર બીનકુલ નહોતો, સાધન નહોતુ, સામગ્રી નહોતી, જોડણીની રૂપરેખા પણ નહોતી, પોતાની પાસે નાણાની સગવડ તો રહી પણ ઉલટી હાડમારી હતી, સરકાર, રાજ્યગણ કે શેઠ શાહુકારની મદદ નહોતી, બે ત્રણ કે ચાર સાક્ષરોની કમિટી નહોતી, રસ્તે કે પોસ્ટના અત્યાર જેટલા સાધન ન હોતા, તેવા સમયે ઈંગ્રેજી ભાષામા અનેક કોષો છે, સંસ્કૃતમા એક નહિ પણ અનેક કોષો છે, મરાઠી, હિંદુસ્થાની અને બંગાળીમા પણ કોષો છે અને મારી માતૃભાષામા એક પણ કોષ નથી, તે હોવોજ જોઈએ એ તેના મમત્વ, પ્રેમ, અને અભિમાનથી દોરાઈ—પ્રેરાઈ એકલે હાથે, અનેક મુસીબતો, અગવડો, વિટંબનાઓ અને ઉત્સાહભંગના પુષ્કળ પ્રસંગો આવવા છતા સ્વાશ્રયથી શૂન્યમાંથી નર્મકોષ જેવો પદ્ધતિસર કોષ બનાવવો એ કોઈ ન્હાનીસૂની વાત નહોતી પ્રયત્ન ભગીરથ હતો, તે છતા **प्रारब्धमुत्तमजना न परित्यजन्ति** એ ન્યાયે આરંભેલુ કાર્ય તેમણે સાંગોપાંગ પાર ઉતાર્યું અને ગુજરાતી ભાષા ઉપર તેમણે ઘણો મોટો ઉપકાર કર્યો અત્યારની જનતાને એ કોષમા ખામી લાગે એ સ્વભાવિક છે પરંતુ તે સમયે ગુજરાતી ભાષાની બાલ્યાવસ્થા હતી—અણખેડાયેલી—અણશોધાયેલી—સંસ્કારહીન હતી—સાહિત્યને સમજનારા ગુજરાતીઓ આંગળીના વેઢા ઉપર ગણી શકાય તેટલાજ જાણનાર હતા, ઉપર બતાવ્યા તેવા સંજોગો હતા, અને કવિ પોતે ગદ્યપદ્યના સાહિત્ય તેમ સુધારાની અનેક પ્રવૃત્તિઓમા ગુંથાએલા હતા એ સઘળુ ધ્યાનમા લેતા દરેક વિચારશીલ પુરુષને કબુલ કરવુ પડશે કે કવિશ્રીના આ મહાભારત પ્રયત્ન માટે ગુજરાત સદાને માટે તેમનુ ઋણી છે હિંદુસ્તાનની બંગાળી, મરાઠી, હિંદી વિગેરે ભાષાઓનો ઇતિહાસ ધ્યાનપૂર્વક અવલોકીશુ તો ઘણીખરી તેવી ભાષાના વર્ણાનુક્રમ ઈંગ્લીશ અને કેટલાકના ઈંગ્લીશ વર્ણાનુક્રમના કોષોના કર્તા યુરોપીઅનોજ દૃષ્ટિગોચર થશે અલબત્ત આવા યુરોપીઅનોના આ શ્રમને માટે હિંદુસ્તાન તેમના ઉપકાર નીચે છે પરંતુ જરાક ઉંડા ઉતરીને તપાસીશુ તો જણાશે કે તેવા કોષો સરકારની પ્રેરણા, ઉત્તેજન અને આર્થિક મદદનેજ આભારી હશે આ હકીકત લક્ષમા લેતા તેવી પ્રેરણા, ઉત્તેજન કે મદદને અભાવે કવિશ્રીનુ આ કાર્ય સંપૂર્ણ ધન્યવાદનેજ પાત્ર છે કવિશ્રીએ આ મહદ્ કાર્યનો પ્રારંભ સને ૧૮૬૧ની સાલ પહેલાજ કર્યો હોવો જોઈએ કેમકે સને ૧૮૬૧મા તેમણે સ્વર વિભાગ રૂપે પહેલો

ભાગ બહાર પાડયો હતો અને ત્યારપછી અને ૧૮૬૨–૬૪ અને ૬૬મા બીજો, ત્રીજો અને ચોથો ભાગ એમ અનુક્રમે બહાર પાડયા હતા આ ચોથા ભાગમા **તગારુ** શબ્દ સુધી કોશનો ભાગ આવી ગયો હતો ત્યારપછી સરકારે નવેસરથી તૈયાર કરી નાની બીજી આવૃત્તિરૂપે આખો નાર અને ૧૮૭૦મા છપાવીને બહાર પાડયો હતો સદર કોશમા એકદર ૨૫૮૫૫ શબ્દો હતા સ્થળવાચક - જનવાચક શબ્દનો તેમા સમાવેશ ન હતો તેમજ શાસ્ત્ર અને કળાના શબ્દો પણ નહિ જેવાજ લીધા હતા પરંતુ ગુજરાતી ભાષામા તે વખતે પ્રચલિત ઘણાખરા શબ્દોને તેમા સ્થાન આપ્યુ છે (ઈંગ્રેજી જેવી વિશાળ ભાષાનો પ્રથમ કોશ સને ૧૭૫૫મા ડૉ જોન્સને બહાર પાડયો ત્યારે તેમા ૫૮૦૦૦ શબ્દો હતા )

કોશ શબ્દોના સબંધમા ઈંગ્રેજી સાહિત્યમા બે અભિપ્રાય હતા પ્રથમ એવો હતો . —

"The lexicographer should furnish a standard of usage, should register only those words which are, or at some period of the language have been, "good' from a literary point of view, with their proper senses and uses or should at least furnish the means of determining what these are, in other words his chief duty was conceived to be to sift and refine, to decide authoritatively questions with regard the good usage and thus to fit the language as completely as might be possible within the limit determined by the literary taste of the time"

આ અભિપ્રાય અનુસાર ઇટાલીઅન ડીક્ષનેરી ૧૬૧૨મા, ફ્રેન્ચ ડીક્ષનેરી ૧૬૯૪મા અને ડૉ જોન્સનની ઇંગ્લીશ ડીક્ષનેરી ૧૭૫૫મા પ્રગટ થઈ સને ૧૮૫૭મા ડીન ટ્રેન્ચે Some deficiencies in the English Dictionary એ નામના લેખમા નીચે પ્રમાણે વિચારો જણાવ્યા હતા "A Dictionary, according to that idea of it which seems to me alone capable of being logically maintained, is an *inventory of the*

*language*, much more, but this primarily It is no task of the maker of it to select the "good" words of the language The business which he has undertaken is to collect and arrange all words whether good or bad, whether they commend themselves to his judgment or otherwise He is an historian of the language, not a critic"
એ પ્રમાણે બીજો મત હતો

મતલબ પ્રથમ મત પ્રમાણે ભાષાની અંદર જે પ્રચલિત શબ્દો હોય તેમાંથી માત્ર શિષ્ટ શબ્દોને કોશમાં સ્થાન આપવું જોઈએ, ત્યારે બીજા મત પ્રમાણે કોશકાર એ ટીકાકાર નથી એ તો ભાષાનો ઇતિહાસ લખનાર છે ભાષામાં અમુક શબ્દ પ્રચલિત છે કે નહિ તેજ તેણે જોવાનું છે અમુક શબ્દ શિષ્ટ છે અને અમુક શબ્દ અશિષ્ટ છે, તે જોવાનું તેનું કામ નથી શબ્દ જો ભાષામાં હોય તો તે આવવોજ જોઈએ, શબ્દોની યાદિ કરનાર તરીકે ભાષામાં આવતો દરેક શબ્દ દાખલ કરવાની તેની ફરજ છે ઈંગ્રેજી કોશકારોએ પાછળથી આ અભિપ્રાયનું અનુકરણ કર્યું છે. કવિ નર્મદાશંકરે પણ આજ અભિપ્રાયનું અનુકરણ પોતાના કોશ સંબંધમાં કર્યું છે તે વખતના પ્રચલિત ઘણાખરા શબ્દો આ કોશમાં આવી જાય છે ત્યારપછી થોડાક કોશમાં નર્મકોશમાં નહિ આવેલા શબ્દોના સંગ્રહો બહાર પડેલા છે પણ સને ૧૮૯૫માં રા ભિખારીદાસ ગંગારામનો સંપૂર્ણ નર્મ કવિથી પછી પહેલોજ બહાર પડ્યો તેમાંના શબ્દોની સંખ્યા ૨૬૦૦૦ની છે એટલે ત્યારપછી અઢાર વર્ષમાં માત્ર જુજ શબ્દોનો વધારો થયો હતો અર્થાત કવિશ્રીના કોશમાં તે સમયના ઘણાખરા પ્રચલિત શબ્દોનો સમાવેશ થયો હતો

અંગ્રેજી ભાષામાં ડૉ જોન્સન પછી મોટા કોશકાર તરીકે ડૉ વેબ્સ્ટર લખાયા છે વેબ્સ્ટરના ડિક્શનરિમાં તેમને માટે નીચે પ્રમાણે નોંધ છેઃ—

"The leading traits in the character of Dr Webster were enterprise, self-reliance and indomitable perseverance He was naturally of

a sanguine temperament and the circumstances under which he entered on the active duties of life were eminently suited to strengthen the original tendencies of his nature Our country was struggling into natural existance × × × × Energy, self-reliance fearlessness, the resolute defence of whatever he thought right and useful, the strong hope of ultimate success, these became the great elements of his intellectual character "

આ નોધ જાણે આપણા કવિશ્રીને ઉદ્દેશીનેજ ન લખાઈ હોય તેવી રીતે દરેક રીત્યે તેમને અક્ષરશઃ લાગુ પડે છે

આમ હોવા છતા દીલગીરી સાથે જણાવવુ પડે છે કે આ કોષને લીધે કવિશ્રીને અનહદ આર્થિક નુકસાન થયુ હતુ તેવા વખતમા સરકારના આશ્રય સિવાય સઘળા પ્રયાસો નકામાજ હતા કાઇક શાહુકાર શેઠીઆઓ, કાઈક રાજારાણાઓ અને કાઈક વિદ્વાનોની પુસ્તક ખરીદી રૂપે મદદ થઈ હતી તોપણ એમનો ઉદ્ધાર જોઇએ તેવો થયો નહિ કોષની મૂળ કિંમત રૂ ૨૨) હતી સમય અને બુદ્ધિના વ્યયને લક્ષમા ન લેતા માત્ર ખર્ચના સબધનો વિચાર કરતા પણ કિંમત વધારે ન હતી તેમ છતા તેમણે પાછળથી કિંમત ઘટાડી તોપણ પ્રતોનો જોઇતો ઉદ્ધાર થયો નહિ મુબાઈ માટે આગળની કહેવત છે કે "રોટનો મળે પણ ઓટલો ન મળે" તેવી ત્યા જગોની તપાસ હતી તેમા નર્મ કોષ જેવા મોટા પુસ્તકને જગો રોકે તે પણ ઉપાધિ કવિશ્રીએ વિદ્વાનો, લાયબ્રેરીઓ વિગેરેને સન્માનપૂર્વક તેની ભેટ આપવા માંડી અને આખરે થાકીને બાકીની ૩૮૦ પ્રતો રૂ ૭) ના ભાવથી (પડતર કરતા પણ ઓછે) સને ૧૮૭૬મા સરકારને વેચી દીધી સરકારે પણ નફાનો વિચાર ન રાખતા રૂ ૧૦)ની કિંમતે વેચવા માંડી તોપણ તેટલી પ્રતોને ખપતા ખપતા ૧૯ વર્ષના વહાણા વહી ગયા આ આપણા ગુજરાતી સમાજની દરિદ્રતાની કહો, ગુણગ્રાહકતાના કહો કે અભિરુચિ કહો તે દ્રષ્ટિગોચર થાય છે આજ કારણને લઇને લાબાગાળા સુધી બીજા કોઇએ ગુજરાતી ભાષાનો .. તૈયાર કરવાનું યોગ્ય વિચાર્યુ નહિ હોય ! ! !

૨. **નર્મકથાકોષ:**—કવિશ્રીએ કોષના કામ સાથે સાથે કથાકોષનુ કામ પણ ચાલુ રાખ્યુ જણાય છે ભાગવત, મહાભારત તથા પુરાણોના કથાપ્રસગમા આવેલા સ્થળ-જનવાચક શબ્દો તેમની પાસે આવ્યા તે મથાળાનો પણ મારો માહિતીવાળો કોષ સને ૧૮૭૦મા છપાવીને પ્રકટ કર્યો હતો.

૩. **કોષાવલી:**—કવિ હીરાચદ કહાનજીએ સને ૧૮૬૫મા આ નામથી એક કોષ બહાર પાડયો હતો. આ કોષ કવિઓના ઉપયોગમા આવે તેવા શબ્દોનો સંગ્રહ છે. તેમા ૧૭૬૧૩ શબ્દો આવેલા છે, વાસ્તવિક રીતે તે કવિતાસાહિત્ય કોષ છે. તેમા તેર વિભાગ આપવામા આવ્યા છે. એકાક્ષરી શબ્દ, અનેકાર્થ, દ્વિરાવૃત્તિ, ત્રિરુપ, દ્વિરાવૃત્તિ પંચકોશ, ત્રિરાવૃત્તિ પદ્રુપકોષ, આદિવર્ણચ્યુતદ્વિરુપકોષ, ચતુર્થવર્ણચ્યુતદ્વિરુપ કોષ, બિંદુચ્યુત-દ્વિરુપ કોષ, ગતાગૈકરૂપ કોષ, ગતાગતદ્વિરુપ કોષ અને યમકાનુપ્રાસાનુ કોષ આ પ્રમાણે તેર વિભાગનો આ કોષ છે. સાહિત્યમા આવા કોષની પણ જરૂરીઆત ખરી અને તે આ કવિશ્રીએ શ્રમ લેઇને પુરી પાડી છે

૪. **સાત ચોપડીમાં આવતા શબ્દોના અર્થ:**—એ નામથી પ્રથમ ભાગ સને ૧૮૬૮મા ગ. દોલતરામ મણીરામ તથા રા. રેવાશકર અબારામે બહાર પાડયો હતો. તેનો બીજો ભાગ સને ૧૮૭૦મા બહાર પાડયો હતો. નર્મકોષ પુરેપુરો બહાર પડેલો નહિ અને શાળાઓમા વિદ્યાર્થીઓને ઓછી કિંમતે જોઇતુ સાધન મળે તે ઉદ્દેશથી આ બહાર પાડવામા આવેલા જોઈએ.

૫. **રાજ્યકાર્યશબ્દાર્ણવ:**—રાજ્યપ્રકરણી પ્રચલિત લગભગ ૧૨૦૦ શબ્દોનો કોષ સને ૧૮૭૬મા બાળબોધ લિપિમા બહાર પડેલો છે. પરતુ તેનુ મુખ પૃષ્ટ જતુ રહેલુ હોવાથી કોણે છપાવ્યો તે જાણવાનુ સાધન નથી

૬. **શબ્દ સંગ્રહ** ( નર્મ કોષમા નહિ આવેલા શબ્દોનો સગ્રહ ) એ નામથી સને ૧૮૭૬મા પટેલ જેસીંગભાઈ ત્રીકમદાસ તથા પટેલ ત્રિભોવન ગગાદાસે ૧૨૦૦ શબ્દોનો છપાવ્યો હતો. અમદાવાદ ટાઇમ્સ પ્રેસ કિંમત રૂ. ૧) રૈયત ૧૦ પેજ.

૭. **ગુજરાતી શબ્દ મૂળદર્શક કોષ:**—રચનાર છોટાલાલ સેવકરામે સને ૧૮૭૯મા કરછ દરબારી છાપખાનામા છપાવેલો. મૂળ સરકારી કેળવણી ખાતાના ઉપરીની સૂચનાથી તૈયાર કરેલો પણ તૈયાર થતા, તે ઉપરી સાહેબ રિટાયર થઈ ગયેલા એટલે ખાતાની મદદની આશા નહીં રહેવાથી કર્તાએ

જાતે છપાવ્યો હતો સસ્કૃત શબ્દો ઉપરથી ગુજરાતી શબ્દો કેવી રીતે કેટલા નિકળ્યા તે આપ્યુ છે, અને પાછળ ગુજરાતી શબ્દોનુ સાકળીયુ આપ્યુ છે તેથી એ શબ્દ કિયા પાને છે તે જાણી શકાય છે

૮ **શબ્દાર્થ કોષ:**—સને ૧૮૮૬મા દયાશકર શામજીએ હ ટરકૃત ઇતિહાસ શાળાઓમા દાખલ થયો તેમાના અઘરા શબ્દોની વ્યુત્પત્તિ, પર્યાય અને સમજુતી સાથે બહાર પાડયો હતો

૯ **કચ્છ શબ્દાવલી:**—પ્રથમ ભાગ તથા બીજો ભાગ સને ૧૮૮૬મા પરભુદાસ રણછોડજીએ કચ્છ દરબારી છાપખાનામા છપાવી બહાર પાડેલો કિંમત દરેકની એ કોરી સદરની બીજી આવૃત્તિ પણ તેમણેજ દશ આનાની કિંમતથી કઢાવી હતી

૧૦ **શબ્દાર્થ કોષ:**—નર્મકોષ તથા શબ્દસગ્રહમા નહિં આવેલા શબ્દોના અર્થ અને ૧૮૮૮મા મોતીલાલ મનસુખરામ શાહે બહાર પાડયો હતો

૧૧ **શબ્દાર્થ ભેદ:**—(અથવા પર્યાય તરીકે વપરાતા શબ્દો વચ્ચેનો તફાવત)-ઇગ્રેજીમા જેને synonyms કહે છે તે ધોરણ ઉપર સને ૧૮૯૧મા ગ ગ લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસે આ પુસ્તક બહાર પાડ્યુ હતુ સને ૧૮૮૫ થી ૧૮૮૭ ની સાલ સુધી છુટક છુટક શબ્દો બુદ્ધિ પ્રકાશમા છપાવેલા તેમજ સને ૧૮૮૬ તથા ૧૮૮૭ના ગુજરાત શાળાપત્રમા કેટલાક શબ્દો આપેલા આ પુસ્તકમા સમાન અર્થ જેવા દેખાતા શબ્દોમા અર્થનો શુ તફાવત છે તે બતાવવામા આવ્યુ છે અને તેના સમર્થનમા ગુજરાતી શિષ્ટ પુસ્તકોમાથી, દાખલા તરીકે અવતરણો ટાકી બતાવ્યા છે

૧૨ **ગુજરાતી શબ્દાર્થ સિંધુ:**—રચનાર વિદ્વાન રાજારામ દલાલ, પ્રકાશક પુસ્તક પ્રકાશક મડળી-મુબાઈ, અને ૧૮૯૫ નર્મકોષ પછી કોઈપણ કોષ સપૂર્ણ રીતે પ્રકટ થયો હોય તો તે આ કોષ છે પરતુ તેમા માત્ર ૨૬૦૦૦ શબ્દોજ આવેલા છે નર્મકોષમા નિરુપે થતી જોડણીવાળા શબ્દો મુકી દીધા છે, અને ચાલુ નવિન શબ્દો લીધા છે તદ્દન ઝીણા ટાઈપમા રોયલ આઠપેજી ૩૮૦ પૃષ્ટ અને કિંમત રૂા ૫) છે શબ્દોના અર્થના પર્યાયજ આપેલા છે

૧૩ **રૂઢિપ્રયોગ કોષ:**—સને ૧૮૯૮ મા ગ ભોગીલાલ ભીખાભાઈ પાસે ગ્યાસી સુ વર્નાક્યુલર સોસાયટીએ લખા યો ઇગ્રેજીમા જેને Idioms કહે છે, તેવાજ ગુજરાતી ભાષામા રૂઢ થએલા શબ્દ કે વાક્ય પ્રયોગોના અર્થ આપેલા છે

**૧૪. ઔષધિકોષ:**—સને ૧૮૯૯મા ગુ. વર્નાક્યુલર સોસાયટીએ રા. ચિમનરાય શિવશંકર વૈશ્નવ પાસે સદરનો પ્રથમ ભાગ તૈયાર કરાવી છપાવ્યો. ઔષધિઓના સંસ્કૃત, ગુજરાતી, મરાઠી, હિંદી, બંગાળી, ઇંગ્રેજી અને લેટીનમા શું શું નામો છે અને તેના મુખ્ય ગુણ શું છે, તે તેમાં દર્શાવેલા છે. દરેક ભાષાની અનુક્રમણિકા હોવાથી તે ભાષામા ચાલતો શબ્દ સહેલાઈથી જાણી શકાય છે.

**૧૫. જ્ઞાનચક્ર**—અત્યારસુધી એન્સાઇક્લોપીડીઆ જેવું સાધન નહોતુ. તે આ નામથી સને ૧૮૯૯મા મી. રતનજી ફરામજી શેઠનાએ પ્રથમ ભાગ આજ્ઞ સુધીનો પારસી ઑરફનેજ પ્રી. પ્રેસમા છપાવીને રૂ. રૂ. ૩) ની કિંમતથી બહાર પાડ્યે.. કદ રોયલ આઠ પેજી પૃષ્ટ ૪૦૦, વિષયો ૧૫૦૦.

| | | | |
|---|---|---|---|
| સદર બીજો ભાગ | કિંમત રૂ. ૩–૪–૦ | ૨૩૦૦ | વિષયો. |
| સદર ત્રીજો ભાગ | કિંમત રૂ ૩–૦–૦ | ૧૫૦૦ | વિષયો. |
| સદર ચોથો ભાગ | કિંમત રૂ ૩–૦–૦ | ૧૭૦૦ | વિષયો. |
| સદર પાચમો ભાગ | કિંમત રૂ. ૩–૦–૦ | ૧૭૦૦ | વિષયો |

**૧૬. પ્રાંતિક શબ્દકોષ:**—રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈએ સને ૧૯૦૦મા બહાર પાડ્યો. કડી પ્રાંતમા વપરાતા જે શબ્દો ગુજરાતમા વપરાતા શબ્દોથી જુદા અર્થના હોય તેના શબ્દો માટે આ તરફના અધિકારીઓ વિગેરે કડી પ્રાંતમા જાય તો તેમને અગવડ ન પડે તેમજ સામાન્ય જનતાને પણ ઉપયોગી થઈ પડે તે હેતુથી બહાર પાડ્યો હતો.

**૧૭ સંજ્ઞાદર્શક કોષ**—સને ૧૯૦૮ની સાલમા રતનજી ફરામજી શેઠનાએ પીટીટ ઑરફનેજ નટન પ્રી. પ્રેસમા ડેમી ૧૨ પેજી સાઈઝમાં પૃષ્ટ ૧૧૭ નો રૂ. ૧) ની કિંમત રાખી છપાવ્યો. સદરમા ૫૧૫ સંજ્ઞાઓ આપી છે. એક, બે, ત્રણ વિગેરે સંજ્ઞાઓમા જે જે સમાસોનો સમાવેશ થતો હોય તે જણાવ્યુ છે. જેમકે દશની સંજ્ઞામા (૫) દશ અગ્નિકળા, (૨૨) અવતાર જયતિ, (૨૪) અવસ્થા (૫૦) આયુધ, (૧૪૫) ગ્રંથ, એ પ્રમાણે દશની સંજ્ઞામા ૮૬ સમૂહો બનાવ્યા છે. પાછળ ક્રમવાર નોધ આપી છે. દશ આયુધ કીયા તે જાણવા માટે ૫૦ નંબરની નોધ જોવાથી જાણી શકાય; દશ અવતાર માટે ૨૨ નંબરની નોધ વિગત જોવાથી જાણવામા આવે.

**૧૮ સુખશાંતિ કોષ:**—રૂસ્તમજી હોરમસજી મીસ્ત્રીએ ધી ઇન્ડીઅન



૧૦

પબ્લીસીંગ કંપનીના નામથી સને ૧૯૦૭મા રૂ ૨)ની કિંમતથી પ્રકટ કર્યો સ. રો ૧૬ પેજી પૃષ્ટ ૩૬૪

૧૯ **ગુજરાતી શબ્દકોષ:**—સને ૧૯૦૯, કર્તા રા લલ્લુભાઇ ગોકળદાસ પટેલ–નર્મકોષ પછી તેનીજ પદ્ધતિસર અને સારા સુધારા વધારા સાથે તેમજ શિષ્ટ ગ્રંથકારોના લખાણોમાથી અનતગણુ સાથેનો આ પ્રથમ કોષ બહાર પાડયો તેમા ૪૦૦૦૦ ઉપગત શબ્દો, રોયલ આઠપેજી ૧૦૫૪ પૃષ્ટમા આપી કિંમત રૂ ૬) રાખી હતી નર્મકોષ મળતો નહિ હોવાથી આ કોષ તે સમયને માટે આવશ્યકદાયક થઈ પડયો હતો

૨૦ **ગુજરાતી ભાષાનો કોષ** (વિભાગોમા) સને ૧૯૧૨ થી સને ૧૯૨૩ સુધીમા ગુજરાત વર્નાકયુલર સોસાઈટીએ ઘણા ઘણા વર્ષોની મહેનત પછી પ્રકટ કર્યો એકદર કિંમત રૂ ૬–૮–૦ રોયલ આઠપેજી સઘળા વિભાગોના પૃષ્ટ ૧૮૫૦ શબ્દસખ્યા ૩૫૬૭૮

૨૧ **ઉર્દુ મિશ્ર ગુજરાતી કોષ** —પ્રસિદ્ધ કરનાર સય્યદ નિજામુદ્દીન નુરદીન હુસેયની સને ૧૯૧૨ ત્વર વિભાગ ડેમી આઠપેજી પા ૨૧૬

૨૨ **અર્ધમાગધી કોષ:**—પ્રથમ માગધી શબ્દ–તેનુ ગુજરાતી–પછી હિંદુસ્તાની અને પછી તેનુ ઇગ્રેજી–એ પ્રમાણે તેની રચના છે ઇ સ ૧૯૨૩ અજમેર દેવ સહાઈ જૈન પ્રીન્ટીંગ પ્રેસ ભા–૧ લો રોયલ–આઠ પેજી પૃષ્ટ, ૫૧૧

૨૩ **ગુજરાતી બગાળી શિક્ષક અને—ગુજરાતી બંગાળી શબ્દકોષ:**—સને ૧૮૨૪ સયોજક તથા પ્રકાશક–દેવજી ગોરધનદાસ પૃષ્ટ ૧૧૨૫ ર્ડ પ્રી પ્રેસ કલકત્તા (ગુજરાતી–બગાળીને બદલે બગાળી–ગુજરાતી કોષ છે )

૨૪ **શબ્દના મૂળ અર્થ સાથે** —રચનાર સૈયદ અબદુલ્લા તથા એમજી પ્રેમજી–( અરબ્બી–ફારસી–હિંદુસ્થાની શબ્દોના ) સને ૧૮૨૫ રાયલ ૧૬ પેજી પૃષ્ટ ૧૧૬ ઓરીયેન્ટલ પ્રેસ કપની–અમદાવાદ

૨૫ **શાળોપયોગી ગુજરાતી શબ્દકોષ:**—સને–૧૯૨૫ રચનાર લલ્લુભાઈ ગોકળદાસ રોયલ આઠ પેજી, પૃષ્ટ ૮૬૪ પ્રથમના પોતાના ગુજરાતી શબ્દ કોષના શબ્દોમા વધારો અને અનતગણુ વિગેરેમા ઘટાડો કરીને શાળાપયોગી થઈ શકે તેવો તૈયાર કરી છપાવ્યો કિંમત રૂ ૬–૪–૦

૨૬ **ગુજરાતી ફારશી–અરબ્બી શબ્દોનો કોષ:**—સને ૧૯૨૬

રચનાર અમીરમીયા હમદુમીયા ફારૂકી પ્રકટ કરનાર ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી, રોયલ આઠ પેજી બે ખંડોમા. પૃષ્ટ ૩૦૮.

૨૭ **ગુજરાતી શબ્દાર્થ ચિંતામણિ:**—સને ૧૯૨૬. પ્રકટ કરનાર જીવણલાલ અમરશી મહેતા ફ્રાઉન ૧૬ પેજી બે ખંડોમા–પૃષ્ટ ૭૬૪+૭૭૨ શબ્દ સખ્યા ૪૨૦૦૦ કિંમત રૂ ૫–૮–૦.

૨૮. **પૌરાણિક કથા કોષ**—રચનાર ડાહ્યાભાઈ પીતાબરદાસ દેરાસરી પ્રકટ કરનાર ધી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સને ૧૯૨૭થી સને ૧૯૩૧ સુધીમા ખડ પાચમા પ્રકટ કર્યો. રોયલ આઠ પેજી પૃષ્ટ ૧૦૧૬+૭૨. કિંમત રૂ ૫–૦–૦

૨૯. **ગુજરાતી જોડણી કોષ**—પ્રકટ કરનાર ગુજરાત વિદ્યાપીઠ સને ૧૯૨૯મા માત્ર જોડણીના નિર્ણય માટે બહાર પાડેલો કિંમત રૂ ૩) શબ્દ સખ્યા ૪૩૫૪૩. સદરની બીજી આવૃત્તિ અર્થ સાથે શબ્દ સખ્યા ૪૬૬૬૧. પૃષ્ટ ૮૪૦. કિંમત રૂ ૪–૦–૦.

૩૦. **ગુજરાતી જ્ઞાન કોષ:**—સને ૧૯૨૯થી શ્રીધર વ્યકટેશ કેતકર, વિભાગોમા બહાર પાડે છે. પ્રથમ ભાગ **अयुथिया** સુધીનો સુ રો આઠ પેજી પૃષ્ટ ૪૨૪નો અને બીજો ભાગ સુધીનો પૃષ્ટ નો પ્રકટ થયો છે કે એનસાઈક્લોપીડીઆના ધોરણે તૈયાર થાય છે

ઉપર પ્રમાણે આપણી ભાષામા જુદા જુદા ગુજરાતી ગુજરાતી કોષો થયેલા છે. ગુજરાતી જ્ઞાનકોષ–સર્વસગ્રહ સારા પાયા ઉપર શ્રી કેતકર વિભાગોથી બહાર પાડવા માડ્યો છે પરતુ તેથી ભાષામા જેટલી ખોટ પુરાઇ છે એમ કોઈપણ ભારપૂર્વક કહી શકે તેમ નથી હજુ ગુજરાતીમા સપૂર્ણ સારા કોષની ખામી છે અને તે ખામી મટાડવાને માટે દૂર કરી શકે તો ગુ વ સોસાયટી અથવા શુ ફાર્બસ સભા છે આપણી ગુજરાતી ભાષામા દિવસે દિવસે શબ્દોના ભડોળ વધતો જાય છે કેટલાક અગ્રેજીમાથી ભાષાન્તર કરનારાઓ અગર તો ઈંગ્રેજીમા વિચાર કરીને તેને ગુજરાતી ભાષામા મુકનારાઓ પોતાની સગજ શક્તિ પ્રમાણે નવિન શબ્દો યોજે છે. એકજ ઈંગ્રેજી શબ્દને માટે આપણી ભાષામા એકજ અર્થના ચાર, પાચ, ૭ અને સાત સુધી જુદા જુદા શબ્દો જુદા જુદા વિદ્વાનોએ યોજેલા છે. નવિન શબ્દો યોજાએલા બરોબર છે કે કેમ તેનો નિર્ણય કરનાર કોઇ સ્થાપિત સસ્થા કે સભા આપણે ત્યા નથી. અને તેવી કોઇ હોય તો તેનો નિર્ણય સર્વમાન્ય થઇ શકે કે કેમ તે પણ

ભાષામાં સ્વાભાવિક રીતે એવા દાખલ થઈ ગયેલા છે કે ગુજરાતના ઉડાણના ભાગોમાં પણ ઘણા ઇંગ્રેજી શબ્દો વપરાતા થઈ ગયા છે મુસલમાની રાજ્યના સમયમાં જેમ ફારસી–ઉર્દુ શબ્દો ભાષામાં દાખલ થઈ ગયા તેમ આ શબ્દો પણ આપણી ભાષામાં દાખલ થયા છે અને થતા જાય છે એવા સઘળા શબ્દોને કોષમાં સ્થાન મળવું જોઈએ શ્રી ગોંડળ નરેશનો કોષ તૈયાર થાય છે, થોડોક ભાગ છપાયો છે અને બીજો છપાતો જાય છે તેમાં અત્યારસુધી વપરાતા સઘળા શબ્દોનો સમાવેશ થઈ જશે, તેમ આપણે વડીલભર માનીએ તો પણ ખામી રહેવાની ભાષાની પ્રગતિમાન અવસ્થામાં નવિનતા વધતી જ જવાની અને તેને જો કોઈપણ પહોંચી વળે તો શું ગુ. વ. સોસાઈટી કે શું ફાર્બસ સભા ઇંગ્રેજી ભાષાનો મૂળ કોષ ડૉ. જ્હોન્સને સને ૧૭૫૫ માં તૈયાર કર્યો ત્યારે તેમાં ૫૮૦૦૦ શબ્દો હતા અને તે શબ્દો તે વખતે માન પ્રમાણમાં લેખાતા હતા ત્યાર પછી વેબસ્ટરની પહેલી આવૃત્તિ સને ૧૮૨૮ માં થઈ તેમાં ૭૦૦૦૦ શબ્દો હતા સને ૧૮૬૪ માં મહાની unabriged edition–અસંક્ષિપ્ત આવૃત્તિ બહાર પડી તેમાં ૧૧૪૦૦૦ શબ્દો હતા અને ૧૮૭૦ માં તેનો પાછો વધારો બહાર પડયો હતો વેબસ્ટરની ઈન્ટરનેશનલ ડીક્ષનેરી સને ૧૮૯૦ માં બહાર પડી તેમાં ૧૭૫૦૦૦ શબ્દો હતા તેમાં પાછો વધારો સને ૧૯૦૦ માં થયો અને ૧૯૩૨ માં ન્યુ ઈન્ટરનેશનલ ડીક્ષનેરી (વેબસ્ટર) નીકળી તેમાં ૪૫૨૦૦૦ શબ્દો છે અને તેમાં પણ વધારો સાથેને સાથે નિકળ્યો છે ઓક્સફર્ડ ડીક્ષનેરીમાં લગભગ ૫૦૦૦૦૦ શબ્દો છે અને તેમ જ્યાં ત્યાં ડીક્ષનેરીઓ ઉપરાઉપરી નીકળતી જાય છે આપણી ગુજરાતી ભાષામાં આટલા શબ્દો થવાને તો ઘણાં વર્ષો જોઈએ પરંતુ કવિ નર્મદાશંકરના પ્રથમ કોષના ૨૫૦૦૦ શબ્દોથી છેલ્લા વિદ્યાપીઠના કોષમાં ૪૬૦૦૦ ઉપરાંત શબ્દો થયા છે બ્રિટીશ એન્સાઈક્લોપીડીયાની એક નિયમ તરીકે દર દશ વર્ષે નવિન આવૃત્તિ સુધારાવધારા સાથે નિકળ્યા કરે છે આપણે ત્યાં એક સંસ્થા સિવાય આવું મહાભારત કાર્ય કોઈ કરી શકે નહિ એક સારો ભાષાપ્રવીણ માણસ પગારથી રાખવો જોઈએ નવિન પુસ્તકો વાંચીને નવિન શબ્દો અગર નવિન અર્થના શબ્દોની નોંધ લે એટલુંજ કાર્ય કર માન લેખ । ઇંગ્રેજી શબ્દોના જે પર્યાય યોજે તે જો આપણા કોષમાં ન હોય તો તેની પણ નોંધ કરે અને અમુક અમુક મુદતે આ શબ્દો એક વધારે તરીકે બહાર પડે શું ન સોસાયટીએ

કોપના સમધમા પોતાનો ફાળો આપ્યો છે હજુ પણ એ દિશામા તેમનો પ્રયત્ન છે પરતુ હવે ગુજરાતી ફાર્બસ સભાએ આ વધારાનુ કામ હાથ ધરવુ જોઇએ બે બાર કામની સાથે આ કામ સોપ્યા વગર કોપને માટેજ ખાસ એક જુદો કાર્યકર્તા રોકવાના આવે તો જ તેમા ઇષ્ટ પરિણામ આવે ગુજરાત અને ગુજરાતી ભાષાની સેવા અને તેની ઉન્નતિ એજ તેનુ ધ્યેય હોય તો જ કાર્ય થઇ શકે વ્યાપારીદૃષ્ટિથી આર્થિક લાભહાનિ જોવા જતા તો નુકસાન જ દૃષ્ટિગોચર થાય પરતુ પરિણામ તો ભાષાની અભિવૃદ્ધિમા જ આવે નવિન નરમા આપણી ભાષાના જુના તથા નવા કવિઓ તેમજ ગ્રથકારોના પુસ્તકોમાથી અર્થ સમજુતી માટે છૂટથી અવતરણો આવવા જોઇએ વિજ્ઞાનની દરેક શાખાના યોજાએલા શબ્દો પણ તેવા અવતરણો સાથે આવવા જોઇએ. જેમ બને તેમ કોષ સચિત્ર થવો જોઇએ પર્યાય શબ્દોનુ વિવેચન ઇંગ્રેજી Synonyms ની માફક અવતરણો સાથે આવવુ જોઇએ, અર્થાત એ કોપનો ઉપયોગ કરનારને જોઇતી ઘણીખરી માહિતી મળી શકે તે ધોરણ ઉપર તે તૈયાર થવો જોઇએ, તેટલુજ નહિ પરતુ સારા વિદ્વાનો અને ભાષા-શાસ્ત્રીઓને તે સતોષ આપનાર થવો જોઇએ આને માટે સમય, સામગ્રી અને સાર્થસાધન જોઈએ તે ઉપર જણાવ્યુ તેમ એક સસ્થા જ કરી શકે

અત્રે એક વસ્તુ આ સમ્બન્ધમા જણાવવાની લેખ ને આવશ્યકતા લાગે છે સને ૧૯૨૨ મા શ્રી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની વાર્ષિક સભા પ્રસગ ઉપર રા બા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ એક વિદ્વતાપૂર્ણ લેખ "ગુજરાતી સાહિત્યની ખામીઓ" એ વિષે ઉપર લખી મોકલ્યો હતો અને તે તા ૨૦-૬ ૨૨ ના રોજ વાચનામા આવ્યો હતો તેમા ગુજરાતી કોપના સમબન્ધમા મહરુમ ભગુભાઈની કપનીનો પ્રયાસ હતો, તેની નોધ છે અને તેની નિષ્ફળતાના કારણો પણ આપેલા છે હકીકત કઈ પાઠાફેર છે શ્રી ભગુભાઈની કપનીએ જે કામ આરભ્યુ હતુ તે ગુજરાતી-ગુજરાતી કોપનુ નહોતુ, પરતુ ઇંગ્રેજી ગુજરાતી કોપનુ હતુ આ બાબતમા તેમનો પ્રયાસ ઘણોજ ઉચ્ચ અને સ્તુતિપાત્ર હતો પ્રોસ્પેક્ટસ કાઢવામા આવ્યા હતા રૂ ૧૦) પ્રથમ શ્રી મેસર્સ એન એમ ત્રિપાઠીને ત્યા ભરવાના હતા ત્યા કેટલાક નાણા ભરાયા પણ હતા વિલાયત ચિત્રોના ઓર્ડર પણ મુકાઇ ગયા હતા અને કેટલાક ચિત્રો આવી પણ ગયા હતા પ્રોસ્પેક્ટસ પ્રમાણે જો ડીક્ષનેરી બહાર પડી હોત તો આપણી ભાષામા એક ઘણીજ

ઉત્તમ ડીક્ષનેરી તે થઈ પડે એવા લેખક પામે તે પ્રોસ્પેક્ટસ ખીસ્માર હાલતમા છે, અને તેનુ ચિત્ર અહિં રજુ કર્યું છે તે પ્રયાસ તો હતો, ક્રિયા ક્રિયા વિશેષો લેવાયા હતા અને તે મેને મેને સોપાયા હતા તેનો ખ્યાન એ પરથી કંઈક આવશે હજુ આવા ઇંગ્રેજી–ગુજરાતી કોશની પણ આપણે ત્યા ખામી જ છે

(૨) સસ્કૃત-ગુજરાતી શબ્દકોષ:—

આપણી ભાષાને સસ્કૃત સાથે મા દીકરીનો સબધ છે અને સસ્કૃતનુ વાચન પરાપૂર્વથી ભાગવત–ગીતા–ઉપનિષદો–પુરાણોદ્વારા ગુજરાતમા ચાલતુંજ આવેલુ છે ઇંગ્રેજી અમલમા કેળવણીનો પાયો નખાયો ત્યારે પણ સસ્કૃતના અભ્યાસને વિસારી દેવામા આવ્યો ન હતો, તેથી સસ્કૃત શબ્દોના ગુજરાતી અર્થને માટે પડતી મુશ્કેલી દૂર કરવા માટે સરકારી વિદ્યા ખાતાએ પણ મદદ કરી હતી ત્યારપછી ભાષામા સસ્કૃતનાજ ગુજરાતી કોશ પણ પ્રગટ થયા છે તે નીચેની હકીકતથી સમજાશે

(૧) હિતોપદેશ શબ્દાર્થ:—સરકારી વિદ્યાખાતાએ રા રણછોડ ભાઈ ઉદય રામ તથા શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ પાસે હિતોપદેશમા આવેલા સસ્કૃત શબ્દોના ગુજરાતી અર્થ તૈયાર કરાવેલા તે શબ્દાર્થ સને ૧૮૬૪ મા અમદાવાદમા છગનલાલ મગનલાલના શિલાપ્રેસમા છપાયો હતો સુપર રોયલ આઠ પેજી ૧૭૫ પૃષ્ઠ

(૨) સસ્કૃત ગુજરાતી ડીક્ષનરી — સને ૧૮૭૧ મા એશિયાટિક પ્રેસ મુબાઈમા છપાઈ હતી કર્તા બાલગગ તાત્યારાવજી રણજીત–શુદ્ધ કરનાર કવીશ્વર શકરલાલ માહેશ્વર

(૩) શબ્દ ચિંતામણિ:—( સસ્કૃત–ગુજરાતી શબ્દકોશ ) યોજક સવાઇલાલ વિ છોટાલાલ વહોરા–ભાવનગર પ્રકાશક દેવનતરામ મગનલાલ શાહ–વડોદરા–સને ૧૯૦૦ કિંમત રૂ ૧૨–૦–૦ સુપર રોયલ આઠ પેજી પૃષ્ઠ ૧૪૦૮ આ કોષમા વહેવારમા ન્ડ થએલા કેટલાક મુખ્ય શબ્દો સિવાય પારિભાષિક શબ્દો લીધા નથી તે સિવાયના સસ્કૃત શબ્દો લીધા છે શબ્દ પછી શાસ્ત્રીય રીતે વ્યુત્પત્તિ આપી છે વ્યુત્પત્તિ પછી શબ્દોના જાતિ આદિ લક્ષણો આપ્યા છે ધાતુઓના ગણાદિ લક્ષણો આપ્યા છે. સમાસોનો વિગ્રહ કરવામા આવ્યો છે સ્થળે સ્થળે પ્રમાણભૂત ગ્રથોમાથી અર્થસ્પષ્ટીકરણ માટે અવતરણો આપ્યા છે

**(૪) અમરકોષ નામ લિંગાનુશાસનઃ**—ગુજરાતીમા વિવેચન કરનાર ધર્મચંદ કેવળચન્દ ખડોલ. સુપર રોયલ ૧૬ પેજી પૃષ્ટ ૩૪૪+૧૪૮ મૂલ્ય રૂ. ૨–૦–૦ સને ૧૯૧૧ ગુ. પ્રી પ્રેસ–મુબાઈ. મૂળ સસ્કૃત અમરકોષ તેની ટીકા અને પાછળ સસ્કૃત શબ્દાનુક્રમણિકા આપેલી હોવાથી સસ્કૃત જે શબ્દ જોવો હોય તેનુ આપેલુ પૃષ્ટ જોવાથી અર્થ જાણી શકાય છે.

**(૫) શબ્દાર્થ સંસ્કૃત–ગુજરાતીઃ**—કર્તા શાસ્ત્રી ગિરિજાશંકર મયાશંકર મહેતા સને ૧૯૩૦ બે ભાગમા. પ્રથમ ભાગ ના સુધી પૃષ્ટ ૮૪૦ અને બીજો ભાગ પુરો. પૃષ્ટ ૭૮૪.

## ૩. ગુજરાતી ઈંગ્લીશ શબ્દકોષોઃ—

જ્યા જ્યા રાજ્યપરિવર્તન થાય છે અને રાજ્યકરતી પ્રજા અન્ય દેશની હોય છે, ત્યા ત્યા રાજ્યકર્ત્રી પ્રજાની ભાષાની માહિતી આવશ્યક હોય છે. તેમા મુખ્યત્વે આપણી ભાષાના શબ્દો તેમની ભાષામા કિયા શબ્દોથી બરાબર યોજી શકાય તે જાણવાની અગવડ વધારે પડે છે. અને તેને માટે જોઇતા સાધનો નાના મોટા પ્રમાણોમા વખતોવખત પુરા પાડનાર સેવાભાવી સદ્‌ગૃહસ્થો નીકળી આવે છે. આપણે ત્યા પણ ઇંગ્રેજ સરકારના આવાગમન પછી અને કેળવણી ખાતાનો પાયો નંખાયા પછી, તેવી અગવડો દૂર કરવાને ગુજરાતી ઈંગ્રેજી ડીક્ષનેરી માટે સૌથી પ્રથમ પ્રયાસ સને ૧૮૪૬મા મેસર્સ મીરજાં મહમદ કામીમ તથા નવરોજજી ફરદુનજીએ કરેલો જણાય છે. સુરતના રહીશ અને તે વખતના નામાંકિત પાચ દફ્તરમાના એક માસ્તર દલપતરામ ભગુભાઈની હસ્તલિખિત પ્રત ઉપરથી મદર ડીક્ષનેરી સુધારાવધારા સાથે ૧૫૦૦૦ શબ્દોની બહાર પાડવામા આવી હતી. ત્યારપછી સને ૧૮૬૨મા સુધારાના અગ્રણી અને જેમની હાલમા શતાબ્દી ઉજવાઇ તે રા. કરસનદાસ મુળજીએ પોકેટ ડીક્ષનેરી બહાર પાડી હતી. સને ૧૮૬૮મા તેની બીજી આવૃત્તિ પણ નીકળી હતી. અને ૧૮૬૩મા મી. શાપુરજી એદલજીએ તેવીજ ડીક્ષનેરી બહાર પાડી હતી અને તેનીપણ બીજી આવૃત્તિ સને ૧૮૬૮મા નીકળી હતી ત્યારપછી સને ૧૮૭૪મા ઉકરડાભાઈ શિવજીએ જુદા જુદા વિષયોવાર કક્કાવારીથી ડીક્ષનેરી બહાર પાડી હતી. તેજ વર્ષમાં રા. શિવશંકર કરમનજી તથા અં. કો. બા. તરફથી ગુજરાતી–ગુજ-

ગતી અને ઇંગ્રેજી ડીક્ષનેરી પ્રકટ થઈ હતી ગુજરાતીના ગુજરાતીમાંજ અર્થ આપી તેની સાથે ઇંગ્રેજી અર્થ પણ આપીને અત્યારસુધીની ડીક્ષનેરીઓથી જુદી ભાત પાડી હતી ત્યારપછી લગભગ અગીઆર વર્ષના ગાળામા આવી કોઈ ડીક્ષનેરી બહાર પડેલી જણાતી નથી પરતુ સને ૧૮૮૫ મા રાજકોટમા રા કાશીદાસ બ્રીજભુખનદાસ તથા બાલકિસનદાસ બ્રીજભુખનદાસે ગુજરાતી–ગુજરાતી અને ઇંગ્રેજી ડીક્ષનેરી લગભગ ૨૫૦૦૦ શબ્દોની પ્રગટ કરી હતી ત્યારપછીના દશ વર્ષના ગાળામા અમદાવાદમા ચાર પોકેટ ડીક્ષનેરીઓ નીકળી હતી પરતુ તેમા સને ૧૮૮૨મા રા લલ્લુભાઈ ગોકળદાસે જે પોકેટ ડીક્ષનેરી બહાર પાડી તેની ૧૯૦૦ તથા ૧૯૧૨ મા થઇને ત્રણ આવૃત્તિઓ ૨૫૦૦, ૪૦૦૦ અને ૪૦૦૦ પ્રતોની અનુક્રમે નિકળી હતી બાકીની પ્રતો એક એક હજારની નિકળી હતી મતલબ રા લલ્લુભાઇ ગોકળદાસની ડીક્ષનેરી લોકપ્રિય નીવડી હતી પરતુ ગુજરાતી ઇંગ્રેજી ડીક્ષનેરી પદ્ધતિસર, શબ્દોના મૂળ સાથે અને ઉદાહરણો સાથે સારા મોટા કદની તૈયાર કરવાનું માન મિ એમ બી બેલસારેને માટેજ બાકી રહ્યુ હતુ મિ બેલ્સારે એક દક્ષિણી ગૃહસ્થ હતા અને અમદાવાદની હાઇસ્કુલમા માસ્તર હતા આ ડીક્ષનેરી યોજવાના કામમા તેમને ઉશ્કેરનાર અને રોકનાર મિ એચ કે પાઠક હતા આ પાઠક રા વ સોસાયટીમા કારકુન હતા (ડીક્ષનેરી પ્રકટ થઇ ત્યારે તેઓ સોસાયટીમા હતા કે કેમ તે ધ્યાનમા નથી ) તેમને ઇંગ્રેજી આવડતુ ન હતુ પરતુ તેઓ માહિતગાર હતા અને આમુકની જરૂર છે અને અમુકમા લાભ છે તે તેઓ જોઈ શકતા હતા ગુજરાતી–ગુજરાતી કોશના વિવેચનમા મે ભગુભાઈની કપની સબંધમા જે ઉલ્લેખ હતો તે કપનીના પણ મિ પાઠક એક અગ્રગણ્ય ભાગીદાર હતા ઇંગ્રેજી ગુજરાતી કોષ મોટાપાયા ઉપર રચવાની યોજના પણ મિ પાઠકનીજ હતી અને મિ રુસ્તમજી શેઠનાને તેમણેજ સદર ડીક્ષનેરી માટે ઉભા કર્યા હતા મનુષ્ય એક કાર્ય આરભી તેને સપૂર્ણ સ્થાનમા મૂક્યા વગર લાલસાને વશ થઈ બીજા કાર્યોમા ઝીપલાવે છે અને બગડે એ થાય છે તેમ આ મિ પાઠકે, મે શેઠના સઘવી અને ભગુભાઈની ભાગીદારીથી પા[illegible]ની કપની વ્યાપારાર્થે કાઢી, મિ શેઠનાને જાપાન મોકલ્યા અને મોટી નુકશાની પરિણામે ખમવી પડી ઇંગ્રેજી ગુજરાતી ડીક્ષનેરીની મોટી આવૃત્તિ પડી ભાગવાનુ આ પણ એક કારણ હતું પરતુ આનો નિયાન્તર થઈ ગયુ મિ બેલસારેએ ધારી નઈ

નત લીધી છે, અને ગુજરાતી ભાષામા એક સારી પ્રમાણભૂત અને- વિદ્વતાપૂર્ણ ડીક્ષનેરી મુકી છે તેને માટે ગુજરાત તેમનુ આભારી રહેરોજ. પરતુ અત્રે લેખકથી એક ઉલ્લેખ કર્યા વગર રહેવાતુ નથી. ગમે તેવું સારૂ ઇગ્રેજી જાણનાર દેશી એક વિદ્વાન ઈગ્રેજ ભાષાશાસ્ત્રી જેટલી નિપુણતા ન મેળવે અને ભાષાના રૂઢિપ્રયોગો સપૂર્ણ ભાવાર્થમા ન ગ્રહણ કરી શકે એ જેટલુ સ્વાભાવિક છે, તેટલુ જ ગમે તેવો ગુજરાતી ભાષાનો જાણનાર એક દક્ષિણી, બગાળી કે પજાબી ગુજરાતી ભાષાના રૂઢિપ્રયોગો કિંવા ખાચખુચ ન સમજી શકે તે પણ સ્વાભાવિક છે ગુજરાતમા ઘણા વર્ષથી રહેતા અને ગુજરાતીઓના સારા સમર્ગમા આવતા ઘણા દક્ષિણીઓને "હું ચોપડી લાવી છુ" અગર "મે ચોપડી લાવી છે" એવા ખોટા પ્રયોગો કરતા સાભળ્યા છે તેઓ તેમની ભાષાના પ્રયોગો કે શબ્દના અર્થો પ્રમાણે આપણી ભાષાના પ્રયોગ કે અર્થો સ્વાભાવિક રીતે કર્યે જાય છે. મિ. બેલ્સારે પણ એક દક્ષિણી હોવાથી તેવા સર્વસામાન્ય નિયમમાથી બાતલ થઈ શકયા નથી. કેટલીક જગોએ મિ. બેલ્સારેથી પણ ડીક્ષનેરીના તેવા સ્ખલનો થઈ ગયા છે. માત્ર એક નિર્વિવાદ ઉદાહરણ અત્રે આપ્યુ છે. કોઇ પ્રસંગે લેખકને "કાતલુ" શબ્દ ડીક્ષનેરીમા જોવાની જરૂર પડી, ત્યારે તેમા "કાત્યુ પીંજ્યુ કર્યુ કપાસ" એ રૂઢિપ્રયોગનુ ઇગ્લીશ તેમા "Well thrashed cotton" જોયુ, મરાઠીમા **કાપુસનો** અર્થ રૂ થાય છે. એટલે તેમણે કાતેલુ, પીંજેલુ રૂ તેવો અર્થ કરીને તેનુ ઇગ્લીશ મુકયુ. આવી ભૂલ એક દક્ષિણી કરી શકે એ સ્વાભાવિક છે. સામાન્યરીતે એક એવી માન્યતા રહેલીછે કે અમુક ભાઇએ લખેલા કે તૈયાર કરેલામા ભૂલ હોય જ નહિ પરંતુ આપણે ભૂલવું ન જોઈએ કે "**मनुष्याः स्खलनशीलाः**" માણસ માત્ર ભૂલને પાત્ર છે. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતાએ ત્યારપછી ગુજરાતી- ઈગ્રેજી કોષ વધારે મોટો અને વધારે સારો પ્રકટ કર્યો છે. તેમા પણ પૂર્વોકત નિયમાનુસાર એજ અર્થ કાયમ રહી ગયો છે. લેખકને ફરીથી લખવું પડે છે કે મિ. બેલ્સારેએ આ ડીક્ષનેરી તૈયાર કરવામા અને તેની બીજી આવૃત્તિ સુધારી વધારી બહાર પાડવામા ઘણીજ જહેમત ઉઠાવી છે અને ઘણો સારો શ્રમ લીધો છે. તે માટે ગુજરાતી સાહિત્ય તેમનું ઋણીજ છે. સદરની બીજી આવૃત્તિમા તેઓશ્રીએ ઘણાજ સુધારા વધારા કર્યો છે. કેટલીક ખામીઓ પણ પુરી પાડી છે. અને તે સને ૧૯૦૪ માં બહાર પડી છે. તેને ત્રીજી આવૃત્તિ સને ૧૯૨૭ મા પ્રકટ થઈ છે.

મિ. બેલ્સારેની ડીક્ષનેરી પછી અને ૧૮૯૮ માં ભગુભાઈ ફતેહચંદ કારભારીએ ધી સ્ટુડન્ટસ ગુ. ઈ. ડીક્ષનેરી રૂ. ૩–૮–૦ ની કિંમતથી વિદ્યાર્થી વર્ગને ઉપયોગી થઈ પડે અને ઓછી કિંમતે મળી શકે તે હેતુથી બહાર પાડી હતી.

ત્યારપછી એટલે સને ૧૮૯૮ થી સને ૧૯૨૫ ના ગાળામાં કેટલીક પોકેટ ડીક્ષનેરીઓ સામાન્ય જનતા અને વિદ્યાર્થી વર્ગ માટે બહાર પડેલી છે. અને તે સઘળી વિગતવાર આ સાથે સામેલ રાખેલા "ગુજરાતી–ઈંગ્રેજી શબ્દ કોષો પ્રસિદ્ધ થયાની સાલવાર નોંધ" નામના પરિશિષ્ટમાં આપેલ છે.

ત્યારપછી આવી ડીક્ષનેરી અત્યાર સુધીના સુધારા વધારા સાથે ઇંગ્રેજી ડીક્ષનેરીઓની પદ્ધતિસર તૈયાર કરાવવાની આવશ્યકતા વડોદરાના બુકસેલર એમ. સી. કોઠારીને જણાઈ અને તેમણે આપણા સાહિત્ય ક્ષેત્રમાં જાણીતા મિ. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા તથા તેમના ચી. ભરતરામ ભાનુસુખરામ મહેતા પાસે તૈયાર કરાવરાવી ક્રાઉન આઠ પેજી, ૧૬૧૦ પૃષ્ઠની, રૂ. ૧૫–૦–૦ ની કિંમતથી સને ૧૯૨૫ માં બહાર પાડી. અત્યાર સુધીની બહાર પડેલી ગુજરાતી–ઈંગ્રેજી ડીક્ષનેરીઓમાં આ સૌથી શ્રેષ્ઠ છે. સાહિત્ય પ્રેમીઓ આશા રાખી શકે છે કે સદરની બીજી આવૃત્તિ પણ સુધારા વધારા સાથે તેમજ ભાષામાં દાખલ થયેલા નવિન શબ્દોનો ઉમેરો કરીને તથા પર્યાય શબ્દોના બનાબર બધ બેસતા ઈંગ્રેજી શબ્દો અને તેના વિવેચન અને ઉદાહરણ સાથે ઇંગ્રેજી Synonyms ના ધોરણ ઉપર સામેલ કરી તેમજ બીજા ઉપયોગી પરિશિષ્ટો સહિત બહાર પાડી જણાતી ખામી દૂર કરશે.

## ૪. ઇંગ્લીશ–ગુજરાતી કોષો

ઈંગ્રેજ લોકોના આ દેશમાં આવાગમન અને તેમની સત્તાના સ્થાપન પછી તેમની ભાષા જાણવાની આવશ્યકતા જણાય એ સ્વાભાવિક છે, તે પ્રમાણે આપણી ગુજરાતી ભાષામાં પણ તેમની ભાષાના શબ્દો સમજાવવા માટે સૌથી પ્રથમ પ્રયત્ન સને ૧૮૦૮ ની સાલમાં થયેલો જણાય છે. વેપાર રોજગાર, ધધાદારી કેળવણી તેમજ છાપખાના વિગેરેની નવીન પ્રથાઓમાં પારસી કોમ સાહસ ખેડવામાં હમેશા પ્રથમ ભાગ

લે છે. તે પ્રમાણે છાપખાના અને વર્તમાનપત્રનો પ્રથમારંભ પારસી ગૃહસ્થો તરફથીજ થયેલો હતો. તે અરસામા સને ૧૮૦૮ ની સાલમાં પ્રથમ ઇંગ્લીશ-ગુજરાતી ડીક્ષનેરી તે વખતે ચાલુ વપરાશમા આવતા જુદા જુદા ખાતાઓના શબ્દોની ડીક્ષનેરી "A Vocabulary–English and Gujarati" એ નામથી મુબાઈ સમાચાર પ્રેસમા ડેમી આઠ પેજી ૧૮૦ પૃષ્ટની છપાઈ હતી અને ૧૮૦૦ મા કલકત્તામા ઇગ્લીશ-બગાળી ડીક્ષનેરી બહાર પડેલી અને જેની ચાર આવૃત્તિ થઇ હતી તે ઉપરથી સદર ડીક્ષનેરી તૈયાર કરવામા આવી હતી. તે અરસામા આટલી નાની ડીક્ષનેરી કામચલાઉ સારી ગણાઇ હશે. કેમકે ત્યારપછી લગભગ ૫૦ વર્ષના ગાળામા બીજી કોઈ ડીક્ષનેરી બહાર પડેલી લેખકના જોવામાં કે જાણવામા નથી. પરતુ જેમ જેમ ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ વધતો ગયો અને કેળવણીનો પ્રચાર થતો ગયો તેમ તેમ સારી ડીક્ષનેરીની આવશ્યકતા એ ક્ષેત્રમા જણાઇ છે. અને ૧૮૫૪ મા રે. મિ રોબર્ટસને એક ડીક્ષનેરી બહાર પાડી હતી. સદર ડીક્ષનેરી સંબંધમાં તપાસ કરતા લેખકને તેની જુની પ્રત પણ મળી શકી નથી એટલે એ સંબધમા વધુ વિગત આપવાને કાંઇ પણ બીજું સાધન નથી. પરન્તુ ત્યાર પછી ટુંકા ગાળામાંજ વધારે સારૂં સાધન પુરૂ પાડવાની ધગશ મિ. અરદેશર ફરામજી મુસ તથા નાનાભાઇ રૂસ્તમજી રાણીનામાં ઉત્પન્ન થયેલી દષ્ટિ ગોચર થાય છે. તે કામ તેમણે સને ૧૮૫૧ થી શરૂ કરેલું સમજાય છે. તેમણે ઉપાડેલુ કાર્ય સંગીન અને સારા પાયા ઉપરનું હોવાથી અને તે એકદમ પુરૂ થઈ શકવાનો સંભવ નહિ હોવાથી તેઓએ તે વિભાગોમાં બહાર પાડવાનો નિશ્ચય કર્યો જણાય છે. તે પ્રમાણે તેમણે "The Comprehensive English–Gujarati Dictionary" (મેરિ કોપ) એ મથાળાથી પ્રથમ વિભાગ A અને B શબ્દોનો સને ૧૮૫૭ મા બહાર પાડયો હતો. સદરનો બીજો, ત્રીજો અને ચોથો ભાગ ઉપરાઉપરી એક પછી એક Honor શબ્દ સુધીના સને ૧૮૬૧ સુધીમા બહાર પાડયા. આવા મોટા કામમા ખંત, હિમ્મત અને સાહસ હોવા છતાં જે મુખ્ય મુશીબત નાણાની નડે છે તેજ મુશીબતને લીધે ૧૧ વર્ષ સુધી તેમને આ કામ મુલતવી રાખવું પડયું જણાય છે. અનુકૂળતા થયે પાંચમો ભાગ સને ૧૮૭૨ મા બહાર પાડયો હતો. સને ૧૮૯૫ સુધી મિ. મુસ અને મિ. રાણીના સાથેજ કામ કરતા હતા. સને ૧૮૯૫ મા

મિ. મુસનું મૃત્યુ થતાં તે કામ એકલા મિ. રાણીનાને ભાગ આવ્યું હતું. તેમા મદદને માટે તેમણે તેમના ચિરંજીવીને સામેલ કર્યા હતા. સને ૧૯૦૦ મા મિ. નાનાભાઈ રાણીના પણ ગુજરી ગયા ત્યારે ડીક્ષનેરીનું કામ S અક્ષર સુધી આવ્યું હતું અને બાકીનું કામ તેમના ચિરંજીવી રૂસ્તમ ના. રાણીનાએ સને ૧૯૦૮ માં પુરૂં કર્યું હતું. સદર કોષમા મૂળથી જ ઇંગ્રેજી શબ્દોના ગુજરાતી પર્યાયો આપવાની તેમજ તે શબ્દ ઉપરથી નિકળતા બીજા ફ્રેઝીસોના ગુજરાતી અર્થ આપવાની રૂઢિ ગ્રહણ કરેલી તે તેમણે ઠેઠ સુધી કાયમ રાખી છે. અત્યંત ખંત અને મહેનતથી તેમણે આ કાર્ય કરેલું છે. ખાનગી માણસો અને તે પણ સામાન્ય પરિપાટીના માણસો આવા કાર્ય આરંભે તો તેમા તેમને જે મુશીબતો નડે તે સર્વળી મુશીબતો મિ. રાણીના તથા મિ. મુસને નડી હતી. સરકાર પાસે પણ તેમણે મદદની માગણી કરી હતી પરન્તુ ત્યાથી પણ તેમના પ્રારબ્ધમાં મદદ મળવાનું લખાયું નહોતું. તેમ છના પોતાનાજ બળ ઉપર ઝઝુમી તેમણે આ કાર્ય સંતોષકારક રીતે પુરૂં કરી આપણી ભાષામા સારો કોષ આપવાનો ઉપકાર કર્યો છે.

ઉપરની ડીક્ષનેરી મોટા પાયા ઉપર હોવાથી તાત્કાલિક જરૂરિયાતને પહોંચી વળવા એજ બે ભાઇઓ તથા કવિ નર્મદાશંકર લાલશંકરે અને ૧૮૬૨ માં ધી કોમ્પેન્ડીઅમ ઇ. ગુજરાતી ડીક્ષનેરી યુનિયન પ્રીન્ટીંગ પ્રેસમાં છપાવીને બહાર પાડી. વળી તેજ સાલમા ધી કોમ્પેન્ડીઅમ ઓફ ઈ. ગુ. ડીક્ષનેરી એ નામથી રા. ઝવેરિલાલ ઉમિયાશંકર યાજ્ઞિક, રા. ત્રિભોવનદાસ દ્વારકાદાસ તથા મોતીરામ ત્રિકમદાસે બહાર પાડી. સદર ડીક્ષનેરી રા. ઝવેરિલાલ યાજ્ઞિક કૃત ડીક્ષનેરી એ નામથી ઘણા વખત સુધી પ્રચલિત રહી હતી. કારણ કે સને ૧૮૭૧ માં મિ. મુસ અને મિ. યાજ્ઞિકના નામથી ઈંગ્રેજી–ગુજરાતી ડીક્ષનેરી એ શિર્ષક હેઠળ તેની નવિન આવૃત્તિ નિકળી હતી. તેનીજ ત્રીજી આવૃત્તિ સને ૧૮૮૦ માં અને ચોથી આવૃત્તિ સને ૧૮૮૪ માં પ્રકટ થયેલી હતી. એટલે સદર ઝવેરિલાલકૃત ડીક્ષનેરી સને ૧૮૬૨ થી તે સને ૧૮૮૪ સુધી ચાલુ જ હતી. બીજી કોઇ ડીક્ષનેરી તે દરમ્યાન નિકળી હોય તેવું લેખકના જાણવામાં નથી. ત્યાં સુધી સદર ડીક્ષનેરી તે વખતના ચાલુ વપરાશને માટે પુરતી રહ્યા

હતી અગર તો તે કરતા વિશેષ કરી બતાવવાનુ કોઈને ગમે તે કારણોને લેઇને અનુકુળ નહિ આવ્યુ હોય

પરન્તુ સરકારી કેળવણી ખાતાને સારા ઇંગ્લીશ–ગુજરાતી કોષની ખામી જણાઈ અને તે કામ મોટુ અને નાણાની જરૂરિયાતવાળુ હોવાથી સરકારી કેળવણી ખાતાને જ તે હાથમા લેવુ પડયુ. રેવરન્ડ રોબર્ટ મોન્ટગોમરી, રા અબાલાલ સાકરલાલ દેસાઇ અને ર. મણિધરપ્રસાદ તાપિપ્રસાદને આ કામ માટે ખાતાએ નિયુક્ત કર્યા. કેટલાક વર્ષના સતત ઉદ્યોગ, મહેનત અને ખતના પરિણામે સને ૧૮૮૭ મા આ ડીક્ષનેરી બહાર પડી આપણી ગુજરાતી ભાષામા જો કોઈપણ ઇંગ્લીશ–ગુજરાતી ડીક્ષનેરી વિદ્વતાપૂર્ણ, શાસ્ત્રીય પદ્ધતિસર અને સપૂર્ણ આધારભૂત બહાર પડી હોય તો તે આજ ડીક્ષનેરી છે વિવિધ ત્રિપુટિના પ્રયત્નથી આ ડીક્ષનેરી તે સમયના માટે સ પૂર્ણતાના શિખરે પહોચી હતી. તેની વિશેષતા એ હતી કે અત્યાર સુધીમા કોઇએ અખત્યાર નહિ કરેલી ઈંગ્રેજી કોષોની પદ્ધતિસર તેની રચના રાખી હતી. સરકારી કેળવણી ખાતામા, મુબાઈ તરફ અને ખાસ કરીને ઇંગ્રેજોમા તે મોન્ટગોમરી ડીક્ષનેરી તરીકે, સુરત જીલ્લામા, મણિધરપ્રસાદકૃત ડીક્ષનેરી તરીકે અને ખેડા તથા અમદાવાદ જીલ્લામા તે અબાલાલકૃત ડીક્ષનેરી તરીકે પ્રસિદ્ધ હતી. સદર ડીક્ષનેરી સરકાર તરફથી બહાર પાડવામા આવી હતી અને તેની કિંમત રૂ. ૯–૦–૦ રાખવામા આવી હતી. જ્યારે સરકારે પોતાના પ્રકાશનો બંધ કર્યા અને તેમણેજ તૈયાર કરાવેલા અને છપાવેલા પુસ્તકોના હકકો તેના કર્ત્તાઓને સોપી દીધા ત્યારે સદર ડીક્ષનેરીના કર્ત્તાઓમા રા. અબાલાલભાઈ એકલા હયાત હોવાથી તેમને હક્ક સોપી દેવામા આવ્યો હતો. તેઓશ્રીએ સદરને સસ્કાર આપીને તેની બીજી આવૃત્તિ સને ૧૯૧૦ મા છપાવી હતી અને તેની કિંમત માત્ર રૂ. ૫) રાખી હતી

પરન્તુ આ મોટી ડીક્ષનેરી સને ૧૮૮૭ મા બહાર પાડી તે પહેલા સને ૧૮૮૫ મા રા ઝવેરીલાલ ઉમિયાશ કર યાજ્ઞિક અને મોતીરામ ત્રિકમદાસે ધી સ્ટુડન્ટસ ઇંગ્લીશ–ગુજરાતી ડીક્ષનેરી એ નામથી એક ડીક્ષનેરી બહાર પાડી હતી તેમજ સને ૧૮૮૬ મા મી. રાંદેરીયા અને પટેલે ધી ઇંગ્લીશ–ગુજરાતી ડીક્ષનેરી એ નામથી અમદાવાદમા એક બહાર પાડી હતી તેની બીજી આવૃત્તિ સને ૧૮૯૫ મા બહાર પડી હતી. સને ૧૮૮૭ મા સરકારી

ડીક્ષનેરી બહાર પડી તેની કિંમત રૂ. ૯–૦–૦ તે સમયને માટે વધુ લાગવાથી હલકી કિંમતની ડીક્ષનેરી મેસર્સ એચ. એમ. સી. એન્ડ કોએ રૂ. ૩–૦–૦ ની કિંમતથી અમદાવાદમાં બહાર પાડી હતી અને તેનો ઉઠાવ પણ સારો થયો હતો તેવું આ લેખકના જાણવામાં છે. ત્યારપછીના સાત વર્ષના ગાળામાં પોકેટ ડીક્ષનેરીઓ ચાર ઇસમોની જુદી જુદી બહાર પડેલી તે સાથેના સામેલ કરેલા પરિશિષ્ટ ઉપરથી જણાશે.

મિ. એચ. કે. પાઠકે મોટા પાયાપર ઇંગ્લીશ–ગુજરાતી ડીક્ષનેરી મિ. શેઠના દ્વારા રૂ. ૧૦–૦–૦ ની કિંમતની પ્રસિદ્ધ કરવાની જાહેરાત આપેલી અને જેનો બ્લોક આ લેખમાં આપેલો છે તે પ્રયાસ નિષ્ફળ જવાથી આ લેખકને એક ઈંગ્લીશ–ગુજરાતી ડીક્ષનેરી કાંઇક તેવાજ ધોરણ ઉપર પરન્તુ નાના પાયા ઉપર તૈયાર કરવાની વૃત્તિ ઉદ્ભવી અને રા. શંકરભાઈ ગલાભાઈ પટેલને તેની હકીકત સમજાવી તેમને પણ એ કાર્યમાં સામેલ કર્યા. બન્ને જણાઓએ જુદા જુદા અક્ષરો હાથમા લેઈ કામ કરવા માંડ્યું; પરન્તુ જેમ જેમ કામ કરતા ગયા તેમ તેમ જણાયું કે આ કાંઇ રમતની વાત નહોતી; માત્ર અંબાલાલભાઈ સિવાય બીજી ડીક્ષનેરીઓ થયેલી તે ધોરણ ઉપર કામ કરવામાં કાઈ અર્થ નહોતો; અને જો રા. અંબાલાલભાઇના ધોરણ ઉપર કાઈ કામકાજ થાય તોજ ડીક્ષનેરી પ્રસિદ્ધ કર્યાનું સાર્થક ગણાય. આ વિચારોથી લેખકને પદ્ધતિ ફેરવવી પડી અને કાંઇક વિશેષતા જણાય તે સ્વરૂપે કામ લેવાનો નિશ્ચય થયો. અત્રે લેખકને સ્વીકાર કરતાં આનંદ ઉપજે છે કે જો રા. અંબાલાલકૃત ડીક્ષનેરી આ પહેલાં બહાર ન પડી હોત તો આ લેખકની ડીક્ષનેરી કેવળ નિર્માલ્યજ થાત, અને તેની ઉપરાઉપરી નાનીમોટી ૧૫ આવૃત્તિઓ નિકળી જ નહોત. અંબાલાલકૃત ડીક્ષનેરીનેજ લેખકની ડીક્ષનેરી સર્વાંશે આભારી છે. એજ ડીક્ષનેરીએ લેખકને દિશા બતલાવી, એજ ડીક્ષનેરીએ ડીક્ષનેરીમાં શું શું આવવું જોઇએ તેનું ભાન કરાવ્યું, એજ ડીક્ષનેરીએ તેને જોઈતાં સાધનનો મોટો ભાગ પુરો પાડ્યો અને એજ ડીક્ષનેરીના દૃષ્ટિબિંદુથી લેખક એના પ્રયાસમાં સફળ થયો. બીજાઓને એમાં વિશેષતા લાગે એ સ્વાભાવિક છે પરન્તુ જો કાંઈ પણ વિશેષતા તેમાં હોય તો તે પણ એજ ડીક્ષનેરીના ધોરણને જ લીધે છે. આની પ્રથમ આવૃત્તિ સને ૧૮૯૪ માં બહાર પડી હતી. તેની બીજી આવૃત્તિઓ અને પ્રકાશનો સાથેના પરિશિષ્ટથી જાણવામાં આવશે. સને ૧૮૯૫ માં મિ. મેડોરાએ મિ. ભગુભાઇ ફતેહચંદ પાસે ડીક્ષનેરી તૈયાર કરાવીને

ધી સ્ટુડન્ટસ ઇંગ્લીશ–ગુજરાતી ડીક્ષનેરી એ નામથી બહાર પાડી. તેની બીજી આવૃત્તિ સને ૧૯૦૧ મા નિકળી. બીજી સ્ટુડન્ટસ ઈ. ગુ. ડીક્ષનેરી સને ૧૮૯૯ મા મે. જમનાદાસ ભગવાનદાસની કમ્પનીએ બહાર પાડી. ત્યારપછી પોકેટ ડીક્ષનેરીઓ બહાર પડી તે સાથેના પરિશિષ્ટમા આપેલી છે. પરન્તુ સને ૧૯૦૬ ની સાલમા બુકસેલર મોતીલાલ મગનલાલે રા. બી. સી. દેસાઈ પાસે તૈયાર કરાવીને એક મોટી ડીક્ષનેરી "ધી મહાભારત ડીક્ષનેરી" એ નામથી બહાર પાડી. પ્રથમ તેમનો વિચાર સદર ડીક્ષનેરી "ધી ન્યુ સ્ટાન્ડર્ડ ડીક્ષનેરી"ના નામથી બહાર પાડવાનો હતો. પરન્તુ લેખકની ડીક્ષનેરીનું નામ ધી "સ્ટાન્ડર્ડ ડીક્ષનેરી" હોવાથી "ન્યુ સ્ટાન્ડર્ડ" એ નામને કાયદાનો બાધ આવવાથી કોરટના પ્રતિબંધને લીધે ઉપરના નામથી બહાર પાડવી પડી હતી. સદર ડીક્ષનેરી પણ સમયાનુસાર સર્વગ્રાહી હતી. સને ૧૯૧૦ મા ડૉ. આર. એન. રાણીનાએ ધી મેન્યુએલ ઓફ ઈ. ગુ. ડીક્ષનેરી એ નામથી એક ડીક્ષનેરી બહાર પાડી હતી. ત્યારપછી મોટી ડીક્ષનેરી તરીકે શ્રીશયાજી કલ્પદ્રુમ બહાર પડેલો છે. આમા કાયદાને લગતા શબ્દોજ લેવામા આવ્યા છે. વડોદરા રાજ્યમા જે નિબંધો બહાર પડેલા તે નિબંધોમા ઇંગ્રેજી શબ્દોને બદલે જે શબ્દો વપરાયેલા તે શબ્દો આ કોષમા લીધા છે. પરન્તુ તેમા વિશેષતા એ છે કે ઇંગ્રેજી શબ્દના ૧ ગુજરાતી ૨ મરાઠી, ૩ સંસ્કૃત, ૪ ઉર્દુ, ૫ પર્શીઅન, ૬ હિંદી અને ૭ બંગાળી ભાષામાં વપરાતા પર્યાયો આપેલા છે. પછીના કોલમમા ગુજરાતીમા હાલ શું વપરાય છે તે આપેલ છે અને છેલ્લા કોલમમા કિયા શબ્દો વાપરવા લાયક છે તેની સૂચના કરી છે.

ઉપર પ્રમાણે ઇંગ્લીશ–ગુજરાતી કોષોનો ટુંકાણમાં પરિચય કરાવ્યો છે. નાના મોટા અત્યાર સુધીના પ્રકાશનો માટે સાથે પરિશિષ્ટ સામેલ છે. મોટા પાયા ઉપરની ઇંગ્લીશ–ગુજરાતી ડીક્ષનેરીની હજુ આપણી ભાષામા ખામી છે. અને તેવો કોષ કોઈ સંસ્થા વગર કરી શકે તેમ નથી. ઘણા ઇંગ્રેજી શબ્દોના નવિન ગુજરાતી શબ્દો યોજાયા છે અને હજુ યોજાય છે. પારિભાષિક શબ્દોની ડીક્ષનેરીઓ પણ બહાર પડતી જાય છે. સોસાઇટીએ પણ તેવા શબ્દોના વપરાયેલા પર્યાયો બહાર પાડયા છે. શયાજી જ્ઞાન મંજુષા તરફથી પણ તેના પારિભાષિક શબ્દોના સમૂહો બહાર પડેલા છે. વિદ્યાપીઠ તરફથી પણ "ગણિતકી પરિભાષા" એ નામથી ઇંગ્રેજી શબ્દોના

સંસ્કૃતમાં આવેલા શબ્દોના પર્યાયો આપેલા છે. તેવા સઘળા શબ્દો ઈગ્લીશ ગુજરાતી ડીક્ષનેરીમાં આવી જવા જોઈએ. આપણા રૂઢિપ્રયોગો તેમજ પર્યાય શબ્દોની સંપૂર્ણ સમજુતિ Synonyms તરીકે આવવી જોઇએ. મિ. શેઠનાના પ્રોસ્પેક્ટસ પ્રમાણેના દરેક શાખાના શબ્દો આવી જવા જોઇએ તેમજ સંપૂર્ણ ચિત્રોનો તેમાં સમાવેશ કરવો જોઇએ. મતલબ વેબ્સ્ટર, સ્ટાન્ડર્ડ, ઓક્સફર્ડ, ઓજલ્વી, સેન્ચ્યુરી અને તેવી નામાંકિત ડીક્ષનેરીઓના એકત્રિત ધોરણ ઉપર સારો મોટો પ્રમાણભૂત ઇગ્લીશ-ગુજરાતી કોષ થવો જોઇએ. સરકાર કે સંસ્થા સિવાય અન્યથી આ બને તેવું નથી. પરમાત્મા આપણી ગુજરાતી ભાષામાં આવા એક કોષનો ઘણીજ ત્વરાથી ઉમેરો કરે એ ઇચ્છાપૂર્વક આ લેખક આ લેખ પુરો કરે છે.

**વિઠ્ઠલરાય ગોવર્ધનપ્રસાદ વ્યાસ**

## ગુજરાતી-ગુજરાતી શબ્દકોષો પ્રસિદ્ધ

| અનુક્રમ. | કોષનું નામ. | કર્તાનું નામ | પ્રસિદ્ધ કર્તા. | આવૃત્તિ. | ઇસ્વી સાલ. |
|---|---|---|---|---|---|
| ૧ | નર્મકોષ (વિભાગોમાં) | કવિ નર્મદાશંકર | પોતે | પ્રથમ અંક સ્વર વિભાગ. | ૧૮૬૧ |
| | | લાલશંકર | ,, | બીજો અંક ક વિભાગ. | ૧૮૬૨ |
| | | | ,, | ત્રીજો અંક. | ૧૮૬૪ |
| | | | ,, | ચોથો અંક. | ૧૮૬૬ |
| ૨ | નર્મકોષ (આખો) | ,, | ,, | બીજી આવૃત્તિ આખો કોષ. | ૧૮૭૩ |
| ૩ | નર્મકથાકોષ (સંખ્યાત શબ્દાવલી તથા પર્વોત્સવ તિથ્યાવલી) | ,, | ,, | પહેલી | ૧૮૭૦ |
| ૪ | ગુજરાતી શબ્દાર્થ સિંધુ. | વિઠ્ઠલદાસ રાજારામ દલાલ. | પુસ્તક પ્રસારક મંડળી મુંબાઈ. | પહેલી | ૧૮૯૫ |
| ૫ | રૂઢિપ્રયોગ કોષ. | ભોગીલાલ ભીખાભાઈ. | ગુ. વ. સોસાઈટી. | પહેલી | ૧૮૯૮ |
| ૬ | ઔષધિ કોષ. | ચિમનરાય શિવશંકર વૈશ્નવ. | ગુ. વ. સોસાઈટી. | પહેલી | ૧૮૯૯ |
| ૭ | ગુજરાતી શબ્દકોષ. | લલ્લુભાઈ ગોકલદાસ પટેલ. | પોતે | પહેલી | ૧૯૦૯ |
| ૮ | ગુજરાતી ભાષાનો કોષ (વિભાગોમાં) | ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી. | ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી. | સ્વરવિભાગ | ૧૯૧૨ |
| | ,, | ,, | ,, | વ્યંજનવિભાગક | ૧૯૧૫ |

## થયાની સાલવાર નોંધ.

| પનુ કદ | પ્રત | પાનાની સંખ્યા | કિંમત | કયા પ્રેસમા છપાવ્યો | વિશેષ હકીકત |
| --- | --- | --- | --- | --- | --- |
| | | ૧૦૨ | | ભાવનગર દરબારી છાપખાનામા | |
| | | ૫૮ | | ” | આ ચાર વિભાગમાથ અ થી તગારૂ શબ્દ સુધી આવ્યા હતા |
| | | ૧૪૦ | | | |
| …લ ૪ પેજી | | ૬૧૯ | ૨૨-૦-૦ | ભાવનગર દરબારી છાપખાનુ તથા સુરત આઇરીશ પ્રેસ | |
| સોળપેજી | | ૩૨૮ | ૩-૮-૦ | સુરત સોદાગર પ્રેસ | રામાયણ, મહાભારત ભાગવત કથાપ્રસગના પાત્રોની હકીકત |
| આઠપેજી | | ૩૩૦ | ૫-૦-૦ | પારસી પ્રીન્ટીંગ પ્રેસ મુબાઈ | લગભગ ૨૬૦૦૦ શબ્દ છે ઝીણા ટાઇપમા વધારે મેટર સમાવ છપાયો છે |
| ” | | ૬૭૨ | ૧ ૧૨ ૦ | ધી યુનીયન પ્રી પ્રેસ | ખરી રીતે આ કોશ નથી પણ સપૂર્ણ ભાષા આવવા જોઇતા પ્રયોગોનો સગ્રહ છે |
| …ી ચાર પેજી | | ૨૪૧ | ૧-૮-૦ | ધી યુનીયન પ્રીન્ટીંગ પ્રેસ અમદાવાદ | નામ પ્રમાણે ઔષધીઓના સસ્કૃત, મરાઠી ગુજરાતી, હિંદી, બગાળી તામીલ, કર્ણાટકી, અરબી ફારસી, તેલુગુ અને લેટિનમા ગુણસાથે નામો આપ્યા છે |
| | | ૧૦૫૪ | ૬-૦-૦ | વિજય પ્રવર્તક પ્રેસ અમદાવાદ | ૪૦૦૦૦ ઉપરાત શબ્દ |
| આઠપેજી | ૧૦૦૦ | ૨૧૬ | ૦-૮-૦ | ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ તથા યુનીયન પ્રીન્ટીંગ પ્રેસ | |
| ” | ” | ૨૫૨ | ૦-૮-૦ | ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | | વ્યંજન વિભાગ ख, ग, घ | ૧૯૧૬ |
| | | | | વ્યંજન વિભાગ ङ थी ञ | ૧૯૧૬ |
| | | | | વ્યંજન વિભાગ ट थी न | ૧૯૨૧ |
| | | | | વ્યંજન વિભાગ प थी भ | ૧૯૨૨ |
| | | | | વ્યંજન વિભાગ म थी य | ૧૯૨૨ |
| | | | | વ્યંજન વિભાગ श थी ह | ૧૯૨૪ |
| ૯ | શાળાપયોગી ગુજરાતી શબ્દકોષ. | લલ્લુભાઇ ગોકલદાસ પટેલ. | પોતે | પહેલી | ૧૯૨૫ |
| ૧૦ | ગુજરાતી, ફારસી અરબ્બી શબ્દોનો કોષ. | અમીરમીયાં-હમદુ મિયાં ફારૂકી. | ગુજરાત વર્નાકયુલર સોસાયટી. | ખંડ ૧ લો | ૧૯૨૬ |
| | ” | ” | ” | ખંડ ૨ જો | ૧૯૨૬ |
| ૧૧ | ગુજરાતી શબ્દાર્થ-ચિંતામણિ. | જીવણલાલ અમરશી મહેતા. | પોતે | પહેલી પ્રથમ-ખંડ | ૧૯૨૬ |
| | ” | ” | ” | ખંડ ૨ જો | |
| ૧૨ | પૌરાણિક કથા કોષ (વિભાગોમા) | ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી. | ગુ. વ. સોસાઈટી. | ખંડ ૧ | ૧૯૨૭ |
| | | ” | ” | ખંડ ૨ | ૧૯૨૮ |
| | | ” | ” | ખંડ ૩ | ૧૯૨૯ |
| | | ” | ” | ખંડ ૪ | ૧૯૩૦ |
| | | ” | ” | ખંડ ૫ | ૧૯૩૧ |
| ૧૩ | જોડણી કોષ. | | વિદ્યાપીઠ. | પહેલી | ૧૯૨૯ |
| ૧૪ | સાર્થ જોડણી કોષ. | | ” | ઉપરની બીજી આવૃત્તિઅર્થસાથે | ૧૯૩૧ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ,, | ,, | ૧૫૩થી૩૦૪ | ૦-૮-૦ | ,, | |
| ,, | ,, | ૨૫૭ | ૧-૦-૦ | | |
| ,, | ૧૧૦૦ | ૩૨૭ | ૧-૦-૦ | જ્ઞાન મંદીર પ્રેસ અમદાવાદ. | |
| ,, | ૧૨૦૦ | ૨૫૪ | ૧-૦-૦ | ,, | સંખ્યા ૩૫૬૭૮ |
| ,, | ૧૧૦૦ | ૨૭૬ | ૧-૦-૦ | ધી યુનીયન પ્રીન્ટીંગ પ્રેસ-અમદાવાદ | |
| ,, | ૧૨૦૦ | ૧૬૪ | ૧-૦-૦ | ,, | |
| ,, | ૨૦૦૦ | ૮૬૪ | ૬-૪-૦ | સૂર્યપ્રકાશ પ્રીં પ્રેસ | પ્રથમના કોષમા શબ્દોનો વધારો અને અવતરણોમા ઘટાડો કરીને શાળોપયોગી તરીકે છપાવ્યો |
| ,, | ૧૨૫૦ | ૧૪૪ | ૧-૦-૦ | વસન્ત મુદ્રણાલય | |
| ,, | ,, | ૧૪૫થી૩૦૮ | ૧-૦-૦ | ,, | |
| ...કેન મોળ ...૭ | ૨૦૦૦ | પ્રથમ ખડ ૭૬૪ | ૫-૮-૦ | સૂર્યપ્રકાશ પ્રીં પ્રેસ ૧ થી ૨૮૮ | કુલ શબ્દો ૪૨૦૦૦ |
| ,, | ૨૦૦૦ | બીજો ખડ ૭૭૨ | ૫ ૮-૦ | વસત પ્રેસ ૧ થી ૪૧૬ શ્રીભાગત વિજય પ્રેસ પા ૧ થી ૭૭૨. | |
| ...૧ ૮ પેજી | ૨૦૦૦ | ૧ થી ૧૬૦ | ૧-૦-૦ | સૂર્યપ્રકાશ પ્રી. પ્રેસ | |
| ,, | ,, | ૧૬૧થી૩૨૦ | ,, | ,, | |
| ,, | ,, | ૩૨૧થી૪૪૮ | ,, | ,, | |
| ,, | ,, | ૪૪૯થી૫૯૨ | ,, | ,, | |
| ,, | ,, | ૫૯૩થી૭૧૮ +૭૨ | ,, | ,, | |
| ...૧ ૮ પેજી | | | ૨૩-૦-૦ | નવજીવન પ્રેસ. | માત્ર જોડણી પુરતો કોષ શબ્દ સંખ્યા ૪૩૭૪૩ |
| ,, | | | ૨૪-૦-૦ | ,, | અર્થ સાથે કોષ-શબ્દ સંખ્યા ૪૬૬૬૧ |

આ ઉપરાતના જુદીજુદીવિગતોના કોષો માટે "ગુજરાની-ગુજગતી" શીર્ષક લેખ જોવો.

## ગુજરાતી-ઇંગ્રેજી શબ્દકોષો પ્રસિદ્ધ

| નંબર | કોષનુ નામ | કર્તાનું નામ. | પ્રસિદ્ધ કર્તા. | આવૃત્તિ. | ઇંગ્રેજી સાલ |
|---|---|---|---|---|---|
| ૧ | ગુજરાતી-ઇંગ્લીશ-ડીક્શનેરી. | મિ. મીરજા મહમદ કાસીમ તથા નવરોજજી ફરદુનજી. | પોતે | પહેલી | ૧૮૪૬ |
| ૨ | ધી પોકેટ ગુજરાતી ઇંગ્લીશ ડીક્ષનેરી | રા. કરસનદાસ મુળજી. | પોતે | પહેલી | ૧૮૬૨ |
| | " | " | પોતે | બીજી | ૧૮૬૮ |
| ૩ | ગુજરાતી-ઇંગ્લીશ ડીક્ષનેરી. | મિ. શાપુરજી એદલજી. | પોતે | પહેલી | ૧૮૬૩ |
| | " | " | " | બીજી | ૧૮૬૮ |
| ૪ | ગુજરાતી-ઇંગ્લીશ-ડીક્ષનેરી. | ઉકરડાભાઈ શીવજી. | પોતે | પહેલી | ૧૮૭૪ |
| ૫ | ગુજરાતી-ગુજરાતી અને ઈંગ્રેજી ડીક્ષનેરી | ગિરજાશંકર કરસનજી અને અં. કો. બા | પોતે | પહેલી | ૧૮૭૪ |
| ૬ | ગુજરાતી-ગુજરાતી અને ઇંગ્લીશ ડીક્ષનેરી | મિ. કાશીદાસ બ્રીજભૂખણદાસ તથા મિ. બાલકીસનદાસ બ્રીજભૂખણદાસ | પોતે | પહેલી | ૧૮૮૫ |
| ૭ | ધી પોકેટ ગુજરાતી-ઇંગ્લીશ ડીક્ષનેરી. | મિ. એમ. એમ. દલાલ એન્ડ એમ. સી. ઝવેરી. | પોતે | પહેલી | ૧૮૮૬ |

## થયાની સાલવાર નોંધ.

| કદ | પ્રત | પાનાની સંખ્યા | કિંમત | ક્યા છાપખાને | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| | | | | ધી ફુર્ગીઅર પ્રીન્ટીંગ પ્રેસ. | મહર ગાર ૨૫૦૦૦ શબ્દોનો અને સુરતના ન્હીશ માસ્તર દનપરામ ભગુભાઈની હસ્ત લિખિત પ્રત ઉપરથી તૈયાર કરવામા આવ્યો હતો |
| | | | | ગણીના યુનીયન પ્રી. પ્રે | |
| . | | | | ” | |
| | | | | ” | |
| રોયલ આઠપેજી | ૧૦૦૦ | ૨૩૬ | ૨–૮–૦ | જ્ઞાનદિપક પ્રેસ | જુદા જુદા વિષયો વાર (જેવા કે સાધારણ શબ્દો ગણિત તોલ માપ વેપાર-કરીઆણા-અનાજ દવા-વમાણા પક્ષી-પ્રાણી-સબંધી-શરીર વિભાગો-વનસ્પતિ, ન્યાતજાત સગપણ કુટુંબ સબંધી-આકાશી-કુદરતી ધર્મ સબંધી) વગેરે ૧૮૦૦૦ શબ્દો |
| રોયલ સોળપેજી | ૧૦૦૦ | ૪૪૮ | ૩–૦–૦ | ” | |
| સુપર રોયલ સોળ પેજી | | ૧૧૩૨+૧૬ | ૫–૦–૦ | કાઠીઆવાડ જનરલ પ્રે ગેઝેટ | ૨૫૦૦૦ શબ્દો કરતા વધારે |
| | | | | ધી અમદાવાદ યુનાઈટેડ પ્રીન્ટીંગ પ્રેસ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૮ ધી પોકેટ ગુજરાતી–ઇંગ્લીશ ડીક્ષનેરી | પી એમ છાપખાનાવાળા | પોતે | પહેલી | ૧૮ |
| ૯ ધી પોકેટ ગુજરાતી–ઇંગ્લીશ ડીક્ષનેરી | લલ્લુભાઇ ગોકલદાસ પટેલ | પોતે | પહેલી | ૧૮ |
| ,, | ,, | મણીલાલ દોલતરામ બુકસેલર | બીજી | ૧૮ |
| ,, | ,, | પોતે | ત્રીજી | ૧૯૧ |
| ૧૦ ધી પોકેટ ગુજરાતી–ઇંગ્લીશ ડીક્ષનેરી | પાઠે અને એમ સી શાહ | પોતે | પહેલી | ૧૮ |
| ૧૧ ધી પોકેટ ગુજરાતી–ઇંગ્લીશ ડીક્ષનેરી | મરચંટ | પોતે | પહેલી | ૧૮ |
| ૧૨ ધી પ્રોનાઉન્સીંગ એન્ડ ઇટીમોલોજીકલ ગુજરાતી ઇંગ્રેજી–ડીક્ષનેરી | એમ બી બેલસારે | એચ કે પાઠક | પહેલી | ૧૮ |
| ,, | ,, | એચ કે પાઠક | બીજી | ૧૯૦ |
| ,, | ,, | આર એમ શાહ | ત્રીજી | ૧૯૨ |
| ૧૩ ધી સ્ટુડન્ટસ–ગુજરાતી–ઇંગ્લીશ ડીક્ષનેરી | ભગુભાઇ ફતેચંદ કારભારી | પોતે | પહેલી | ૧૮ |
| ૧૪ ધી–જેમ–ગુજરાતી–ઇંગ્લીશ ડીક્ષનેરી | કે બી નાણાવટી | સોમચંદ ભગવાનદાસ | પહેલી | ૧૯૧ |
| ,, | ,, | ,, | બીજી | ૧૯૧ |
| ,, | ,, | ,, | ત્રીજી | ૧૯૩ |
| ૧૫ ધી ટેડી ગુજરાતી–ઇંગ્લીશ ડીક્ષનેરી | પોપટલાલ મગનલાલ | ધી ગુજરાત ઓરીએન્ટલ બુક ડેપો | પહેલી | ૧૯૧ |
| ૧૬ ધી પોકેટ ગુજરાતી–ઇંગ્લીશ ડીક્ષનેરી | મે એન એમ ત્રિપાઠીની કંપની | પોતે | પહેલી | ૧૯૨ |
| ,, | ,, | ,, | બીજી | ૧૯૨–૨ |
| ૧૭ ધી–મોડર્ન ગુજરાતી ઇંગ્લીશ ડીક્ષનેરી | રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા તથા અનંતરામ ભાનુસુખરામ મહેતા | એમ બી કોઠારી બુકસેલર | પહેલી | ૧૯૨ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | | | ધી અમદાવાદ ટાઈમ્સ પ્રેસ. |
| રોયલ ૩૨પેજી | ૨૫૦૦ | ૧૨૪૦ | | ૧-૮-૦ | શ્રી આર્યોદય પ્રી. પ્રેસ |
| ,, | ૪૦૦૦ | ૧૨૧૮ | | ૧-૮-૦ | |
| ,, | ૪૦૦૦ | ૧૨૧૮ | | ૧-૮-૦ | |
| ,, | ૧૦૦૦ | | | | યુનાઇટેડ પ્રી. પ્રેસ. |
| ,, | | | | | ધી નિર્ણય સાગર પ્રેસ. |
| ડેમી આઠપેજી | ૨૦૦૦ | | | ૫-૦-૦ | ધી ગુજરાત ગેઝેટ પ્રેસ. |
| રોયલ ૮ પેજી | ૨૦૦૦ | | | ૫-૮-૦ | વિજય પ્રવર્તક પ્રેસ. |
| ,, | ૧૦૦૦ | | | ૧૨-૦-૦ | ધી સૂર્યપ્રકાશ પ્રી. પ્રે. |
| ડેમી આઠપેજી | ૨૦૦૦ | ૬૪૪ | | ૩-૮-૦ | વિજય પ્રવર્તક પ્રેસ. |
| રોયલ૩૨ પેજી | ૨૦૦૦ | ૧૧૬૮ | | ૧-૮-૦ | સત્ય વિજય પ્રેસ. |
| ,, | ,, | ૧૧૬૮ | | ૧-૮-૦ | |
| સુપર રોયલ ૩૨ પેજી | ,, | ૧૧૯૨ | | ૨-૮-૦ | ધી ડાયમંડ જ્યુબીલી પ્રે. |
| સુપર રોયલ ૧૬ પેજી | ૨૦૦૦ | ૧૦૨૬ | | ૩-૪-૦ | શ્રી જ્ઞાનમંદિર પ્રેસ. |
| ,, | ૫૦૦૦ | ૧૨૩૦ | | ૨-૮-૦ | ધી યુનીયન પ્રેસ મુંબાઈ. |
| ,, | ૩૦૦૦ | ,, | | ,, | ધી વૈભવ પ્રેસ. |
| ક્રાઉન ૮ પેજી | ૨૦૦૦ | ૧૬૧૦ | | ૧૫-૦-૦ | ધી ભારત વિજય પ્રી. પ્રેસ વડોદરા. |

## થયાની સાલવાર નોંધ.

| કોષનું કદ. | પ્રત. | પાનાની સંખ્યા. | કિંમત. | ક્યા છપાયેલ. | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|
| રોયલ ૪ પેજી | | | ૪૦–૦–૦ | યુનિઅન પ્રેસ. | સદર મોટો કોષ સને ૧૮૫૧મા શ્રી. નાના ભાઇએ શરૂ કરી પ્રથમ ભાગ A અને B નો મને ૧૮૫૭મા બહાર પાડ્યો. ત્યારથી મિ અરદેશર ફ્રામજી મુસની મદદથી ૧૮૯૫ સુધી કામ કર્યું બીજો, ત્રીજો અને ચોથો ભાગ ઉપરા ઉપરી બહાર પડ્યા. Honor શબ્દ સુધી પાચમો ભાગ ૧૮૭૨મા બહાર પડ્યો. સને ૧૯૦૦મા તેમના મરણ પછી તેમના દીકરા રુસ્તમ એન. રાણીનાએ સને ૧૯૦૮મા તે પુરી કરી બહાર પાડી. |
| રોયલ ૧૬ પેજી | | ૬૦૮ | ૨–૮–૦ | યુનિઅન પ્રેસ–મુબાઇ. | |
| | | | | મુબાઇ યુનિઅન પ્રેસ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫ | ઇંગ્રેજી ગુજરાતી ડીક્ષનેરી. | શાપુરજી એદલજી ભરુચા તથા ઝવેરિલાલ ઉમિયાશંકર યાજ્ઞિક. | પોતે | પહેલી (બીજી) | ૧૮૭૧ |
| | ,, | ,, | ,, | ત્રીજી<br>ચોથી | ૧૮૮૦<br>૧૮૮૪ |
| ૬ | ધી સ્ટુડન્ટસ ઇંગ્લીશ-ગુજરાતી ડીક્ષનેરી | રા ઝવેરિલાલ ઉમિયાશંકર તથા મોતીરામ ત્રીકમદાસ. | પોતે | પહેલી | ૧૮૮૫ |
| ૭ | ઇંગ્લીશ-ગુજરાતી ડીક્ષનેરી. | મેસર્સ રાંદેરીયા અને પટેલ | પોતે | પહેલી<br>બીજી<br>ત્રીજી | ૧૮૮૬<br><br>૧૮૯૫ |
| ૮ | ધી ઇંગ્લીશ-ગુજરાતી ડીક્ષનેરી. (અમદાવાડ-ખેડા જીલ્લા અને કાઠિયાવાડમા અંબાલાલ કૃત ડીક્ષનેરી તરીકે, સુરત, ભરૂચ જીલ્લાઓમા મણિધરપ્રસાદ કૃત ડીક્ષનેરી તરીકે અને સરકારી ખાતામા મોન્ટગોમરી ડીક્ષનેરી તરીકે જાણીતી) | રેવન્ડ રોબર્ટ મોન્ટગોમરી, અંબાલાલ સાકરલાલ દેસાઇ તથા મણિધરપ્રસાદ તાપીપ્રસાદ. | સરકારી કેળવણી ખાતુ. | પહેલી | ૧૮૮૭ |
| | ,, | અંબાલાલ સાકરલાલ દેસાઈ. | પોતે | બીજી | ૧૯૧૦ |
| ૯ | ઇંગ્લીશ-ગુજરાતી ડીક્ષનેરી. | મે. એચ. એમ. સી એન્ડ કો૦. | મગળદાસ પ્રભુદાસ | પહેલી | ૧૮૮૯ |
| ૧૦ | ધી પોકેટ ઇંગ્લીશ-ગુજરાતી ડીક્ષનેરી. | વિઠ્ઠલરાય ગો. વ્યાસ, મનસુખરામ મુળચંદ શાહ તથા એચ. કે. પાઠક. | પોતે | પહેલી | ૧૮૮૮ |
| ૧૧ | ધી પોકેટ ઇંગ્લીશ-ગુજરાતી ડીક્ષનેરી. | એમ. સી. શાહ. | પોતે | પહેલી | ૧૮૯ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | | ,, | નંબર ૩ તથા ૪ ડીક્ષનેરીઓ ભેગી સુધારા વધારા ર બન્નેના નામથી બ પાડી. |
| | | | | ,, | |
| | | | | ,, | |
| ડેમી ચાર પેજી | ૨૦૦૦ | | ૯–૦–૦ | સુરત આઇરીશ પ્રેસ. | |
| સુપરરોયલ ૮ પેજી | ૨૦૦૦ | ૬૯૫ | ૫–૦–૦ | ધી પ્રજાબંધુ પ્રેસ– | સરકારે હક મે. લાલભાઇને ર થી પોતે છપા |
| રોયલ ૮ પેજી | ૨૦૦૦ | ૫૩૮ | ૩–૦–૦ | ધી ગુજરાત ગેઝેટ પ્રેસ. | |
| રોયલ ૩૨ પેજી | ૨૦૦૦ | | ૧–૮–૦ | ધી અમદાવાદ આર્યોદય પ્રિન્ટીંગ પ્રેસ– | |
| રોયલ ૩૨ પેજી | | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૨ | ધી પોકેટ પ્રોનાઉન્સીંગ ઇંગ્લીશ ગુજરાતી ડીક્ષનેરી. | મોતીરામ ત્રીકમરામ અને જે. સી. ડી. | પોતે | પહેલી | ૧૮૯૨ |
| ૧૩ | ધી પોકેટ ઇંગ્લીશ–ગુજરાતી ડીક્ષનેરી. | એન. એચ. પટેલ. | પોતે | પહેલી | ૧૮૯૪ |
| ૧૪ | ધી સ્ટાન્ડર્ડ ઇંગ્લીશ ગુજરાતી ડીક્ષનેરી. (વ્યાસ અને પટેલ કૃત તરીકે જાણીતી) | વિઠ્ઠલરાય ગો. વ્યાસ તથા શંકરભાઇ ગલાભાઇ પટેલ. | પોતે | પહેલી | ૧૮૯૪ |
| | | | | બીજી | ૧૮૯૭ |
| | | | | ત્રીજી | ૧૯૦૩ |
| | | | | ચોથી | ૧૯૦૯ |
| | | | | પાંચમી | ૧૯૧૩ |
| | | | | છઠ્ઠી | ૧૯૨૩ |
| ૧૫ | ધી સ્ટુડન્ટસ- ઇંગ્લીશ ગુજરાતી ડીક્ષનેરી. | ભગુભાઇ ફતેહચંદ કારભારી. | ડી. જે. મેહોરા. | પહેલી | ૧૮૯૫ |
| | | ,, | પોતે | બીજી | ૧૯૦૧ |
| ૧૬ | ધી સ્ટુડન્ટસ સ્ટાન્ડર્ડ ઇંગ્લીશ ગુજરાતી ડીક્ષનેરી. | વિઠ્ઠલરાય ગો. વ્યાસ તથા શંકરભાઇ જી. પટેલ. | પોતે | પહેલી | ૧૮૯૬ |
| | | ,, | | બીજી | ૧૯૦૫ |
| | | | | ત્રીજી | ૧૯૧૫ |
| | | | | ચોથી | ૧૯૨૪ |
| ૧૭ | ધી સ્ટુડન્ટસ ઇંગ્લીશ ગુજરાતી ડીક્ષનેરી. | મે. જમનાદાસ ભગવાનદાસની કંપની. | પોતે | પ્રથમ | ૧૮૯૯ |
| ૧૮ | ધી સ્ટાર ઇંગ્લીશ–ગુજરાતી ડીક્ષનેરી. | ભગુભાઈ એફ. કારભારી અને મિ. પટેલ. | પોતે | પ્રથમ | ૧૯૦૧ |
| | | | | બીજી | ૧૯૧૨ |
| ૧૯ | ધી મહાભારત ડીક્ષનેરી. | બી. સી. દેસાઇ. | મોતીલાલ મગનલાલ શાહ બુકસેલર. અમદાવાદ. | પહેલી | ૧૯૦૬ |
| ૨૦ | ધી મેન્યુઅલ ઓફ ઇંગ્લીશ ગુજરાતી ડીક્ષનેરી. | ડા. આર. એન. રાણીના. | પોતે | પહેલી | ૧૯૧૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| સુપરરોયલ ૧૬ પેજી | ૨૦૦૦ | ૧૦૨૪ | ૩–૦–૦ | મુંબાઈ– | |
| સુપરરોયલ ૮ પેજી | ૨૦૦૦ | ૧૩૦૪ | ૫–૦–૦ | વિજયપ્રવર્ત્તક પ્રેસ અમદાવાદ. | |
| ,, | ૨૦૦૦ | | ૫–૪–૦ | વિજય પ્રવર્ત્તક પ્રેસ. | |
| ,, | ૨૦૦૦ | ૧૬૮૮ | ૫–૮–૦ | ધી જૈન પ્રિન્ટીંગ પ્રેસ. | |
| ,, | ૨૦૦૦ | ૧૬૮૮ | ૫–૮–૦ | ધી સત્ય વિજય પ્રેસ. | |
| ,, | ૨૦૦૦ | ૧૬૮૮ | ૬–૮–૦ | ધી સત્ય નારાયણ પ્રેસ. | |
| ,, | ૨૦૦૦ | ૧૬૮૮ | ૧૮–૦–૦ | ધી સૂર્ય પ્રકાશ પ્રેસ. | |
| સુપરરોયલ ૮ પેજી | ૨૦૦૦ | | ૨–૮–૦ | ગુજરાત ગેઝેટ પ્રેસ. | |
| સુપરરોયલ ૮ પેજી | ૩૧૦૦ | | ૩–૦–૦ | | |
| રોયલ ૮ પેજી | ૨૦૦૦ | ૧૧૩૬ | ૩–૧૨–૦ | વિજયપ્રવર્ત્તક પ્રેસ. | |
| સુપરરોયલ ૮ પેજી | ૨૦૦૦ | ૯૧૨ | ૩–૧૨–૦ | જૈન પ્રીન્ટીંગ પ્રેસ. | |
| ,, | ૨૦૦૦ | ૯૭૬ | ૪–૦–૦ | સત્યવિજય પ્રી. પ્રેસ. | |
| ,, | ૨૦૦૦ | ૯૭૬ | ૬–૦–૦ | સૂર્ય પ્રકાશ પ્રી. પ્રેસ. | |
| રોયલ ૧૬ પેજી | ૫૦૦૦ | ૭૨૭ | ૦–૧૦–૦ | ધી એજ્યુકેશન સોસાઇટી પ્રેસ મુંબાઇ. | |
| ,, | ૫૦૦૦ | ૭૨૭ | ૦–૧૦–૦ | સુરત જૈન પ્રીન્ટીંગ પ્રેસ. | |
| સુપરરોયલ ૮ પેજી | ૨૦૦૦ | ૧૬૧૬ | ૬–૦–૦ | વિજય પ્રવર્ત્તક પ્રેસ. | |
| રોયલ ૮ પેજી | ૨૦૦૦ | ૬૫૦ | ૩–૮–૦ | ધી યુતીઆન પ્રેસમુંબઇ. | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૨ | ધી પોકેટ પ્રોનાઉન્સીંગ ઇગ્લીશ ગુજરાતી ડીક્ષનેરી. | મોતીરામ ત્રીકમરામ અને જે. સી. ડી | પોતે | પહેલી | ૧૮૯૨ |
| ૧૩ | ધી પોકેટ ઇગ્લીશ–ગુજરાતી ડીક્ષનેરી. | એન. એચ. પટેલ. | પોતે | પહેલી | ૧૮૯૪ |
| ૧૪ | ધી સ્ટાન્ડર્ડ ઇગ્લીશ ગુજરાતી ડીક્ષનેરી. (વ્યાસ અને પટેલ કૃત તરીકે જાણીતી) | વિઠ્ઠલરાય ગો. વ્યાસ તથા શંકરભાઇ ગલાભાઇ પટેલ. | પોતે | પહેલી | ૧૮૯૪ |
| | | | | બીજી | ૧૮૯૭ |
| | | | | ત્રીજી | ૧૯૦૩ |
| | | | | ચોથી | ૧૯૦૯ |
| | | | | પાચમી | ૧૯૧૬ |
| | | | | છઠ્ઠી | ૧૯૨૩ |
| ૧૫ | ધી સ્ટુડન્ટસ ઇગ્લીશ ગુજરાતી ડીક્ષનેરી. | ભગુભાઇ ફતેહચંદ કારભારી. | ડી. જે. મેટારા. | પહેલી | ૧૮૯૫ |
| | | ,, | પોતે | બીજી | ૧૯૦૧ |
| ૧૬ | ધી સ્ટુડન્ટસ સ્ટાન્ડર્ડ ઇગ્લીશ ગુજરાતી ડીક્ષનેરી. | વિઠ્ઠલરાય ગો. વ્યાસ તથા શંકરભાઇ જી. પટેલ. | પોતે | પહેલી | ૧૮૯૬ |
| | | ,, | | બીજી | ૧૯૦૫ |
| | | | | ત્રીજી | ૧૯૧૫ |
| | | | | ચોથી | ૧૯૨૪ |
| ૧૭ | ધી સ્ટુડન્ટસ ઇગ્લીશ ગુજરાતી ડીક્ષનેરી. | મે. જમનાદાસ ભગવાનદાસની કંપની. | પોતે | પ્રથમ | ૧૮૯૯ |
| ૧૮ | ધી સ્ટાર ઇગ્લીશ–ગુજરાતી ડીક્ષનેરી. | ભગુભાઈ એફ. કારભારી અને મિ. પટેલ. | પોતે | પ્રથમ | ૧૯૦૧ |
| | | | | બીજી | ૧૯૧૨ |
| ૧૯ | ધી મહાભારત ડીક્ષનેરી | બી. સી. દેસાઇ. | મોતીલાલ મગનલાલ શાહ બુકસેલર. અમદાવાદ. | પહેલી | ૧૯૦૬ |
| ૨૦ | ધી મેન્યુઅલ ઓફ ઇગ્લીશ ગુજરાતી ડીક્ષનેરી. | ડા. આર. એન. રાણીના. | પોતે | પહેલી | ૧૯૧૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| સુપરરોયલ ૧૬ પેજી | ૨૦૦૦ | ૧૦૭૪ | ૩–૦–૦ | મુંબાઈ | |
| સુપરરોયલ ૮ પેજી | ૨૦૦૦ | ૧૩૦૪ | ૫–૦–૦ | વિજયપ્રવર્ત્તક પ્રેસ અમદાવાદ | |
| ,, | ૨૦૦૦ | | ૫–૪–૦ | વિજય પ્રવર્ત્તક પ્રેસ | |
| ,, | ૨૦૦૦ | ૧૬૮૮ | ૫–૮–૦ | ધી જૈન પ્રિન્ટીંગ પ્રેસ | |
| ,, | ૨૦૦૦ | ૧૬૮૮ | ૫–૮–૦ | ધી સત્ય વિજય પ્રેસ | |
| ,, | ૨૦૦૦ | ૧૬૮૮ | ૬–૮–૦ | ધી સત્ય નારાયણ પ્રેસ | |
| ,, | ૨૦૦૦ | ૧૬૮૮ | ૧૮–૦–૦ | ધી સૂર્ય પ્રકાશ પ્રેસ | |
| સુપરરોયલ ૮ પેજી | ૨૦૦૦ | | ૨–૮–૦ | ગુજરાત ગેઝેટ પ્રેસ | |
| સુપરરોયલ ૮ પેજી | ૩૧૦૦ | | ૩–૦–૦ | | |
| રોયલ ૮ પેજી | ૨૦૦૦ | ૧૧૩૬ | ૩–૧૨–૦ | વિજયપ્રવર્ત્તક પ્રેસ | |
| સુપરરોયલ ૮ પેજી | ૨૦૦૦ | ૯૧૨ | ૩ ૧૨–૦ | જૈન પ્રીન્ટીંગ પ્રેસ | |
| ,, | ૨૦૦૦ | ૯૭૬ | ૪–૦–૦ | સત્યવિજય પ્રી પ્રેસ | |
| ,, | ૨૦૦૦ | ૯૭૬ | ૬–૦–૦ | સૂર્ય પ્રકાશ પ્રી પ્રેસ | |
| રોયલ ૧૬ પેજી | ૫૦૦૦ | ૭૨૭ | ૦–૧૦–૦ | ધી એજ્યુકેશન સોસાયટી પ્રેસ મુંબાઇ | |
| ,, | ૫૦૦૦ | ૭૨૭ | ૦–૧૦–૦ | સુરત જૈન પ્રીન્ટીંગ પ્રેસ | |
| સુપરરોયલ ૮ પેજી | ૨૦૦૦ | ૧૬૧૬ | ૬–૦–૦ | વિજય પ્રવર્ત્તક પ્રેસ | |
| રોયલ ૮ પેજી | ૨૦૦૦ | ૬૫૦ | ૩–૮–૦ | ધી સુનીગાન પ્રેસ મુંબઇ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૧ | ધી કોન્ડેન્સ્ડ ઇંગ્લીશ–ગુજરાતી ડીક્ષનેરી. | વિઠ્ઠલરાય ગો. વ્યાસ. | પોતે | પહેલી | ૧૯૧૧ |
| | ,, | વિઠ્ઠલરાય ગો. વ્યાસ તથા શંકરભાઇ જી પટેલ. | પોતે | બીજી | ૧૯૧૭ |
| | ,, | | | ત્રીજી | ૧૯૨૨ |
| | ,, | ,, | ,, | ચોથી | ૧૯૨૬ |
| | | | | પાચમી | ૧૯૩૨ |
| ૨૨ | ધી કોન્સાઇસ ઇંગ્લીશ ગુજરાતી ડીક્ષનેરી. | શંકરભાઈ જી. પટેલ | પોતે | પહેલી | ૧૯૧૧ |
| ૨૩ | ધી પોકેટ પ્રોનાઉન્સીંગ ઇંગ્લીશ–ગુજરાતી ડીક્ષનેરી. | ભગુભાઈ એફ. કારભારી. | એન. એમ. ત્રિપાઠીની કંપની. | પહેલી | ૧૯૧૨ |
| ૨૪ | ધી પ્રોનાઉન્સીંગ પોકેટ ઇંગ્લીશ ગુજરાતી ડીક્ષનેરી. | વિઠ્ઠલરાય ગો. વ્યાસ તથા શંકરભાઈ ગલાભાઇ પટેલ. | પોતે | પહેલી | ૧૯૧૪ |
| | | | | બીજી | ૧૯૨૨ |
| ૨૫ | ધી જેમ ઈંગ્લીશ–ગુજરાતી ડીક્ષનેરી. | ક૦ બી૦ નાણાવટી. | સોમચંદ ભગવાનદાસ બુકસેલર. | પહેલી | ૧૯૧૫ |
| | | | | બીજી | ૧૯૧૬ |
| | | | | ત્રીજી | ૧૯૨૨ |
| | | | | ચોથી | ૧૯૩૦ |
| | | | | પાંચમી | ૧૯૩૨ |
| ૨૬ | ધી કોહિનુર–ઇંગ્લીશ–ગુજરાતી ડીક્ષનેરી. | ક. બી. નાણાવટી. | સોમચંદ ભગવાનદાસ. | પહેલી | ૧૯૧૫ |
| | | | | બીજી | ૧૯૨૨ |
| | | | | ત્રીજી | ૧૯૩૦ |
| | | | | ચોથી | ૧૯૩૨ |
| ૨૭ | ધી પોકેટ પ્રોનાઉન્સીંગ ઇંગ્લીશ ગુજરાતી ડીક્ષનેરી. | બી. એચ. યાજ્ઞિક અને અંબાલાલ બુ. જાની. | એન. એમ. ત્રિપાઠી. | પહેલી | ૧૯૨૧–૨૨ |
| | | | | બીજી | ૧૯૨૬–૨૭ |
| | | | | ત્રીજી | ૧૯૩૧ |

| | | | | |
|---|---|---|---|---|
| રોયલ ૮ પેજી | ૨૧૦૦ | ६८४ | ૨–૮–૦ | વિજય પ્રવર્ત્તક પ્રેસ. |
| ,, | ૨૧૦૦ | | | |
| ,, | ૨૧૦૦ | | | સૂર્ય પ્રકાશ પ્રીન્ટીંગ પ્રે. |
| ,, | ૩૨૦૦ | ७७६ | ६–०–० | સૂર્ય પ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસ |
| ,, | ૨૧૦૦ | ૯૨૮ | ६–०–० | ધી રામવિજય પ્રીન્ટીંગ પ્રેસ. |
| ,, | ૨૧૦૦ | | ૨–૮–૦ | ધી વિજય પ્રવર્ત્તક પ્રેસ. |
| રોયલ ૩૨ પેજી | ૪૦૦૦ | ૯૮૩ | ૧–૮–૦ | ધી કોરોનેશન પ્રેસ–મુંબાઇ. |
| સુપરરોયલ ૩૨ પેજી | ૨૧૦૦ | ૧૦૮૮ | ૧–૪–૦ | ધી સૂર્ય પ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસ. |
| ,, | ૨૧૦૦ | ૧૦૮૮ | ૩–૦–૦ | ,, |
| રોયલ ૩૨ પેજી | ૨૦૦૦ | ૧૦૦૦ | ૧–૮–૦ | ધી સત્ય વિજય પ્રેસ. |
| ,, | ૨૦૦૦ | ૧૦૦૦ | ૧–૮–૦ | ,, |
| સુપરરોયલ ૩૨ પેજી | ૨૦૦૦ | ૧૧૪૪ | ૨–૮–૦ | સૂર્ય પ્રકાશ પ્રેસ. |
| ,, | ૨૦૦૦ | ૧૨૪૪ | ૨–૮–૦ | ,, |
| ,, | ૨૦૦૦ | ૧૨૪૪ | ૨–૮–૦ | ધી ડાયમંડ જ્યુબીલી પ્રેસ. |
| ડેમી ૩૨ પેજી | ૨૦૦૦ | ૫૪૦ | ૦–૧૦–૦ | ભાસ્કર પ્રેસ–વડોદરા. |
| ,, | ૨૦૦૦ | ૫૪૦ | ૦–૧૨–૦ | અમદાવાદ સૂર્ય પ્રકાશ પ્રેસ. |
| ,, | ૨૦૦૦ | ६६४ | ૦–૧૩–૦ | ,, |
| ,, | ૨૦૦૦ | ६७૨ | ૦–૧૩–૦ | ડાયમંડ જ્યુબીલી પ્રેસ. |
| સુપરરોયલ ૩૨ પેજી | ૫૦૦૦ | ૧૨૧૦ | ૨–૮–૦ | યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ મુંબાઇ. |
| | ૫૦૦૦ | ૧૨૧૦ | ૨–૮–૦ | ,, |
| | ૩૦૦૦ | ૧૨૧૦ | ૨–૮–૦ | ધી વૈભવ પ્રેસ–મુંબાઇ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૮ | ધી હેંડી–ઈંગ્લીશ ગુજરાતી તથા ગુજરાતી ઈંગ્લીશ ડીક્ષનેરી. | એસ. કે. વૈદ્ય. | ધી ગુજરાત ઓરીએન્ટલ બુક ડેપો. | પહેલી | ૧૯ |
| ૨૯ | ધી ન્યુ ઇંગ્લીશ–ગુજરાતી ડીક્ષનેરી. | ડી. જે. વૈશ્નવ. | કરસનદાસ નારણદાસ સુરત. | પહેલી | ૧૯ |
| ૩૦ | ધી સ્ટુડન્ટસ ઇંગ્લીશ–ગુજરાતી ડીક્ષનેરી. | જમનાશંકર તુલશીદાસ મંકોડી. | શંકર નરહરી જોશી–પુના. | પહેલી | . |
| ૩૧ | શ્રી સયાજી શાસનશબ્દ કલ્પતરૂ. | ન્યાયમંત્રી કચેરી. | | પહેલી | ૧૯ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ક્રાઉન ૮ પેજી | ૨૦૦૦ | ઈ. ગુ. ૫૩૪<br>ગુ. ઈ. ૨૮૦ | ૭–૦–૦ | સૂર્ય પ્રકાશ પ્રી. પ્રેસ તથા જ્ઞાનમંદિર પ્રેસ. | |
| રોયલ ૮ પેજી | ૨૦૦૦ | ૯૧૨ | ૬–૮–૦ | સુરત સીટી પ્રી. પ્રેસ. | |
| ડેમી ૮ પેજી | | ૯૨૦ | ૩–૦–૦ | ચિત્રશાળાપ્રેસ–પુના. | |
| ફુલ્સ્કેપસાઇઝ | | ૯૧૨ | ૧૨–૮–૦ | વડોદરા સરકારી છાપખાનું. | કાયદા વિષયક ઇંગ્રેજી શબ્દના ગુજરાતી–મરાઠી–સંસ્કૃત–ઉર્દુ–પર્શીયન–હિંદી–બંગાળી–ગુજરાતી ભાષામાં હાલ વપરાતા શબ્દો અને છેવટે સૂચવાયેલા શબ્દો–એવી રીતે ફુલ્સ્કેપ સાઇઝનું આઠ કાગળમાં કોલમવાર આપેલ છે. |

# ૧૯૩૩ ની કવિતા

આપણા સામાજિક ને રાજકીય પ્રશ્નો હજી થાળે પડયા નથી, પરંતુ તેઓ બધા ભાવનામા સ્ગાઈને ઉમરત તો થયા છે એ જ રીતે કવિતા વિષે કહી શકીએ કે ૧૯૩૩ની કવિતા ઉદ્રેક છોડી દઇ શાન્ત ભાવનામયતા સાધે છે તે સાથે સ્વરૂપ ધારવા માડે છે ઉભરો ઓસરી રહ્યા પછીના દૂધની માફક તે પણ શુદ્ધ તથા સત્ત્વશાલી બને છે કવિતાયુગની નજરે આ કવિતા હજુ ઊછરતી છે, એટલે આજે ભવિષ્ય ભાખીને તેની શક્તિ હણવામા ડહાપણ નહિ તોપણ એટલુ કહીએ કે ૧૯૩૩ની કવિતા રૂપે અને ગુણે ગયા વરસના કરતા ઠીક મોટી થઈ છે તેમજ તદુરસ્તી અને તેજોમયતા મેળવી શકી છે

ગુજરાતી કવિતા હિંદી કવિતા જેટલી પ્રચાર પામી નથી અને હિંદી પ્રજાનો બહુ ઓછો ભાગ ગુજરાતી બોલે છે – છતા ગુજરાતની ભાષા એ તેની સસ્કૃતિનુ પ્રતીક છે, અને એ પ્રતીક હવે મોળુ, શિથિલ કે આરામપ્રિય નહિ, પણ પુરુષાર્થભર્યું અને ચારિત્ર્યશીલ બન્યુ છે ગુજરાતની કવિતા પણ પોતાની ભાષાજનનીની એ અલકાર–શોભા વારસામા મેળવે છે

એક શ્લોકના મુક્તકો, સૉનેટો અને ગીતો જેવા ટૂકા કાવ્યો, કઇક લાબા કથાકાવ્યો આદિમા વર્ણનશક્તિની સરળતા સાથે ભાવની માત્રા ભારોભાર છે – એમ છતા જૂના સાહિત્યમા જે 'જૅપેટ'ની રચના હતી તે હજુ આવી નથી એ અને એવા બીજા કવિતાપ્રકારો જે અગ્રેજી કવિતામા છે તે ખીલવવા આપણે બાકી રહે છે કાવ્ય–વિષયોનુ ક્ષેત્ર વ્યાપક બન્યુ છે, અને વિચારબળ સાથે છદબળ દઢ થયુ છે ઊર્મિગીતોની કોટિ અદ્ધર ચઢી જણાતી નથી કવિતાતત્ત્વ એમા હળવુ ને પાતળુ જ પ્રવેશે છે કવિશ્રી ન્હાનાલાલના 'લિરિક'ની કોટિ હજુ વણપહોચી રહી છે કવિતા વિચારપ્રધાન જ હોય એ મતવ્ય અને સ્ત્રીકવિઓનો અભાવ એ બે આ પરિસ્થિતિના મુખ્ય કારણો હોય કદાચ. આ અગેય દશા ઠીક તો નથી જ. ગરબો, ભજનો, બાલકાવ્યો આદિ મધકવિતા હમેશ અને કેવળ અગેય તો નહિ બની શકે એ વાત ધ્યાનમા લેવા યોગ્ય છે.

આ વર્ષે ચન્દ્રવદન મહેતા, સુન્દરમ્, કૃષ્ણલાલ શ્રીધરાણી, મેઘાણી, મનઃસુખલાલ ઝવેરી અને સ્નેહરશ્મિ વગેરેના કાવ્યસંગ્રહો બહાર પડ્યા છે. રતિલાલ શુક્લ અને ઉમાશંકર જોષી સહિત સૌ માસિક પત્રો દ્વારા પોતપોતાનાં વ્યક્તિત્વો ખીલવે છે – પરંતુ કાવ્યોનું વ્યક્તિત્વ× ખીલવવા તરફ કોઇકનુંજ ધ્યાન હશે. સ્વ. અંગ્રેજ યુવક કવિ રૂપર્ટ બ્રૂકના 'ધ સોલ્જર' જેવું ઉત્તમ – પાસાદાર, તેજસ્વી અને પૂર્ણ કાવ્યમણિ આપણી કવિતામા છે? પ્રામાણિક વૃત્તિએ વિચારતા કહેવું ઘટે કે એવી સજાવટ શરૂ થઈ છે. રમણલાલ સોની, રમણ ન. વકીલ નવા આવનારાઓમાં અગ્ર સ્થાને છે. 'સ્વપ્નસ્થ', 'જનમેજય', 'અકવિ' જેવાં તખલ્લુસોથી કોઇ કોઇ જાણીતા–અજાણ્યા લખે છે; પરંતુ શ્રી. બલવંતરાય ક. ઠાકોર કહે છે તેમ તખલ્લુસો બીનજરૂરી છે અને ઠીક પણ નથી ખરૂં નામ આપવું જ બહેતર છે. ઊર્મિ પત્રનો કાવ્યાંક એ આવકારલાયક નવું પગરણ છે. એવા સાહસોની આપણે ત્યાં પૂરી જરૂર છે. એમ તો કવિતાના એક મુખપત્રની યે ખાસ જરૂર ઊભી છે. પરંતુ ધનાઢ્ય વર્ગની સહાયતા વિના એ થઈ શકે એમ નથી.

'પ્રજાબંધુ'વાળા શ્રી 'સાહિત્યપ્રિય' માને છે કે કાવ્યના એકએક ચરણાન્તે એકએક વિચાર પૂરો થવો જોઈએ – પછી એ વિચાર પૂર્ણ વિરામથી માંડીને અલ્પવિરામ લગીનો હોય. ઘણે અંશે આ ખરૂં છે, સ્વાભાવિક છે; અને ઘણે અંશે એમ બને છે પણ ખરૂં. છતા આ નિયમ અપવાદ વિનાનો નથી. એક વિચારને બીજા ચરણમાં લંબાવવાથી છંદનો લય તૂટતો લાગે, પણ વિચારનો લય તૂટતો જણાતો નથી—પ્રલંબ બને છે. વળી વિચારપ્રધાન કવિતાને એવી પ્રલંબ રચના અનુકૂળ થતી લાગે છે. અલબત્ત, એ રચના છંદાનુકૂળ અને વિચારાનુકૂળ સ્વાભાવિક હોય તો જ સારી: નહિ તો કૃત્રિમ બની જાય એવો ભય છે.

મુક્તકોનું વિશિષ્ટ સર્જન અને તેમનો પ્રચાર ઠીક શરૂ થયો છે. આને હું કવિતાનું સુચિહ્ન માનું છું. સંકીર્ણ શબ્દોનું અર્થઘનત્વ કવિતાનું લક્ષ્ય છે. તેનો આ પ્રથમ પદ-અર્થપાદ છે એમ સમજાય તો આ પ્રયોગ પછી કાવ્યના છુટા શ્લોક સ્વતંત્ર અર્થવાહી અને કાવ્યાનુરૂપ એક મેળ અર્પનારા થશે એમ સહેજે જણાશે.

× 'ઊર્મિ'ના કાવ્યાંકમાંની નોંધ જુઓ.

ગયે વર્ષે બાળકાવ્યોના સાહિત્યની ગણના કરી નથી, અને હજુ પણ એ ગણવા યોગ્ય શિષ્ટ પંક્તિનુ સર્જનતત્ત્વશીલ બન્યુ જણાતુ નથી. બહુધા અનુકરણના આચ્છાદને એ પોઢેલુ છે

છંદોમા 'પૃથ્વી'એ પોતીકુ અગ્રપદ સાચવ્યુ છે. અનુષ્ટુભ, ઉપજાતિ વંશસ્થ આદિ પ્રચલિત છંદો પર લખનાર વર્ગની હથોટી સારી બેઠી છે. પણ હવે પછી શુ ? એ પ્રશ્ન અનુત્તર છે. ગુલબંકી મર્યાદિત રીતે કામનો છે. શ્રી ખબરદાર રચિત છંદો, વનવેલી, રામ છંદ વગેરે તે તેના કર્તાઓ પુરતા ફળદાયી હશે, પણ પ્રચલિત બની સફળ થયા નથી. કવિશ્રી ન્હાનાલાલનુ ડોલન પણ એવુ જ ગેય ઢાળોનુ વૈવિધ્યે આવ્યુ નથી; તેમ 'ફ્રી વર્સ'નુ આયોજન પણ લાધ્યુ નથી. કવિતાવિકાસના આ પ્રશ્નો ઉકેલવા તરફ લક્ષ દેવુ આવશ્યક છે

૧૯૩૩ની કવિતા વિચારપ્રધાન રહી છે અને કવિઓના સ્વભાવ-ગાન તથા સંસ્કૃતિનું પ્રાકટ્ય એમ ઉભય એમા સમાધાન પામે છે એ આનદજનક છે. એમ છતા કવિતા બહોળા લોકસમુદાય સુધી પૂરી પહોંચી નથી. એમ હોવાના કેટલાક કારણો છે. લોકકેળવણી વધે, જનતા જિજ્ઞાસુ બને અને સાહિત્યપ્રિય થાય ત્યારે જ કવિતા સુવાચ્ય થશે ઊંચી કવિતા આવી કેળવણી મળ્યા સિવાય કોઈ પ્રજામાં લોકગમ્ય થઈ શકે નહિ; એટલે કવિતાને કે કવિઓને દોષ દેવો હાલ ઉચિત જણાતો નથી.

આપણી વર્તમાન કવિતા અંગ્રેજી કવિતામાથી પ્રેરણા મેળવે છે એ હકીકત છે. તોપણ ન્યાય ખાતર કહેવુ જોઈએ કે એમા ગુજરાતની સંસ્કૃતિના જીવનઆદર્શો પ્રતિબિંબિત થાય છે. કવિતા સ્વદેશી રહી છે એમ જ કહીએ. વળી બીજી ભાષાઓની કવિતામાથી પોતાને અનુરૂપ બને તેવી છંદ-માપરચના, શબ્દાવલિસંબંધો, લાલિત્યધારાની સમજ વગેરે લેવાની છૂટ દરેક ભાષાને છે. બંગાળી અને જાપાની કવિતાએ અંગ્રેજી સંગીતના ઢાળોનુ સુભગ મિશ્રણ કર્યું છે તે કાંઈ ખોટું નથી અને તેથી એ કવિતા અંગ્રેજી કવિતા બની જતી નથી. અને ખરુ કહીએ તો કવિતાનું સ્વરૂપ સઘળી ભાષાઓમા એક અને અદ્વિતીય છે.

કન્યાકેળવણીની સંસ્થાઓમા ભાષાના સાહિત્યને અને સંગીત, ચિત્ર આદિ કળાઓને પૂરતું સ્થાન છે, પરંતુ સાહિત્યના વિષયમા તેમજ

સંગીતની કળામાં ગુજરાતી કવિતાને મુખપદ મળે તો સ્ત્રીકવિઓની ઊણપ પૂરવાનો માર્ગ સુલભ અને સરળ બને તેમ છે. આપણે ઇચ્છીએ કે સંસ્થાધારીઓને હૈયે આ વાત વસે.

'કવિતાને પોષો' એમ કહેવાનું ગુજરાતની પ્રજાને હજી ય શું બાકી રહે છે? પ્રભુ આપણા ગર્ભશ્રીમાનોનું અંતઃકરણ જાગૃત કરો અને તેમને ઉદાત્તચરિત બનાવો એટલી પ્રાર્થના.

દેશળજી પરમાર

## एकोऽहं बहुस्याम्

જ્યોતિ શૂન્યે, દિશા શૂન્યે, કાલાતીત મહા તમે
યોગનિદ્રા થકી જાગી એકલા વિભુ નિર્ગમે!

ઘૂમે બધે તિમિર ઘોર કરાળ કાળે,
રાત્રિ નહિ, દિવસ ના ધબકે ન કાળે!
એકાન્ત નીરવ બધુ, નહિ જ્યોતિ હાસ્ય,
એકાકી મૂક કરતો વિભુ મન્દ લાસ્ય!

ત્યાં एकोऽहं बहुस्यांનું સ્વપ્ન મંગલ મંજુલ,
જાગતું વિભુને હૈયે પ્રશાન્ત સૌમ્ય નિર્મલ!

એ સ્વપ્નના ઉર થકી પ્રગટી હુતાશ,
કંપાવી તે તિમિર ઘોર કરે પ્રકાશ!
ને શૂન્યનું ઉર તૂટી પડી ખંડ ખંડ
સીમા ઉગે ગગન શબ્દ ઘૂમે પ્રચંડ!

તમરૂપ હતો પૂર્વે, જ્યોતિ રૂપ બન્યો પ્રભુ!
નિહારિકા ઉરે ખેલે રાસલીલા નવી પ્રભુ!

(૨)

છલછલ છલકે તે તેજનો ભવ્ય સિન્ધુ,
ત્રિભુવન ભરી જાણે ખેલતા કોટિ બિન્દુ,
અગણિત રવિ જન્મી ઘૂમતા તેજ–ફાળે,
ગ્રહ ઉપગ્રહ જાગી ઝૂલતા વિશ્વ–ડાળે!

તારાઓના વનો ડોલે, વચ્ચે મંદાકિની વહે,
એકમાથી અનેકોની લીલા તે વિકસી રહે!
તણખા સૂર્યના ઊડી જન્મતા વસુધા ગ્રહો,
વહ્નિની ઝુંડ ઝાડીમા ફુટતી પ્રાણ કૂપળો!
પ્રથમ સર્જનની તે ભવ્ય જ્યોતિ નિહાળી
પુલકિત વિભુનેણે હર્ષના રેલ ચાલી!
મૃદુ નયન-સુધા તે દિગ્દિગન્તે વિરાટે
ઝરમર વરસે એ નર્તતી પૃથ્વી પાટે!
આનન્દઘેલી પૃથ્વીએ અબ્ધિનુ ધરી દર્પણ
નિમન્ત્યા વિભુને હૈયે ગુજીને સ્નેહ સ્વાર્પણ.

(૩)

ઉલ્લાસે વસુધા કેરી આખમાથી સુધા ઝરે,
બુઝાવી વહ્નિ-જ્વાળા તે સોહી રૂડે વારિ-અંબરે!
ઘેરા અબ્ધિ તણા પ્રશાન્ત ઉરના વારિ તણા દર્પણે,
જોતા વિષ્ણુ પ્રફુલ્લ આત્મ-પ્રતિમા આનંદઘેલા બને;
ચારે હસ્ત પ્રસારી સાગર પરે ઉષ્મા કરી શાન્ત તે
નિઃસીમે રમતા વિરાટ ઉરમા લ્હેરો નવી થનગને!
જન્મ ને મૃત્યુને ભવ્ય હીંચકે ઝૂલતા પળે
મત્સ્યાવતાર રૂપે તે સ્વયંભૂ પૃથિવી પરે!
નાચે સિન્ધુતરંગ ઇન્દુ મલકે નાચે દિના ને નિશા,
જાગે નર્તન પ્રાણ ગાન મધુરા જાગી કરે સૌ દિશા;
એક કૈ બનીને અનેક રમતા વિશ્વેશ પાછા તહીં,
સ્વપ્નો દિવ્ય નવાં નવા ઉર ઝીલી હર્ષે ગજાવે મહી.
તરંગ જાગતા મોટા સિન્ધુને ઉર હર્ષના,
વીંઝી જોજન શુ પુચ્છ કરે કૈં મત્સ્ય ગર્જના!

(૪)

ના ચહે વારિ કેરા જ ઘેરાં ગાન વિરાટ તે,
માડે સ્વપ્નભરી દષ્ટિ દૂરદૂર ધરા પરે.
સ્મિતે ભરી તે મુદિતા વસુન્ધરા—
ઉરે સ્ફુરે કોમલ સ્નેહના ઝરા!

પળે પળે તે વિભુને નમે લળે,
તટે તટે ત્યાં પ્રભુ કૂર્મ થૈ ફરે!
ઘડીમાં તટ પે નાચી ઘડીમાં ડૂબતા જળે,
કૂર્મ તે સ્નેહની ગાઢે અબ્ધિ ને ભૂમિને જડે!

યુગો યુગો એમ વહે અને બને
અનેક ત્યાં એક થકી ક્ષણે ક્ષણે,
પ્રફુલ્લ, રોમાંચ થકી તૃણે તૃણે
ધરા નવી સોહતી શ્યામ અંચલે!

યુગો, કલ્પો ઊગે ડૂબે મત્સ્ય કૂર્મ ધરા ભરે,
કન્દરા ગિરિઓ જાગે પૃથ્વીની વેલ પાંગરે!

(૫)

સિન્ધુમાં ને તટે ખેલી ધબકંતા ઉરો સમા,
ધરાનાં ગિરિશૃંગોને ઉલ્લાસે વિભુ ઝંખતા.

વરાહ બનીને વિરાટ જગ તોળતા દંતપે
ગજાવી ગિરિગહ્વરો વનવનો પળે ભૂ પરે!
નિહાળી અતિ ભવ્ય તે હરિતણી નવી મૂરતિ
ઉઠે ચનગની ધરા, ચકિત વ્યોમગંગા થતી!

ચાલે ત્યાં તો ખરીમાથી પ્રાણના તણખા ઉડે,
વરાહ ગર્જના ઝીલી આનન્દે ધરતી ડૂબે.

સ્ફૂરે, વિકસી ત્યાં રહે જડશિલા ઉરે સ્પન્દનો,
ઊડે ખીલી કરોરમાં મૃદુ ફુલો, અને વન્દનો
કરી વિટપ સૌ ધરે વિરલ અર્ઘ્ય, ને વ્યાપતી,
ધરા-વદન લાલિમા મૃદુલ સ્નિગ્ધ મુગ્ધાતણી.

ધરતીને ઉરે કેડી છવછવનની પડે,
યુગયુગો સુધી ભોમે વરાહે હરિ સંચરે!

(૬)

પ્રચંડ ને વિશાળી તે કાયા ભવ્ય વરાહની
ધીમે ધીમે કરી નાની વિભુ લીલા કરે નવી.

નૃસિંહ રૂપે અવતાર ધારી,
નખે મહા દિવ્ય પ્રભા જગાડી,
પ્રલ્હાદ કાજે—મનુજન્મ કાજે
વિરાટ તે બદ્ધ થતો જ આજે !
નૃસિંહ ઘૂમતા ભોમે ઉભા સન્ધ્યા, દિવા નિશા,
હૈયામા નીગ્વે સૂતી જાગવા ઝખતી ગિરા
પ્રચડ શબ્દો નભને ધ્રુજાવે,
દિગન્ત હૈયે લહરો સ્ફુરાવે,
વને વને કુજલતા ગુહામા
નૃસિંહ વ્યાપે સઘળી દિશામા !
છોડીને શૂન્યની શય્યા વહ્નિ ને વારિમા રહી
પૃથ્વીને પાટલે બેની ગુહામા વિભુ રહે વસી !

(૭)

દેહ ધરી જ લીલામા ખેલતા વિભુને ઉરે
સૂક્ષ્મ ને કોમળે તત્ત્વે બધાવા કામના સ્ફુરે !
વિમલ ઉજ્જ્વલ કૌમુદી રેલતી,
વનવને સુતી મજરી લ્હેરતી,
પશ્મિને વસુધા મુદિતા ઝૂલે,
નયન વામનના નમણા ખુલે !
વિજન તે ધરા એકે, ઘેરા ગીચ વનેવને,
ધરી વામનનુ રૂપ મનુજે હરિ સચરે !
મનક ડગ ગાઢ તમે ભીને,
મન તણી નવી જ્યોત જગે વહે !
જગ–ઉભા મનુમોદ–સુધા ઝીલે,
દશ દિશા પવિત્રા છલકી રહે !
ક્યા તે વિરાટ કાયા ને ક્યા તે નાજુક માનવી ?
વામને કલ્પ કલ્પાન્તે પ્રભા પુન ઝગે નવી !

(૮)

દતને નખને ધ્યાને પરશુ કર ધારતા,
પરશુરામ રૂપે તે પૃથ્વી પે હરિ રાજતા

કલ્પના વિકસતી પળે પળે,
અસ્ત્ર શસ્ત્ર યુગ આદિ તે ઝગે;
ચેતનાદ્યુતિ સમા સ્થળે સ્થળે,
ગોત્રબદ્ધ મનુજો ઘૂમે જગે.
પ્રતિબિમ્બ મહીં મોલો શ્રમ ડૂબ્યો પછી નહીં,
વિકાસ-પન્થ શોધીને નવા નવા રમે હરિ –
કુંજકુંજ સરિતા તટેતટે
ઘૂમતા પરશુરામ ભૂમિ પે;
આદિ તે તિમિર કંપતું નભે,
પૃથ્વીની પરશુએ પ્રભા દીપે.
દિને દિને વધી ફાલી માનવી-વેલ મ્હોરતી,
પરશુરામને સાદે ધરિત્રી આખી ડોલતી.

(૯)

સ્ફુરતિ પરશુની વાધે વિકાસ ઝંખતી રહે,
તેજના પુંજ શા રામ શિવધનુ કરે ગ્રહે!
સ્નેહ-જ્યોતિ વિધુ-વદન તે રામ ઉલ્લસ મંત્રે,
છૂટાંછૂટાં મનુતનુજને ગૂંથતા એક તંત્રે!
પૃથ્વી-હૈયે યુગયુગ સૂતી વિશ્વના સ્વપ્ન જેવી,
સીતા જાગે, કૃષિપુલકિતા જાગની ભૂમિદેવી.
ગોત્ર, કુટુમ્બ ને ગ્રામો, કૃષિ સંસ્કૃતિ ખીલવી,
રામચંદ્ર કરે સ્થાયી ભમતાં નિત્ય માનવી!
અબ્ધિ હૈયે કુસુમ સમ કૈં પથ્થરોને તરાવી,
ખંડેખંડે વિચરી કરતા રામ તે વીર્યશાળી.
કાન્તારોમાં, વિજન પથમાં, સંસ્કૃતિ-દીપ-માળા,
ને સૌંદર્યે ધરતી વિલસે જેમ કો મુગ્ધ બાલા!
વાલ્મીકિ રચતા પ્હેલું વિશ્વનું કાવ્ય ઉજ્જ્વલ,
સંસ્કૃતિની ઉષા શોભે જાગતી દિવ્ય નિર્મલ!

(૧૦)

સમાજસ્થાપના કેરું પ્રભાત વિલસે જગે,
મુક્તા-પુંજ ઉરે જાણે ઊર્મિલા કૌમુદી ઝગે!

ઝુલે વ્યોમે ઊંડે કમલ સમ જાણે નવ શશી,
રહે વા જે રીતે શરદ નભમા સ્વપ્ન વિલસી,
સ્ફુરે એવા ગાનો ઉભય યમુનાતીર ગજવી,
બજે બંસી ઘેરી મુદિત નીરખે કૃષ્ણ પૃથિવી !
કલા ને કવિતા જાગે, જાગતા ગોપગોપીકા,
ગીતાના ગાનમા ઝૂલે વિશ્વની મુગ્ધ રાધિકા.
રમી ચક્રે શંખે ત્રિભુવન ભરી ચેતન થકી,
ગણો ને રાજ્યોના ગગનભરતા ઘુમ્મટ રચી,
રમાડી ગોપાલો નગરજનને મુગ્ધ કરીને;
જગાડે બંસીથી નિશદિન ઘૂમી કૃષ્ણ મહીને !
મહાભારત કેરૂં તે વ્યાસ કાવ્ય રચે મહા,
જગને અન્તરે સોહે કૃષ્ણની ભવ્ય તે પ્રભા !

(૧૧)

વહે ઘેરાં ગાને છલ છલ થતી જીવનનદી,
રહે કુંજે કુંજે મૃદુ મનુજને શ્વાસ પમરી;
ધનુષ્ય, કે શંખે ભરી જીવનથી બાલ વસુધા,
ત્યજી શસ્ત્રો અર્પે હરિ હૃદયની મંગલ સુધા.
વહે વ્યોમે રેલી પ્રણય–અમૃતે દેવ–સરિતા,
સ્ફુરે ભોમે દિવ્યા હૃદય–અમૃતે સ્નેહ–કવિતા !
જુએ, જાગે, વન્દે સકલ વસુધા ભક્તિ મુદિતા,
દિશા ગાજે ગાને ઉરઉર ઝગે બુદ્ધ–સવિતા !
અહો ! વિશ્વે કેવી પરમ વિભુની જ્યોતિ નીતરે !
· બધાં પંખી પ્રાણી મનુઉરતટે આવી વિરમે !
મહા તેજે ભોમે મનુજ તરણી શાન્ત સરતી,
ભુલાવી બેદો સૌ વિચરતી ગિરા શાક્યમુનિની;
માનવીમાનવીઓ ને માનવેતર જીવની.
બન્ધુતાની ઉષા ભોમે બુદ્ધને વદને ઝગી !

(૧૨)

સ્નેહ સૌન્દર્ય ને શાન્તિ વિશ્વમંધ તણાં સ્ફુરે,
સ્વપ્નો કે ભાવનાબીનાં સ્વચ્છ માનવના ઉરે !

બ્રહ્માંડે કલ્કિ કેરાં નયન અમૃતથી પ્રાણના ધોધ છૂટે,
ખંડેખંડે પ્રચંડા મનુજ–સરજી તે ભૂમિની પાળ તૂટે;
વ્યાપે વ્યોમે દિગન્તે અણુઅણુ ભરતી કલ્કિની ભવ્ય પ્રજ્ઞા,
નક્ષત્રો ને ગ્રહો સૌ ચકિત બની જુએ સૌમ્ય તે જ્ઞાનમુદ્રા !
પ્રજ્ઞા તણો ઝગે ભાનુ કલ્કિ અવતરે જગે,
અન્તર્દષ્ટિ બની લોકો તેજના પુંજમાં રમે !
લ્હેરે, ચોપાસ લ્હેરે, અણુઅણુ ધબકી કલ્કિ રૂપે વિરાટ,
પ્રજ્ઞાના કોટિ સૂર્યો ઝળહળ ઝળકે પ્રાણનો શાન્ત ઘાટ !
ડોલે બ્રહ્માંડ ડોલે, નિશદિન છલકે પ્રાણને સિન્ધુ ગાને,
લીલા અંકે શમાવી હરિ હૃદય–તૃષા બીડતા નેત્ર ધ્યાને !
લીલા પૂર્વે મહા શૂન્યે તમ રૂપ હતો પ્રભુ,
લીલા અન્તે મહા છન્દે પ્રજ્ઞારૂપ બન્યો વિભુ !

( કુમાર ) 'સ્નેહરશ્મિ'

---

## યુગદ્રષ્ટા

( સ્રગધરા )

**વાલ્મીકિ** કુંજે ને પુષ્પપુંજે, ગિરિવરકુહરે, નૂપુરે નિર્ઝરોનાં,
સિન્ધુસ્રોતે પ્રચંડે, જલધિજલતરંગે દિશા–અંતરાલે,
પંખીગાને સૂરીલે, વન–રણ–ગગને, તારકાચન્દ્રસૂરે,
સન્મંત્રો ગુંજતા'તા સરલ શુભ સ્વયં સૃષ્ટિને બાલ્યકાલે.
ત્યારે વીણા જગાડી જનકુલ ભમિયો વાલ્મીકિ તું રસર્ષિ,
ક્રૌંચીની આર્ત ચીસે તવમૃદુ હૃદયે શોક શ્લોકત્વ પામ્યો;
કલ્યાણાર્થે જનોના ઉર શુભ જગવી ભાવના ભદ્રદર્શી,
દ્રષ્ટા ! કારુણ્યમૂર્તિ ! તવ કવનરસે વિશ્વનો તાપ વામ્યો.
તેં ગાયાં રામસીતા, મનુહૃદય તણાં ભવ્ય દૈવત્વ સ્થાપ્યાં,
ઘોળી ભીડી કુટુમ્બી જગકુલની વ્યવસ્થા તણાં મૂલ્ય માપ્યાં;
તારી વીણા હજી યે ઉરઉર રણકે દિવ્ય ભાવાર્થભીની,
પોષે પીયૂષપાને કલકલ ઝરતી કાવ્યગંગા યુગોથી.
તેં સન્તો રામ કાવ્યે, કવન તવ ઝર્યું વા મહાવીરપાદે,
કો જાણે ! કિંતુ વિશ્વે ઉભય અમર છો અંતરે ઊર્મિનાદે.

**વ્યાસ** મેરૂ મોટે વલોણે જલધિજલ વલોવ્યા પુરા રત્ન કાજે,
દેવોએ દાનવોએ, અદ્ય કુટિલ યુદ્ધે વલોવાઈ એવી
ચડી આર્યપ્રજાઓ, મનુકુલ પસર્યાં ઉષ્ણ હાલાહલો,
મૃત્યુવેગ પ્રણાશે સુખરૂપ પ્રગટ્યો'તો અમીકુંભતારો.
કાવ્યે સીંચ્યુ મહાભારત, યુગ ઇતિહાસે ભરી ભવ્ય ગાથા !
આત્માના મથનોમા સમર ઉપડતા દેવ ને દાનવોના,
હૈયે હાલાહલો જ્યા વિકટ પ્રસરતા, ત્યા અમી કાવ્ય કેરા
તારા મીઠા ઝરે, ને અસુર શુ લડવાને નવી શક્તિ દેતા.

તે ગાથા સર્વ ભાવો, પ્રબળ હૃદયઆવેગ ગાયા વિગટ,
જોયો તે કાળકાંઠે નૃપતિકુલવ્યવસ્થા તણોધ્વંસઘાટ;
તારો ઘેરે વિશાળો દિશદિશ ભરતો ગર્જને કાવ્યસિંધુ,
મોજાં સ્પર્શ્યાં ન એવું નવ કંઈ જગતે, તારૂ ઉચ્છિષ્ટ સંધુ.
બ્રહ્મર્ષિ ! દિવ્ય દ્રષ્ટા ! અમર યુગની મૂર્તિ ! સ્થિતપ્રજ્ઞ યોગી !
ગીતા ગાનાર ! તે તો મનુજઉરવ્યથા ગાઈ સર્વસ્વ મોંઘી

**ભાવિ દ્રષ્ટા** સંસારે સર્વ રાજ્યો ડગમગ કરતા યુદ્ધવંટોળ ઘૂમ્યા,
મૂર્છા પામી સ્વહસ્તે શતશત જખમે સંસ્કૃતિ બનઘેરી,
લોકોના શાસનો યે કરપીણ ઘટનાના શક્યા એહ ખાળી;
ત્યા ફૂટી પ્રેમભીની અમૃત નીગળતી ભારતે વીરડી આ
માગે છે આજ ત્રીજો ભરતકુલકવિ પ્રૌઢ વાચસ્પતિ કો,
આવા કોલાહલે યે જગતહૃદયનુ દિવ્ય સગીત જોતો,
રાષ્ટ્રોનુ ઐક્ય ગાતો, પ્રતિજન ઉર માનવ્યનો દિવ્ય દ્રષ્ટા,
ને ભેદોમા અભેદે નિશદિન રમતો શાંતિનો સ્વપ્નસૃષ્ટા.

મોંઘી સ્વાતંત્ર્યકૂચે કદમ ઉપડતા પ્રેમઉન્માદ જગે,
ફૂદે ભૂખ્યા, દબાયા, પતિત, દલિત સૌ મુક્તિઆશે ઉમગે,
પીવાએલા જનોની સુકરણ કથની શબ્દનો દેહ માગે,
પ્રેમે શૌર્યે પ્રજાના હૃદયઝરણનુ મૂક સગીત જાગે.
એવે વીણા ભરીને જગતવ્ય વહવા, વિશ્વમાગલ્ય ગાવા,
જ્યા હો ત્યાથી ધરા પે અવતર કવિ ઓ મુક્તિભાનુ વધાવા !

(કુમાર) ઉમાશંકર જોષી

## માગું આશિષ

(સ્રગ્ધરા)

'સૃષ્ટિનાં હીર બાળી ઉછળી ઉભરતા ઘોર દાવાનળોને
હૈયામાં હું સમાવું; અણુ અણુ અરપી એહના દાહ ઠારું
એવું જો કોઈ ઇચ્છે મનુજ, સ્વપ્ન એ શેં ગણીને ઉવેખું ?
જાણું એવું બન્યું ના, નવ પણ બનશે, તોય વાંછી રહું હું.

મારી નાની મતિને બહુ બહુ મથતો વારવા તાત ! તો યે
લીધાં સ્વપ્નાં ન છોડે, શિશુ હઠ મહીં એ આભને બાથ ભીડે.
તારી ઇચ્છા વિના ના પ્રગટ ઋત થતું ને અસત્ ના પ્રજાળે,
રે ! જાણું તો ય શાને લઘુમતિ ચઢતી સ્વપ્નની સિદ્ધિ ચારુ !

વિશ્વોના કૈંક ગોળે અણુતમ પૃથિવીનો અણુ માનવી કો,
ચાહે સૃષ્ટિતણા સૌ ક્રમ જ પલટવા એ અહમ્‌નો પમારો.
એ સત્ત્વે સાથ દેતા લગીર પણ પ્રભો ! થાય જો દ્રોહ તારો
આત્મા ને ઇન્દ્રિયોના સકળ ગણ મથી એક તુંમાં ડુબાડું.

ને એ ભક્તિથી રીઝે તુજ ઉર કદી તો માગું આશિષ માત્ર,
કે પેલા માનવીની સફળ કર વિભો આશ, શી ખોટ તારે ?

(કુમાર) **રતિલાલ શુકલ**

---

## શૂન્યશેષ!

( પૃથ્વી )

નહિ ! નહિ જ પાલવે શયન પાંશુ પે પાશવી
ખરી, ચરણ, ડાબલા મલિન સ્પર્શ મેલી બની:
ઉભીશ અવરોધતો ગગનચુંબી પ્રાસાદને
શ્રીમંત મુજ વૈભવે, ધનકુબેરના નાદને:

ન તો ય પરિતૃપ્તિ; સપ્ત જલસાગરે ગાજતા
નવે નવ દિશે પે, ભૂ પે, સકળ લોકમાં રાજતા

જહાગીર મહાન કો ભરખ-જ્વાલા-જ્વાલામુખી,
તણે મુખ વિરાજીને ગગનને ભરુ હું મૂકી :

અહો, તરલ ધૂમકેતુ ય, નિહારિકા, તારલા,
મુકુટ સમ રાજતા મહત માનવી હું શિરેઃ
પ્રદીપવિચિમાલ્યશી સુરસરિતની મેખલા
વિરાટ મુજ દેહની કટિ પરે પ્રભા વીફિરેઃ

હવે તુ કર-આમણુ ! ઉછળીતો તને ઝાલવાઃ
પિતા મુજ પદે પડયો ? મલિન પાશુ પે ન્યાળવા
તને શરીર આ વિરાટ મુજ આજ આડું ખડું !

(કુમાર) કૃષ્ણલાલ શ્રીધરાણી

## પૃથ્વી

(પૃથ્વી)

સમાધિમય શૃંગથી, જટિલ વારિ વંટોળથી
અને કડકડાટથી-ગગન વીજળી વેદના
વિરાટ પછંદ મેઘ નભ ભેદતી ગર્જના—
પછાડ ધુધવાટથી, જલપ્રપાત અંગોળથી,
શિલા ત્રુટિત કાગરા-નવીન ભોમ રગોળથી,
મહા ભીષણ કોપ જ્વાલતણી તીવ્ર સવેદના
પછી ખળખળે નદીજલ પયોધિમા નિત્યના,
સુખે ગિરિવરે જતા સૂરજ-વાયુ ઢઢોળથી.

અને કુદરતે જ તેમ વળી માનવી જીવને
અનંત ઘટમાળ એમ, રસયુદ્દની ક્રોધ ને
ભયાનક કરણ રૌદ્ર શુચિ પ્રેમ ને વીરતા
પછી પરમ એક શાંત રસ ઊર્મિ સ્થાયી થતાં,
અનંત યુગથી વહે જીવન કાવ્યમા યે રસે
વિલંબિત ગતિ સ્ફુરે, મનન એક પૃથ્વી વિષે.

(કુમાર) ચન્દ્રવદન મહેતા

## મૃત્યુ

(સ્રગ્ધરા)

કંપે છે વજ્ર કાયા જગત પગ તળે છૂંદનાર વીરોની,
લક્ષ્મીના લોલ નેને ગર્જતી દિનભૂખ્યા નદ આક્રંદી ઊઠે,
ગંગાનાં નીર જેવી સુભગ કવિ તણી કાવ્યધારા વિરામે,
રે ! તારા નામમાત્રે ભડ બીરુ બનીને સ્થિરતા ત્યાગી એમે.

શું છે તારી સ્મૃતિમા ? અકળ અણુકથી ક્રુરતા પાર્ષદોમા ?
કેવા છે ઝેર નેને ? અગર ગજબ છે કેવું તારું સ્વરૂપ ?
છે તારા જૂથમા શું મનુજ ભરખતી, રચતી રક્તસ્નાને,
મુંડોની માળગૂંથી, શિવ રીઝવતી કો ભૈરવી જોગણી કે ?

ના ના, ભૂલ્યો; નથી કૈં; મનુજ અબુધની લાયમાથી ભરેલી,
હલારી કલ્પનાના અગણિત ચીતર્યાં સ્વાર્થીલા સૈ તરંગો.

ટાળીને પાપણો આ, કુસુમ કળી સમા કુમળા હાસ્ય વેરી,
તારે ખોળે મધુરા નભપરીસપના સેવતા બાળ પોઢે,
રંકો ને રાય કેરા કુટિલ જગતના કૈં કલંકો અનામી,
હર્ષોન્માદો વિષાદો જય-અજય તણા ભાવના વાયુ ઝેરી.
વાગે સૌ તારી કુંજે; અમર જીવનના કિન્નરી ગીતગુંજે.

સત્ત્વોના સાર જેવા પરમ પ્રિય પિતા ! થાકી નેનો મીચું હું,
ઇચ્છું ત્યારે મને યે શિશુ સરલ ગણી પ્રેમથી અંક લેજે.

(કુમાર) **ચમનલાલ ગાંધી**

---

## રાત છેલ્લી

જે ભૂમિના રજકણ કણે દેહ મારો ઘડ્યો આ,
પોષ્યાં જેનાં હૃદય પીયૂષે દેહદેહી, પ્રિયે, આ:
થાકીપાકી શ્રમિત ઢળતા પાપણો નીંદ ખોળે
પોઢાડંતી ફૂલપરિમલો પાથરી, જે હિંચોળે:

એ ભૂમિના વરસ વસમા વીતતા, વ્હાલી, આજે,
એના લૂટી રસકસ ગુમાને ઉભો શત્રુ ગાજે:
એનું મોઘું ઋણ ચુકવશું મુક્તિના જંગ ખેલે
કાલે, ને આજ તેથી મુજ તુજ ગણવી, વ્હાલી, આ રાત છેલ્લી.

વ્હાલી, જો આ અજબ પ્રભુના સૃષ્ટિસૌન્દર્ય મોઘા,
જો, કેવા આ અમિત ઉછળે, મુક્તિનું ગાય ગાણું
સિંધુમોજાં, નભથી નીતરે કૌમુદી, ભવ્ય ટાણું:
ગુંજે શબ્દો શ્રવણપુટ 'ના જગના રંગ સોધા'
યોગી જેવા લીન હિમગિરિ જો પડ્યા ધ્યાનમગ્નઃ
પોઢી સૃષ્ટિઃ જળથળ પ્રવાસી પડયા નીંદખોળે
જાણી ઉગ્યા અકળ વિભુ સૌન્દર્ય શું રાસ ખેલે:
પી લેજે પાપણોથી હૃદય ધબકતે છેલ્લું સૌન્દર્યલગ્ન.

ચાલો પાછા નવ પ્રહર પૂરી હશે રાત્રિ બાકી,
લ્યો સંભાળો કર તમ સુકાને લઉં હું હલેસાઃ
કે'તા પાછી સરર સરતી નાવ વાધી અગાડી,
આવી પ્હોચી તટ સમીપ એ હાંફતી થાકીપાકી.

ત્યાં દૂરેથી રણતુરી તણા સૂર કાને પડ્યા ને,
'ચાલો' કે'તાં કર લીધ કરેઃ આંખ ચોળી ઉતારી'
એતો જાણે હિમટગ પડ્યો' ના જરી હાલીચાલી.
મારી, એની અને શું જગત સકળની એ હતી રાત છેલ્લી ?

(ઊર્મિ) 'જનમેજય'

---

## સ્વપ્નસરોવરે

સરોવર તણાં તીરે સુહાગી વનદેવતા,
પીગળી પડતી જાણે વેણુનાદે વસન્તના.

પતંગ ત્યાં તોરણ તેજ કેરાં
મેંદી તણે સૌરભસૂત્ર ગૂંથે,
ને પૂરતી સ્વસ્તિક ચન્દ્રિકાના
ઉલ્લાસઘેલી મૃદુ માધવથી.

ત્યા ભૃંગનાં ગુંજનના સતારે
તરંગ ધીમે નિજ તાલ આપે;
ધીમે તહીં કોકિલ મત્ત કોઈ
કૂજી રહી પંચમ સૂર રેલે.

પ્રફુલ્લ ત્યાં પુષ્પતણા પરાગે
પ્રમત્ત ધીમે પદ વાયુ આવે,
ને .મુગ્ધ મીઠી સરપોયણીને
અચિંતવી વૃક્ષ વિશે સમાવે.

ધીમેથી એની ઉરપાંખડીને
ખોલી, ભરીને સ્મિત નેણ એને
મૂંઝાવતો ચશ્રશ ચુમ્બનોથી,
રીઝાવતો ચાટુશ તે પ્રિયાને.

અનીશ એના અભિરામ અંગે,
રોમાંચ કેરી લહરી પધારે;
ઉત્કમ્પ પામે મૃદુ મુગ્ધતા ને
બીજી પળે એ રસલીન થાયે.

ઘેરી વળે કો મધુમોહ એને,
ઢળી પડે લોચન લોલ એનાં;
કરે અનોખી રમણીયતા એ,
ઘડેલ જાણે સ્મરનાં સ્મિતેથી.

ઢળી પડે એ સરસેજ માંહી,
બીછાવી જ્યાં ચાદર ચાંદનીની;
ગૂંથી દીધાં તારક-ચન્દ્ર કેરાં,
સહસ્ર જ્યાં સૌરભપૂર્ણ પુષ્પો.

નિષેધની નિર્બળ યુક્તિઓ સૌ
સિત્કારના સૂર વિશે સમાય,
ને એ ભળી કુજનધાર માંહે
વસન્તના વેણુરવે લપાય.

*

વિલોકતી લોલ વિલાસ લીલા,
બેઠી હતી હું સરતીર ત્યારે;
ન જાણ્યુ શેણે પણ પાપણે ત્યા
ડળી રહ્યા બે જલબિન્દુ મારે.

ભરી ભરીને ઉર બંસરીમા,
લસી રહ્યો'તો રસરાજ મત્ત;
મારે ઉરે તેમ લસી રહ્યા'તા—
નહીં કહું—જાવ; લસ્યું ન કોઈ!

કુમાશથી ત્યા કર બે અચિંત્યા,
દાબી રહ્યા લોચન આર્દ્ર મારા;
રોમાચ મારે તન પાગરેલા
એ પારખી સ્પર્શ ગયા ઘડીમા.

"જાણી ગઈ હું તમને, રહોને,"
લવી રહી' ને મુજ નેણ ન્હાળે
નિર્વાણને આતમના, સુધાને
સંતપ્ત આ એકલ ચિત્ત કેરી.

રણઝણી ત્યા ઉરતાર મારા
રહ્યા તમારા પદના રવેથી,
વસન્તની મૂર્ત વિલાસ શોભા
જેની અધીરી ગતિમા વસી'તી.

સ્મિતો સજીને અધરે અનોખાં,
ઉભા તમે વલ્લભ, શી છટાથી!
શૃંગારનાં કામણ મોહનો સૌ,
વસ્યા તમારી ચખબેલડીમાં.

સમીપ ઊભા પ્રિય, તોય હૈયું
અનીશ છાંડે નિજ મૌગ્ધ્યને ના,
સર્યું જ ના સ્વાગતવેણુ એક,
સ્ફુરીય કે ના સ્મિતરેખ આછી.

નિવારવા ક્ષોભ મથી રહી ત્યાં,
ભીડી જ દીધી ભુજપિંજરે ને;
વૈયાત્યથી માર્દવ અંગકેરું
મર્દી રહ્યા મોહન, મારૂં કેવું!

સમાધમાં વિકસતા સરે ને
સૌભાગ્યભાવે વિરમે વ્યથાઓ,
આનન્દની એક જ રેખ જેવાં
બની જતાં ગાત્ર અચેન મારાં.

ને મૌગ્ધ્યની કૂંપળકોમળી શી
પ્રફુલ્લ મારા અધરે તમારી
જડી તમે ચુંબનમ્હોર દીધી,
ઉન્મત્ત કોઇ અતિદંશ જેવી.

"હુંહું, ખસોને, કપમ આમ" મારી
જીભે સ્ફુરે કૈં પ્રતિષેધ વાક્યો;
પરંતુ આ શું? સહુ એ સરે ક્યાં?
દુર્દૈવ મારાં! જડ જાગૃતિ રે!!

વિક્ષેપને સાગર વીરડી, ને
તારાકણી એક તમિસ્ર માંહે,
એને ન જો સ્વપ્ન કરી રહે તો
રહી જ કૂડી વિધિવક્રતા ક્યાં?

એ પૂર્ણિમાઃ એ પ્રિયસ્પર્શઃ ને એ
અનન્ય આનંદ તણી સમાધિઃ
નિસર્ગનાં લાસ વિકાસકેરાં
છો આથમ્યાં જાગૃતિનાં તમિસ્ત્રે.

છતાં ય એ એકનરેખ ચારુ
હજી ય મારા અધરે રમે છે;
ને ન્હાળું તેને તવ પાગરે છે
હજી ય રોમાવલિ અંગ મારે.

(ઊર્મિ) **મનઃસુખલાલ મ. ઝવેરી**

---

## પથ્થરે પલ્લવ

( ઉપજાતિ-વંશસ્થ-વસંતતિલકા )

પળે પળે પ્રાણ નવા પ્રફુલ્લતી,
નવી નવી નૂતનશ્રી વિકાસતી,
વર્ષા જહીં જીવનવૃષ્ટિ સીંચતી,
પૃથ્વી પરે જલધરે હું સુકાઉં ત્યાં કાં ?

આ આભ ખાવી ઉરને ભરીને
લચી રહ્યું ગર્ભિણી ગાય જેવું,
તે સીંચતું વત્સલ ઊર્મિધારા
દૂઝે શું ઋસ્નગ્ધ જગજીવન કામધેનુ !

વસુન્ધરા આ અભિષિક્તદેહા,
મહાકુલોની જનની ઋતંભરા,
પ્રત્યગ એ પલ્લવ પુષ્પ ધારતી,
ધારે વિશાળ હૃદયે ઊગતી વિસૃષ્ટિ.

ધરાતણા શષ્પ અનેક શસ્યો,
પ્રફુલ્લ દેવો તણી ભેટ આ જે,
ચરી ચરી ગોપશુ દૂઝતા વધે,
ધાન્યો લણી મનુજ જીવનપથ ખેડે.

સમુદ્રથી અભ્ર, તહીંથી વર્ષા,
વર્ષા થકી ગર્જ અખૂટ ધાન્યના,

ગૌદ્રુધથી, ધાન્યની વાનીઓથી;
પુષ્ટિ ગ્રહી પ્રગટ માનવ ત્યાં થઉં હું.

હું માનવી સર્જનઅદ્રિ કેરી,
ઉત્તુંગ ટોચે અણજોડ ઊભું,
નિષ્પ્રાણ, નિષ્પલ્લવ શો રહી શું
જાઉં રુંધાઈ ધવલા હિમથી વિઘાતી?

ઝરંતી ધારે નવલક્ષ વર્ષો,
ભીંજાય પૃથ્વી, પલળું ય હું ત્યાં,
ખીલે બધાં ને કરમાઉં હું કાં?
મૂંઝાવતા હૃદય પ્રશ્ન ઉઠે તડૂકી.

શું ટોચ તો માત્ર નિહાળવાની?
કે વીજળીધા ખાઈ તૂટવાની?
શું પથ્થરે પલ્લવ બેસશે ના?
શું ફૂટશે અવર કૈં નહિ માનવીથી?

(કુમાર) સુન્દરમ્

## પ્રભુના પગલાં

જાડી જાડી ભલે જેલની ભીંતુ, તેથી જાડું મારું ઉર;
તેજથી પાતળી કાય પ્રિ'તમની કેમ તે રે'શે દૂર?
રગે રગ વેણુ વાગે,
રુંવે રુંવે આરતી જાગે.

બારણે બંધુકધારીની ચોકી ને અંતરે મલમેવાણ;
પવન બિચારો ન પેસી શકે, પણ પ્રિ'તમના પગરાણ.
કોઈથી ના વરતાયે,
ઉંચાનીચ છોને થાયે.

બારણે ગાજે આવબેલુંના ઘડી ઘડી ઘેર અવાજ;
ભીતરમાં ભણકાર પિયુના; સાંનિધ્યના સાજ.
વાજીંતર સેવના વાજે,
સાજનો આવશે આજે.

જાડી ભીંતુ, તમે જાગતી રે'જો, જાગજો જાડા ઉર '
જાડી જંજાળું, જાગજો-દેજો આલબેલુના સૂર:
પ્રભુના પગલા થાશે,
જાડપુ આપણી જાશે '

(ઊર્મિ) કરસનદાસ માણેક

## બીલીપત્ર

કાજળભરેલી રાતને આરે
વીંઝાય હીમની પાખ,
કંપતુ કાયર અંતર મારું
ઊઘડે ના જરી આંખ,
દિશાઓ એકી બનીને અવાક.

મેઘને સાદ કરી કરી ઊછળે
ધરતીનો ઉકળાટ;
ડગલે ડગલે દાઝતો દાઝતો
દોડી રહ્યો પૂરપાટ,
શોધતો આશાનો કિરણઘાટ.

લાલ બળે તળે: આભની કેડીએ
ઊતરે અગનજ્વાળ;
રક્તના બિંદુએ બિંદુએ દારીશ
જ્વાળામુખી વિકરાળ,
તારા લોચનની શી વરાળ !

પંથ ન્હોતો તોય વાયુને પારણે
કરતો સાગર પાર;
એક હાથે જુદું જીવન સાચવ્યું
બીજે સંસારનો ભાર;
માનતો વિનય જેવડી હાર.

આંખ ઉઘાડી કે શૈશવે પેઠો
પુરપનો અવતાર;
ડગલે ડગલે અગ્નિના આસનો
જ્વાલાઓનો પરિવાર,
ઘડિયા હામ તણા હથિયાર.

શ્વાસને હીંચકે હીંચકી હીંચકી
તાણ્યા શરીરના તંગ;
આજે તો અંધની લાકડી પેરે
આથડ્યા કરે અંગ,
આયખું કેમ ઊતરશે ગંગ ?

કાયાનો થાક ચડ્યો મારા ઉરને
નેનના નીતર્યા નૂર;
તેજ ભરૂ ત્યા તો અંતર ફરતા
આવે તિમિરના પૂર
મારો મારગ કેટલે દૂર ?

વાણીનો થાક ચડ્યો મારા મુખને
શ્વાસની શોકાય ધૂલ:
ઉરને બારણે અગન બેઠી
માગતી મૃત્યુના મૂલ
મારું જીવન પત્થર તુલ્ય.

ભક્તિના થાકે અકાળ દીવા કર્યા
વર્તમાનના વણાટ;
ભાવિની ભોગળો એકલે હાથે
કેમ ઉઘાડીશ તાત !
ખૂટ્યું તેલ ખૂટી ગઈ વાટ !

અંતે તારી પગદંડીએ દીઠું
કિરણ નાચતું એક;
હૈયાના શૂન્ય સરોવરે એનાં
વર્તુલ દોર્યા અનેક;
કિરણે ફ્હોળિયું તળિયું છેક.

વર્તુલે વર્તુલે ઉડતી વાણી
કિરણે કિરણે રંગ,
મેઘધનુષ્યની પણછે ચીતર્યા
પંથ ભરીને પતંગ
નિરખ્યા કાવ્યના નિર્મલ અંગ.

ન્હોતું ખેલ્યું તેને ખેલવા બેઠો
છોડી ખલકના ખેલ,
થાકેલ હૈયાની પડખે ચણવા
માંડયા કાગળના મ્હેલ
જેને માચવવા નહિ સ્હેલ '

(ઊર્મિ) ઇન્દુલાલ ગાંધી

## શિલ્પી નાગૂ વલૂ

આઠમો વર્ષના જૂના મંદિરો ધર્મકાવ્ય શા,
પુરાણી શિલ્પશક્તિના, ભક્તિના શેષ આ પડ્યા;

મૂક પાષાણવાણીમાં અમોલા સ્વર ગંધર્યા,
વર્ષોને વીંધતા આવ્યા, સ્પર્શતા આત્મતત્તુને.

લાગ્યા કરાલ કર ધર્મઝનૂન કેરા,
તૂટયા શિરો શુભ કલામય મંદિરોના;
એ સ્થુલ હસ્ત સમજ્યા નહિ સૂક્ષ્મ નાશ,
એણે હણ્યો મનુજ–આત્મનણો વિકાસ.

ભીડાએલી હતી એની દિવ્ય આનમઆંખડી,
વિશ્વધર્મની ના એણે પરખી પ્રેમપાંખડી.

અમ્બોક્ષાકાર વર્ષો સુધી ઊડિયા, ને
ધાયા અનેક વર્ષો વળી ક્ષારવાયુ;
ધીમા ખમી મનન ઘર્ષણ કાલ કેરા,
પ્રાચીન ગૌરવ ઊભું અહીં ક્ષીણપ્રાણ.

ગરવા સિન્ધુ! ત્હેં દીઠું ભૂતગૌરવ નિર્મળું,
આજે યે તું રહ્યો જોઈ થયું સર્વ છર્ણુંવર્ણું.

શી એ હતી સુભગ ધર્મકલાની દૃષ્ટિ!
કેવો હતો પરમ ધર્મ કલા તણો વા!
કેવી હશે લલિત મંગલ કાવ્યમાલા,
નાગૂરચી અહીં પુરાતન પથ્થરોમાં!

જડ ચૈતન્યનો ભેદ એકદા તેં ભૂલાવિયો,
રેડીને આત્મ પાષાણે કલાત્મા પ્રગટાવિયો.

શિલ્પી! પ્રશંસું તુજ હું શુભ ધર્મદૃષ્ટિ?
શિલ્પી! વખાણું તુજ વા હું કલાની વ્યક્તિ?
નાગૂ! ગૂંથ્યાં ઉભય ત્હેં વર એક સૂત્રે;
પાષાણમૂર્ત તુજ આત્મ કર્યો સખા! ત્હેં.

નાગૂ વા અન્ય વા હો તું, ત્હારૂં સ્વત્વ અહીં ખડું,
ઉવેખ્યું કાલના હસ્તે; તો ય હું ગરવું ગણું.

વિકાસ નાગૂ! તુજ આત્મપુષ્પનો,
સોહાવતો આ સ્થળ દીર્ઘકાલ;
મ્હારા સમા યાત્રુ અનેક આવશે,
એકાદ્ર ભાવેભર્યું અશ્રુ અર્પશે.

(કુમાર) સુંદરજી ગો. બેટાઇ

## ગુરુદક્ષિણા

(વસન્ત તિલકા)

શાં વિસરૂં વિરલ એ વીરસચ્ચરિત્ર!
આલેખું શાં અખર એ પુરુષાર્થચિત્ર?
શું વર્ણવું અતુલ એ ગુરુભક્તિ શ્રદ્ધા!
શી વીરવિક્રમ કથ્યે મુખ માત્ર સતા!

તો યે ગણી સ્મરણપુણ્ય તણી મહત્તા,
વીર પ્રશસ્તિ રચવે મતિ આ પ્રસક્તા;
જાણી સુચિન્તન સદાય મહાહિતાર્થ,
આ ઉચ્ચરી રહુ થઈ સહજે કૃતાર્થ.

(અનુષ્ટુપ)

ધનુર્વિદ્યાધર શ્રેષ્ઠ દ્રોણાચાર્ય ગુરુત્તમ,
પાણ્ડુપુત્રાદિને દેતા ધનુર્વિદ્યા પ્રબોધન

(ઢ્ઢોર)

ના કો બાણવિદ્યાજાણ
ધરતી પરે દ્રોણ સમાન;
ખ્યાતિ અખિલ ક્ષિતિતલમાહ્ય,
જે સમ અવરની ન સુહાય!

ગ્રહેવા સુફલ શરવિદ્યાર્થ,
મહીપતિ તનુજ કેરા સાર્થ;
વળી કૈં નૃપ તણા સમુદાય,
સેવે દ્રોણચરણની છાય.

(વસન્તતિલકા)

ત્યાં એકદા શરકલાવ્યસનોગ્રરાગી,
આવી ઊભો ગુરુપદે નિજ શીર્ષ નામી;
ભિલ્લેન્દ્રપુત્ર ભડ વિક્રમશાલી ભવ્ય,
યાચંત શિષ્યપદને વીર એકલવ્ય!

(વૈતાલીય)

ગણુતા પણ ભિલ્લપુત્રને શરવિદ્યાધ્યયને સુપાત્ર ના,
ગુરુ શિષ્યપદે ન સંઘરે, 'કરશે એહ અનર્થ' ધારતા.

(શિખરિણી)

પરંતુ તીવ્રેચ્છા હૃદય શરવિદ્યાપદનની,
થશે શું એ મિથ્યા જવ લગી ન સિદ્ધિ ફલતણી?
ઘડી માટી કેરી સુભગ લલિન દ્રોણપ્રતિમા,
લહે વિદ્યાસિદ્ધિ, સમગ્ર ગુરુ સાન્નિધ્ય મહિમા.

(વસન્તતિલકા)

જેને ઉરે પ્રબલ જાગ્રત છે શુભેચ્છા,
જે અન્તરે ઉદિત સદ્‌ગુરુ ભક્તિશ્રદ્ધા;
એકાગ્રતા અચલ ને પુરુષાર્થ ઉગ્ર,
તેને ન દુષ્કર કશું જગમાં સમગ્ર

(શાર્દૂલવિક્રીડિત)

એવે કૌરવ પાંડવાદિ મૃગયા અર્થે વને આવિયા,
સાથે શ્વાન શિકારી એક મૃગયાખેલાર્થ લાવિયા;
નાસે આમ ઘડીકમાં વનપશુ પૂઠે ધસે તેમથી,
ખેલના વિપથે કહીં વહી જતા, છૂટા પડ્યા શ્વાનથી

(સોરઠો)

પાડ્યો વિખૂટો શ્વાન, અરણ્યમાંહે આથડે,
ત્યાં કો ભિલ્લ યુવાન શ્વાન તણી નજરે ચડે

(શાર્દૂલવિક્રીડિત)

ઝાલ્યું કામઠું હાથ, બાંધ ભર્યું ભાથું ભર્યું તીરથી,
ડીલે મેલ ચડ્યો ઘણો, બિહામણું શું કો ભૂત વા પારધિ!
કૃષ્ણાજીન ધર્યું શરીર, વીંટિયું માથે જટાજૂટને,
જોતાં શ્વાન ભસે વિચિત્રરૂપ આ ભિલ્લેન્દ્રના પુત્રને

(ઉધોર)

ત્યાં તો તરત વીર કિરાત
ગ્રહેતાં તુણીરથી શર સાત,
રચીને કુશલ કાર્મુકફંદ,
મુખ દે શ્વાનનું કરી બંધ

રુધે પણ વિંધે ન મુખ,
કૌશલ અતીવ એ અદ્‌ભુત,
ઘવું એકે ય ના ભોંકાય,
ના વળી શ્વાનથી ય ભસાય!

(અનુષ્ટુપ)

અરણ્યે ફરતા એમ, પાંડવાદિ રમે જહીં,
બાણબદ્ધ મુખ શ્વાન ત્યજે તેહ ચડે જઈ.

(પૃથ્વી)

તહીં જઈ સમીપમા ધણી તણી ઉભો શ્વાન કે,
પ્રબદ્ધ મુખ એહને નિરખી સૌ રહે વિસ્મયે;
હશે વિરલ કોણુ અપ્રતિમ એહ બાણુવાળી,
રચી ગહન જેહણે વિષમ આ ઇષુસાકળી !

(વસન્તતિલકા)

આ એમ વિસ્મિત મને ઉરમાં વિચારે,
ને વીરદર્શનતણા અભિલાષ ધારે;
વિદ્યા ધનુર્ધરતણી બહુશઃ પ્રશંસે,
શોધે બધે વન ફરે, મિલનાર્થ ઝંખે.

(ઉધોર)

કરતા કંઇક એમ તપાસ,
આવે ભિલ્લપુત્રની પાસ;
પાંડવ પૂછે નામ નિવાસ,
'કોનો તનય ? શો અભ્યાસ ?'

વળતાં વદે ભિલ્લકુમાર :
'નિવાસે અહીં વનમોઝાર;
ભિલ્લનૃપ હિરણ્યધનુષ,
તેનો એકલવ્ય હું પુત્ર;

દ્રોણાચાર્ય કેરો શિષ્ય,
ધરી ગુરમૂર્તિ માંહે ચિત્ત;
સંતત સેવતાં ગુરચર્ણ,
લહેતો બાણવિદ્યા મર્મ !

(અનુષ્ટુપ)

પછીથી પાંડવાદિક નિવર્તી દ્રોણઆશ્રમે,
ભિલ્લવિક્રમની વાર્તા નિવેદે ગુરદેવને.

(ઉધોર)

સુણીને દ્રોણ પાંડવવાણ,
જાવા વન કરે નિર્માણ;

કાં જો ભિલ્લ હસ્તની માંહ્ય,
કદી જો અસ્ત્રવિદ્યા જાય.
નિર્ભય થઈ દુષ્ટ અછત,
તો એ આદરે વિપરીત.

( દ્રુતવિલમ્બિત )

ઉર વિષે ધરી એ ભયધારણા
ગુરુ ચહે કરવા ડરવારણા;
લક્ષ કરી કંઈ નિશ્ચય અન્તરે,
વનપથે ગુરુ તુર્ત જ સંચરે.

( ભુજંગી )

તહીં દ્રોણને દૂર દેખી કિરાત,
કરે દોડી સામે જ સાષ્ટાંગપાત;
વદે હાથ જોડી, પ્રીતે પૂજી પાય,
'ગુરો! શિષ્ય હું આપનો એકલવ્ય.'

( હરિગીત )

સુણી દ્રોણ કહેઃ 'મુજમાટ એવી હોય જો ગુરુભાવના,
તો વીર ! માગું તેહ મુજને આપ તું ગુરુદક્ષિણા !'
કહે ભિલ્લપુત્રઃ 'કૃપાળુ ! કહો તે ચરણમાંહિ ધરું પ્રભો !'
ગુરુ વદેઃ 'દક્ષિણ હસ્તનો વીર ! લાવ તો તુજ અંગુઠો'

( પૃથ્વી )

સુણી બીષણ માગણી ગુરુતણી ન લેશે ડગે,
સમર્પણ કરે ગણી તૃણસમો કરાંગુષ્ઠને !
પ્રસન્નમુખથી પછી વીર રહે કરી વન્દના;
અહો ! કયમ જશે કથી વિરલ એ ગુરુઅર્ચના ?

( માલિની )

જય જય જય એવા વીરને વિશ્વ ગાજે,
સફલ જીવન જેનાં પૂર્ણ ને રમ્ય રાજે !
મુજ જીવન લહેવા એ ગુરુપ્રીતિ દિવ્ય,
પ્રણતિ તવ પદે આ વીર ! ઓ એકલવ્ય !

(અનુષ્ટુપ)

એ કયા, એ ગુરુભક્તિ સ્મરંતાં એકલવ્યની,
શિર વીરપદામ્ભોજે સહેજ આ રહે નમી.

(કૌમુદી) શિરીષ શેલત

## અચળ એક શરીરધારી

મેરુ ચળે કદિક એમ ઉરે વિચારી
સર્જ્યો ઇશે અચળ એક શરીરધારી;
હું હું કરી ઉછળતો જલધિ હુંકારી
મોઝા હવે નહિ મૂકે તમને નિહાળી.

દિવાલો દુર્ગની કીધી મુક્તિના માર્ગ મોકળા,
પડીને પાણીમાં કોરા રે'વાની શીખવી કળા.

લોહાં ઘાસાય ક્રૂર કર્કશ ચીસ થાય.
ને વેરઅગ્નિ જગમાં જન જાળી ખાય;
તે લોહને સુભગ પારસસ્પર્શ તારો
થાતાં ઉડયો અવનિ કંચનનો ફુવારો.

શીલાને પાદસ્પર્શથી પ્રભુએ પ્રાણ પ્રેરીઆ,
શીલાથી પે મરેલાને વિનાસ્પર્શે જગાડીઆ.

સંધ્યા થતાં જ અહીં સત્વર સૂર્ય ડૂલે,
ને ચંદ્રને સમયનું નહિ ભાવ ભૂલે:
અંધારમાં સબડતા જગની દયાથી
દીવો અખંડ પ્રકટયો પ્રભુએ ત્વરાથી,

સૂર્ય જેવા પ્રતાપી યે આથમે ને ફરી ઉગે,
આપને દેહમંદિરે આત્મજ્યોતિ સદા ઝગે.

(કુમાર) પ્રેમશંકર ભટ્ટ

## વિધવા

(પૃથ્વી)

બળું, રગરગે જળું, દરદ–દુઃખ દાવાનળે,
રહે અદમ વેદના પળપળે ઉરે ડામતી
જિવંત મુજ ચર્મને, પદપદે સ્મૃતિ ડંખતી
કરાલ ભીસ અંતરે દઇ, ન ક્યાંય શાંતિ મળે !

ઊંડા મહલમંદિરે ઘૂંકગુહા સમા કોટડા,
રહું સળવળી મહીં ઘૃણિત માનવીકીટ હું;
અભદ્રમુખ શાપિતા અનધિકારિણી વિશ્વની
સમસ્ત મનદેહના સહજ યૌવનાધર્મની,

કઠોર સહું યાતના થથરતે કરે લૂછતી
કપોલ વહતી ઉન્હી સતત ધાર, ને આપતી
નિરર્થ સુકુમારના વલયચંદ્રદીપ્તિ હીણી !

પ્રિયા ! પ્રકૃતિ માત એ પ્રકટ સૃષ્ટિ હું આપની,
તમે જગ હણ્યું ય વિસ્તરી રહ્યાં, મને એકને
દિયો ન પ્રકટાવવા કૃપણ સૃષ્ટિકા આહરી !

(ઊર્મિ) રમણલાલ સોની

---

## હસું

(પૃથ્વી)

અસંખ્ય કુટિરો થકી રજનીમાં સુણું શાંત હું
નિસાસ, વળી અશ્રુથી પ્રતિ નિશા ઉશીકાં ભીંજે,
છૂટે કહીંક ડૂસકાં હૃદય–સ્પન્દનો દુઃખના
સમાં, જન રીબાય ને અવનિમાં ભરે વેદના,

કહું ક્યમ પ્રવાહની ત્વરિત હું ગતિ અશ્રુની
વહાવી મુજ આંસુને ? ક્યમ વિશાળ હું વેદના
તણા સૂર કહું બજાવી મુજ દુઃખના ગીતને ?
ઊંડાણ ઉરના અગમ્ય તહીં હું ભરું સર્વ એ.

અને દિન અમામને શશિવિહીન સિંધુ હસે,
હસે ઝરણુ માર્ગમા ખડક જ્યા આથડે,
વીંધાય ઉર વીજથી ગગન મેઘનુ એ હસે,
વીંધાઇ અથડાઈ ને ત્યમ હસુ હમેશા જગે.

(કુમાર) પ્રહ્લાદ પારેખ

---

## વિશ્વદેવ

( વસતતિલકા–ઉપજાતિ )

ગેબી વિશાલ નભઘુમ્મટ આસમાની
તારા ત્રિલોકમય મદિરશીર્ષ શોભે,
તારાતણા ઝુમ્મર કોટિ ઓપે,
સોહે સુધાકર–દિવાકર દીપ ગોખે.

મંદિર–આગણ ઉષા નવલા ગુલાલે
પૂરે પ્રતિ દિવસ મંગલ સાથિયાઓ,
સંધ્યા સુવર્ણાંચલથી સુરમ્યા
ધ્યાને નિમગ્ન તવ આરતીઓ ઉતારે.

સાતે સમુદ્ર તવ સ્તોત્ર ધ્વનાવતા આ
ગભીર ઘોષ ગગને પડછંદ પાડે,
ને વિશ્વગોળા અવકાશ મધ્યે
ઘૂમે અનર્ગલ જપંત સુમંત્ર તારા.

દ્વારો દશે દિશ તણા દિનરાત ખુલ્લા
રહે માદરે તવ અખંડ પ્રવેશવાને,
બ્રહ્માડ ચૌદે તહીં પૂજનાથ,
આવે નમસ્કૃતિ ભરી લઈ અંજલિઓ.

ના વર્ણવ્યો તવ જતો મહિમા અમેય,
આશ્ચર્યકારી તવ રૂપ અકલ્પ્ય ન્યારું;
અનંતથી યે ગુણ ના ગણાયે
તારા, ન શશ્વતીતણા ઉરમાય માયે.

હું ક્ષુદ્ર માનવ કરૂં તવ અર્ચના શી ?
વાચા અને મતિ જરા મહીં હારી જાતી;
ચાહું બનીને રજકુલ કેરી
તારાં મહાપદતણે રહું નિત્ય ચોટી.

(પ્રસ્થાન) પૂજાલાલ

## ધરતીને

તારા વિશાળ હૃદયે મમ શાન્તિધામ
જ્યા વિશ્વનું સકળ દુઃખ વિરામસ્થાન
ત્યા હું અનંત શુભ શાન્તિ મહીં ઢળીશ
તારૂં જ કો મધુર રૂપ બની રહીશ
જેથી દુઃખી તૃષિત કો મુજ ભાડ કાજે
હુ શાન્તિની હૃદયમૂર્તિ બની શકીશ.

તારા વિરામમય અંક મહીં મને લે
જ્યાં દુઃખ કે સુખ કશું નહિ, માત્ર શાન્તિ
આ પ્રાણ મા સતત કેવળ ઝંખતો એ
જ્યાં વિશ્વ સર્વ બનતું શુભ એકરંગી.

(પ્રસ્થાન) સ્વપ્નસ્થ

## ઝંખના

રમું કમળકુંજમાં, પદ સરે ભલે પંકજે,
હિમાદ્રિશિખરે ચઢું, સકળ અંગ ટાંઢાં પડે,
સુણું ગગનગીતડું રજનિ સર્વ જાગું ભલે;
સરે પગ, છતાં મળે કમળની કલા પેખવા,
ઠરૂં હિમ થકી છતાં ગિરિ વિશાળ નેત્ર ધરૂં,
ઠરે ન અરવું કદી કમળપાંખડીને કુણી.
અડું ન ગિરિ એલના નવલ તેજના રંગ હું,
અને પવનનો નથી રજનીને ઝૂમથી કદી.
જહીં રૂપ તણી સ્વૈર વસ્ત્રની સરૂં હું તહીં.

ભરૂ નયન બાલ આ જગત વિસ્મયે ફાટતા,
હશે કયમ જ ઝખના રૂપકલા તણી આવડી?
ફૂલુ જગ પ્હણે સુને, તિમિરવાદળી ન્યા નથી,
અને સરલ આત્મને, વિમલ સત્ય સૌન્દર્યથી–
ભરી જીવનમા હસુ.

(ઊર્મિ) 'દુર્ગેશ'

---

## ઉરપવૃત્તિ

મુજ જીવનતન્ત્રી તણા મહુ તાર,
કદી સ્વરમેળ ધરે, બસુગ
કદી 'કા'? નવ એ પુછશો.
મુજ એક જ વાદ્ય અનેક ત્યહીં
સ્વર કોમલ મધ્યમ તીવ્ર વહન્ત;
સહુ વાદકના ઉરભાવ તણા,
પ્રતિબિમ્બ ગ્રહી જડ તાર સચેત
બની, કંઈ ગાન કરે સુણતા,
ન રૂચે યદિ દોષ શું વાદ્ય તણો?

એ ગાનસ્રોત તણું મૂળ કયહી, અને વ્હે
માર્ગે કિયે, કયમ; ન તે કંઇ વાદ્ય જાણતું;
યાત્રી અનેક લઈ વાદ્ય, ઉરે ભરેલ જે,
ગીતો અનેક જરી તન્તુ મહીં ઉતારતા.

આવતા યાત્રીઓ જતના, ગાનોદ્ભવ થાતા શમે;
મૂક વાદ્ય બને, તંતુ નિશ્ચેષ્ટ સૌ પડ્યા રહે.

૨

ગગન સ્વચ્છ કદી તપતો રવિ,
પૃથિવી ધાર પ્રકાશતણી ઝીલે,
કદિક શ્યામલ વાદળઠાયથી
જગન શોકનિમગ્ન બન્યુ દિસે.

વિવિધ માનવ ભાવ વસ્યા ઉરે,
ઘડી ઘડી ફરતા ઘનછાય શા;
કદિક કો' સ્થિર ત્યાંહિ ઠરેલ હો,
તદપિ તે ચિર ના જ ટકી શકે.
આવે ને જાય એ આવો ક્યા ? એને નવ પૂછશો.
પ્રવાહે કાળના વ્હેતા, પરિવર્તન શા નવાં ?

( કૌમુદી ) 'બાદરાયણ'

## ભણકાર — દર્શન — મુક્તિ

કહે તું કે "કાલે
મળીશું આ કાળે"
પરન્તુ ના ભાળે તરલ ગતિ વ્હે જે જલમયી,
સખી ! શ્વાસોચ્છ્વાસે, મરણ ઘટિકા જીવનવ તણી:
વિપળ પળ ચાલુ દિવસની–
અવગણુ નહિ તું પ્રણયની,
રખે શ્રદ્ધા ભોળી ! તુજ હૃદયને છેતરી જતી.
ન કાલે; અત્યારે
ઘડીયે કા સારે –
વૃથા ! કાં ! આ વારે, પ્રલયજલ, કાલે નવ ધસે,
સુરાયે વા પૃથ્વી ગ્રહ અવર સાથે ધરાશે !

અહા ! મૃત્યુદૂતો !
ક્ષણો થોડી થોભો.
અહીં બીજે શોધો બલિ; નવ હજી તત્પર થયો,
તમારી સંગાથે ગમન કરવા હા ! પળ રહો;
અચલ નિયમો હો તમ ભલે,
કઠિન ફરજે છો નવ ચળે –
પ્રિયાનાં ભાળ્યાં ના તદપિ નયનો અન્તિમ પળે;

પ્રિયે ! વ્હેલા ચાલો,
પળે આ સંભાળો...

અહા ! દૂતો થોભો ! શ્રવણ પડતા નૂપુરતણા–
ઝણત્કારો; વેગે વ્યથિતચરણો એ ઉપડતા.

હવે પાશો નાખો,
ગળું મ્હારૂં બાંધો,

ઉતાવું ના વાધો; અમૃતવરષી તે નયનની–
ઝરે, બીડાતા આ મુજ નયનમા, જીવન અમી.

ગમન કરતા કાં ગગનમાં ?
નયનપથથી કા પિગળતા !

મ્હને મૂકીને હા ! યમ અનુચરો ક્યા વિચરતા ?

અરે !! શાને ભીતિ–
ઉરે દૂતો ! પેઠી –

સતી સાવિત્રીની પ્રણયમય મૂર્તિ વ્રતવતી —
પરિત્રાણે ઊભી અડગ ચરણે શું મુજ દીઠી ?

( ઊર્મિ ) નલિન મણિશંકર ભટ્ટ

---

## ક્ષમ્ય

આ વર્ષમાં સ્ખલન જે અણજાણતાં કે
જાણ્યે થયા, સકળ કાજ હું માફ ચાહું;
વિશ્વાસઘાત પણક્ષમ્ય સહુ જ પ્રેમે,
તો ક્ષમ્ય નિર્બલ હુંના અપરાધ ના શું ?

આવેશની વિપલમાં કટુ શબ્દ બોલ્યો,
અસ્થિર કો' ક્ષણ વિષે મુજ ધર્મ ચૂક્યો;
વા કો' પ્રમત્ત પળમાં કૃત દાગી દાવો,
એ સૌ છતાં પ્રણયિની ગણજે જ ત્હારો.

ભૂલે પડી અગર ક્ષુલ્લક લાગણીથી,
પ્રેરાઈને પ્રતિપળે જન થાપ ખાય;
કિન્તુ હશે હૃદય કાંચન-શુદ્ધ પ્રેમ,
બીજી ક્ષણે જ પરિતાપ ઉરે થશે તો.

ક્ષારામ્બુ જેમ રવિતાપ થકી વરાળ
કેરૂં રૂપાન્તર ધરી નભ મેચરે છે:
મિષ્ટામ્બુ રૂપ ધરતું ઠરતાં વરાળ,
હાર્દિક મેલ પરિતાપ વિષે ગળે છે.

છે દમ્પતીજીવન ક્ષારસમુદ્રવારિ,
પ્રેમે થતા કલહથી બનતું વરાળઃ
સંધિ તણો શીતળ સ્પર્શ થતાં તુષાર,
દામ્પત્યના જલ બને, ગળતો જ ક્ષાર.

ચાંચલ્ય ભાવતણું, રોષ, અહં પ્રમાદ,
તારુણ્યનો સહજ વ્યાપક એ સ્વભાવ;
આર્યત્વનાં દિસત દુર્લભ સ્વપ્ન જેને,
એવા મ્હને મદ પ્રમાદ શું ક્ષમ્ય ના છે?

(ઊર્મિ) રમણલાલ ન. વકીલ

---

## સ્નેહ – શૃંખલા

ઉંચે પેલા શિખરો ગિરિના
મઢ્યાં હશે શું સહુ નીલરત્ને?
ઝુંડો છવાયાં ગિરિઆવલીના,
બાંધ્યાં પદો વજ્રની શૃંખલાએ.

એ હાર કેરા મણકા બધાએ,
અદૃશ્ય કો' મેર શું સંકળાયા;
ના કો' પ્રયત્ને ચળી એક પાદે,
ઉલ્લંઘી જાશે તજીને સીમા તે.

સ્વેચ્છા થકી સ્નેહની શૃંખલાએ,
બંધાયલા આપણ મિત્રભાવે;
વ્હાલા કદી બન્ધન ના તજીશું,
એવાં ગ્રથી પ્રાણ સદા રહીશું.

નિસર્ગતત્ત્વો નિરખી સદાએ,
નિસર્ગકાવ્યો પ્રતિદિન ગાશું.

(કૌમુદી) પુષ્પા ર. વકીલ

## ઝૂઝૂં !

ભલે જીવિનમા કદા અતિકરુણુ મંદાકિની,
ઉરે સળગતી શિખા પ્રલય વહ્નિ ઉરાડતી,
વિનાશ વળતા બધે સમમમે સ્મશાની ગત,
ગણો સમ મરે ઝગે અસહ શુષ્કતા શાપિત.
મચે ગડગડાટને જગતની ધૃણા વર્ષતી,
ભલે વિજળી કો નહીં ઝબુકતી ચીલો દાખતી;
ચીરે જિગરને પુરૂ આગમ કો મહા વેદના,
વહે ગ્ગનરેલ ને ખદબદુ સદા તેહમા.
પ્રહાર પડના પડું કદી પળેક મૂર્ચ્છિત થઈ,
ઉડું ફક્ત હેતને શબ્દ એક સૂણ્યા વિના;
ઘમે ખડખડાટ એ જગત મારી સામે સદા,
કદીક દ્રવતુ મહાનુભૂતિ દાખવે ડાગના.
વહે જીવિત સત્યને વહી વહી દુઃખો મર્વ રૂહે,
છના અડગ હું જગે જલધિ જેમ ઝૂઝું મણે.

( કૌમુદી ) ક્રુ. ઉષા ડૉકટર

---

## અર્પણુ

સંધ્યાના દ્વાર સુધી ચરણુ ઘમડતો હું પહોચીશ તાત !
લંબાવી પાય તારા ઘડીક પણુ મને મેલવા શ્વાસ દેજે,
પથિક પ્રિય ગણી શિશને અંક લે જે.
વીણાના તાર જેવી થરથરતી કરી સ્તબ્ધ રોમાવલિને,
આમતુ ચેતનાને સકલ રમ મહીં તાહરૂં ગાન ગાવા.
જીવન રમકલા સર્વ પ્હેવા ધરાવું.
ના, ના, એવું કશું ગે લગીર પણુ તને અર્પવું આજ મારે,
હૈયાના ગૂઢ મંત્રો અગળ વિષ ભર્યા કે અભૂત્રેવ ઈર્ષ્યા.
ચરણકમળમા અર્પવાની મહેચ્છા.

( ઊર્મિ ) ' મળેલ '

## દાવાનળને

દવાનળ! જળી તમે વન વિશે જ પાછા શમો
અને કદી ન ખેલવા જનસમાજમા કાં ભમો ?
નથી શું અહિં વ્હેમનાં વન, અસત્યના કાનનો,
અરણ્ય અરિભાવનાં, છળપ્રપંચનાં જંગલો ?

(કુમાર) રતિલાલ શુકલ

## વીર નર્મદનો ગુજરાતીઓને બોધ

( પૃથ્વીતિલક )

ન શોક કરશો કદાપી રસિકો વિકાસી મુજ તાવણી;
જુઓ સકલ જીવ–જીવન, ન એક બે–દરદ ભાળશો;
ભલે દરદ, ઘા ભલે, અપયશો ભલે, અભિભવો ભલે,
સદાય ઉર પ્રેમમાં, રૂધિર જો રહે ખ્હડતુ શૌર્યમા.

(કુમાર) બળવન્તરાય ક. ઠાકોર

## બંધાઇ ગયું

બેઠી બિસ્તર બાંધવા પ્રિયતણો લૈ ત્યા પ્રવાસે જવા,
બાંધ્યા કોટ ખમીસ, ધોતર, ડબી સાબુ અને અસ્તરો,
ને ત્યા ગાંઠ ઘણી કસી, પણ વળી મડી જ સૌ છોડવા,
આવ્યો પ્રીતમ પૂછતો 'કયમ અરે, પાછુ બધુ છોડતી ?'
બોલી, 'ભૂલ થકી બધાની ભળતુ બંધાઈ હૈયુ ગયું.'

(પ્રસ્થાન) સુન્દરમ

## કવિ અને કોયલ

પોષાએ કોકિલાઓ કળકળ કરતા કાગડાના કુટુંબે,
આત્માની પ્રેરણાથી પણ સ્વર મીઠડા કોકિલા વિશ્વ કુંજે;
તેવી રીતે કવિ આ ભડભડ બળતા વિશ્વમાં ઉછરે છે,
કિંતુ એના ઉરેથી અમીરસ સરખા સ્રોતકાવ્યો સરે છે.

(પ્રસ્થાન) જેઠાલાલ ત્રિવેદી

## સાવિત્રી

ને એ ભમી ચિર સુદૂર અનંત એવા
તારાજડિત નભમાં પરિત્યક્ત દેવી;
આંખે વહે નીર મુખે વહતી સુવાણી
રીઝાવવા મથતી કાલ પ્રચંડને એ.

અંધાર, ને, દૂર ઉંડાણુ મહી ભમીને
શોધી રહે પગલી કાલની એમ આત્મા,
જો રીઝવે કદિ ય તો વરદાનમાં એ
પામે પ્રકાશ, વળી ચેતન, પ્રેમ, મોઘા.

(કુમાર) હરિશ્ચન્દ્ર ભટ્ટ

---

## મૌનસરોવર

મારા ભર્યા મૌનસરોવરે આ
કો ફેંકશો ના અહીં શબ્દકાંકરી
મારૂં વિંટાશે સ્થિર પ્રાણપુષ્પ
તરંગની વર્તુલ શૃંખલામાં.

(કુમાર) ઉમાશંકર જોષી

## ઈમામખાન કયસરખાન ખાન

એઓ જાતે સુન્ની મુસલમાન વઢવાણ શહેરના વતની છે; એમનો જન્મ તા ૪ થી માર્ચ ૧૮૮૮ના રોજ વઢવાણ કેપમા થયો હતો એમના પિતાનુ નામ કયસરખાન અને માતાનુ નામ બાઈ દાદીબુ છે, એમનુ લગ્ન ૧૯૦૮ મા ધ્રાગધ્રા તાબે ચરડાવા ગામે બીબી ફાતેમા ખાતુન સાથે થયુ હતુ

પ્રાથમિક શિક્ષણ એમણે રાજકોટ ટ્રેનિગ કૉલેજમા લીધુ હતુ અને અગ્રેજી સાત ધોરણ સુધીનો અભ્યાસ જામનગર હાઈસ્કૂલમા કર્યો હતો ગરીબાઈના લીધે કૉલેજમા દાખલ થઈ તેઓ આગળ અભ્યાસ કરી શક્યા નહોતા. માગરોળ હાઈસ્કુલની સર્વીસ સાથે આગળ વિદ્યાભ્યાસ ચાલુ રાખીને સન ૧૯૧૨ મા ધી બોમ્બે યુનિવરસિટીની મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી હતી

શાળા અભ્યાસ દરમિયાન એમને જામનગરવાળા શેઠ એસ જમાલ-સાહેબ તરફથી સ્કૉલરશીપો મળી હતી, તેમ કલાસમા ઉંચે નંબરે આવવાથી ઈનામ પણ પ્રાપ્ત કર્યાં હતા.

હાલમા ઉપલેટામા મુસ્લિમ મિડલ સ્કુલમા અને મદરસ-એ-ઝિનતુલ ઇસ્લામમા બાર વર્ષથી પ્રિન્સિપાલ છે.

સાહિત્ય, ઇતિહાસ અને નીતિના લખાણુ માટે ખાસ પ્રેમ ધરાવે છે અને નાણા સાધન ન હોવા છતા સાહિત્ય પ્રીતિથી આકર્ષાઈને એમણે નીચે મુજબ અનુવાદ ઉર્દુમાથી ગુજરાતીમા કર્યા છે.

### —: એમના ગ્રથોની યાદી :—

| | | |
|---|---|---|
| (૧) | શાહી ગુપ્તભડાર | ૧૯૨૧ |
| (૨) | ઇસ્લામની અમૃતવાણી | ૧૯૨૪ |
| (૩) | કાતીલ કટાર | ૧૯૨૫ |
| (૪) | દેશાભિમાની બહાદુર બાનુ | ,, |
| (૫) | ઇસ્લામનુ ગૌરવ | ૧૯૩૧ |
| (૬) | જીવનમાર્ગ | ૧૯૩૨ |

## કેશવલાલ હિંમતરામ કામદાર

એઓ જ્ઞાતિ દશા શ્રીમાળી વણિક અને ગોંડલના વતની છે એમના પિતાશ્રીનુ નામ હિંમતરામ ડાહ્યાભાઈ અને માતુશ્રીનુ નામ વખતબાઈ ઉર્ફે નંદુબાઈ ડુંગરશી છે એમનો જન્મ સ ૧૯૪૭ ના ચૈત્ર શુદ ૭ ને બુધવારના રોજ રાજકોટમા થયો હતો તેઓ સ્થાનકવાસી જૈન ધર્મ પાળે છે એમનુ લગ્ન સન ૧૯૧૩ ના માર્ચ માસમા રાજકોટમા શ્રીમતી ગિરજાકુવર જેઠાલાલ સાથે થયુ હતુ

એમનુ કુટુબ બગસરાથી ગોંડલમા ભા કુભાજીના વખતમા આવી વસેલુ, આ કુટુબે સાર્વજનિક તેમ જ રાજ્યહિતના કામો સારી રીતે અને હુંશિયારીથી કરવાથી તેમની કીર્તિ બહોળી જામી હતી, અને ગોંડલના એક અગ્રેસર શેઠ કુટુબ તરીકે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી

પ્રો. કામદારે ઘણોખરો અભ્યાસ ગોંડલમા કર્યો હતો પ્રિવિયસની પરીક્ષા બહાદીન કૉલેજ—જુનાગઢમાથી પાસ કરી ઇન્ટર—આર્ટમાથી તેઓ ગુજરાત કૉલેજ, અમદાવાદમા જોડાયા હતા, અને સન ૧૯૧૨મા બી એ ની પરીક્ષા પુના ફરગ્યુસન કૉલેજમાથી પાસ કરી હતી દરમિયાન તેમણે સન ૧૯૧૦ મા એક વર્ષ એન્જીનીઅરીંગ કૉલેજમા ગાળ્યુ હતુ સન ૧૯૧૬ મા તેઓ એમ એ, થયા હતા શાળા પાઠશાળાના અભ્યાસ દરમિયાન તેઓ હંમેશા ઊંચી પાયરીએ રહેતા બી એ ફર્સ્ટ ક્લાસમા પાસ કરેલી આખી યુનિવર્સિટીમા બીજે નંબરે હતા એમ એ, મા પણ ઉંચા માર્ક્સ મળ્યા હતા તે પરીક્ષામા એમના ઐચ્છિક વિષયો ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને રાજકારણ હતા યુનિવર્સિટીમા તેમને બે સ્કૉલરશીપો મળી હતી (૧) કહાનદાસ મછારામ (૨) ધીરજલાલ મથુરાદાસ

સન ૧૯૧૮ મા સુરત કૉલેજમા એમની ઇતિહાસના અધ્યાપક તરીકે નિમણુક થઈ હતી ત્યાથી બીજે વર્ષે વડોદરા કૉલેજમા ઇતિહાસ અને અર્થશાસ્ત્રના પ્રોફેસર નિમાયા હતા, જ્યા તેઓ અત્યારે છે

કૉલેજની સર્વ પ્રવૃત્તિઓમા તેઓ રસ લે છે, એટલુ જ નહિ પણ વડોદરા રાજ્ય તરફથી નિમાયલી જુદી જુદી કમિટીઓ જેવી કે, ડેવલપમેન્ટ બોર્ડ, પબ્લીકેશન કમિટી, સહકાર કમિટી, પાઠ્યપુસ્તક કમિટી, બેન્કિંગ કમિટી, રેકર્ડ્ઝ કમિટીમા તેઓ કામ કરતા રહ્યા છે યુનિવર્સિટિમા તેઓ બી એ. સુધીની પરીક્ષાઓમા પરીક્ષક તરીકે રહ્યા છે.

તદુપરાત માસિકોમા તેમના લેખો વારવાર પ્રગટ થાય છે, અને એક ગભીર અને વિચારશીલ લેખક તરીકે તેમની ખ્યાતિ બધાઈ છે, જેમા મુખ્ય (૧) ગૂજરાતનુ સંસ્કારિત્વ (૨) સરસ્વતીચદ્રનુ "રાજકારણ" છે

તેઓ વળી 'ગ્રામ જીવન" માસિકના તત્રી તરીકે કામ કરે છે

ઈંગ્રેજીમા પણ એમણે ઉપયોગી પુસ્તકો રચ્યા છે

## :: એમનાં પુસ્તકો ::

| નં. | પુસ્તકનું નામ. | પ્રકાશન વર્ષ | |
|---|---|---|---|
| ૧ | હિન્દુસ્તાનનો શાળાપયોગી ઈતિહાસ | સ | ૧૯૨૭ |
| ૨ | હિન્દની પ્રજાનો ટુકો ઇતિહાસ | " | " |
| ૩ | બ્રિટિશ લોકોનો ઇતિહાસ | " | ૧૯૨૯ |
| ૪ | અર્થશાસ્ત્ર | " | ૧૯૩૩ |
| ૫ | રાજ્યશાસ્ત્ર (ડૉ મહેતાના ઇંગ્રેજી લખાણનો અનુવાદ) હવે પ્રકટ થશે | " | ૧૯૩૪ |
| 1 | Survey of Indian History (1757–1858) | " | 1922 |
| 2 | History of India, Political and Administrative (1757–1920) | " | 1924 |
| 3 | A History of the Mughal Rule in India | " | 1928 |
| 4 | Report on Banking in Baroda State | " | 1930 |
| 5 | Social and Economic Surveys, Baroda State (Translations from Gujarati, of two reports) | " | 1933 |
| 6 | Notes on Central Banking | " | 1934 |

## કેશવરામ કાશીરામ શાસ્ત્રી, "ગાર્ગ્ય"

એઓ જ્ઞાતે બડાઇ બ્રાહ્મણ જ્ઞાતિ-ગિરનારા બ્રાહ્મણના એક વિભાગના છે. એમનું વતન કાઠિયાવાડમા આવેલુ માગરોલ બંદર છે એમના પિતાશ્રી કાશીરામ શાસ્ત્રી ચુસ્ત વલ્લભ વૈષ્ણવ છે અને વૈષ્ણવ સાહિત્યના-ખાસ કરીને શ્રીમદ્ ભાગવતના ઊડા અભ્યાસી તરીકે જાણીતા છે એમની માતાનુ નામ દેવનીબાઈ હતુ એમનો જન્મ તા ૨૮ મી જુલાઇ સન ૧૯૦૫ ના રોજ સ ૧૯૬૧ ના અષાઢ વદિ ૧૧ માગરોલમા થયો હતો એમનુ લગ્ન સને ૧૯૨૪ મા (સ ૧૯૮૦ મા) પ્રભાસપાટણમા સૌ પાર્વતી બ્હેન તે જીણભાઈ બાપોદરાના પુત્રી સાથે થયેલુ છે અને એ બ્હેને પ્રાથમિક ચાર ધોરણ સુધીનો અભ્યાસ કરેલો છે

પ્રાથમિક શિક્ષણ એમણે માગરોલમા લીધેલુ અને ઇંગ્રેજી અભ્યાસ ત્યાની કોરોનેશન હાઇસ્કુલમા કર્યો હતો અહિં છ અને સાતમુ ધોરણ એકસાથે કરીને સને ૧૯૨૨મા તેમણે મેટ્રિક્યુલેશનની પરીક્ષા પાસ કરી હતી વધુમા એમના પિતાશ્રી પાસે સસ્કૃત પાઠશાળામા સસ્કૃત વ્યાકરણ, કાવ્ય, નાટકો અને શુદ્ધાદ્વૈત વેદાંતનો અભ્યાસ કરેલો છે

હાલમા તેઓ (સને ૧૯૨૫ થી) માગરોલ કોરોનેશન હાઇસ્કુલમા ગુજરાતી અને સસ્કૃતના શિક્ષક છે

થોડીક મુદતથી એમણે ગુજરાતી માસિકોમા લખવાનુ શરૂ કરેલુ છે, પણ એ ટુક અરસામા ગુજરાતી ભાષા સાહિત્યના એક વિચારશીલ અને માર્મિક અભ્યાસી તરીકે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરેલી છે અને ગયા વર્ષમા મહાભારત 'આદિ પર્વ-સભાપર્વ'નુ શ્રી ફાર્બસ ગુજરાતી સભા મુબાઇ માટે સપાદન કર્યું, એ કાર્યથી ગુજરાત વિદ્વદ્વર્ગમા એમની બહોળી પ્રશસા થયેલી છે

ભાષાશાસ્ત્ર, પ્રાચીન કાવ્ય અને પુરાતત્ત્વ એ એમના પ્રિય વિષયો છે, અને વૈષ્ણવ સપ્રદાયના સાહિત્યથી પૂરા પરિચિત છે, (જે વૈષ્ણવધર્મ પતાકા, ભક્તિસામ્રાજ્ય, શુદ્ધાદ્વૈત અને પુષ્ટિપીયૂષ, એ વૈષ્ણવ માસિકોમાના એમના લેખોથી સમજાય છે)

સોમાયટી માટે તેમણે રત્નેશ્વર અનુવાદિત ભાગવતના ત્રણ સ્કધો જે ઉપલબ્ધ છે તે સપાદન કરવાનુ હાથ ધરેલુ છે અને તે પુસ્તક આવતે વર્ષે છપાઇ જવા સંભવ છે

જુના કવિઓએ લખેલા મહાભારતના જુદા જુદા પર્વો મેળવી આખું મહાભારત સંપાદન કરવાની તેઓ હોંશ રાખે છે, અને તેમાનું પ્રથમ આદિપર્વ સભાપર્વનું કાર્ય જોતા, તે પુસ્તક ગુજરાતી સાહિત્યમા કિંમતી ભરતી કરી, સંશોધન પુસ્તકોમા ઉંચુ સ્થાન લેશે, એ નિ સદેહ કહી શકાય.

વસન્ત, બુદ્ધિપ્રકાશ, શુદ્ધાદ્વૈત, પુષ્ટિપીયૂષ અને અઠવાડિક "ગુજરાતી"-મા એમના લેખો વખતોવખત આવ્યા કરે છે સત્તર વર્ષની ઉંમરે એમણે પોતાનુ પ્રથમ પુસ્તક બહાર પાડયુ હતુ

ગીતાના સુપ્રસિદ્ધ શ્લોક—'**कर्मण्ये वाधिकारस्ते मा फलेषु कदाचन**' એ સૂત્રાનુસાર તેઓ ફળની આશા રાખ્યા વિના નિર્ણીત ધ્યેયને પહોચવા સતત પ્રયત્ન કર્યે જાય છે; અને તેમા એમને ભગવદ્ગીતા અને શ્રીમદ્ વલ્લભાચાર્યના ષોડશ ગ્રંથમાથી પુષ્કળ પ્રેરણા અને બળ મળતા રહ્યે છે. તે કારણે પોતાનુ મતવ્ય વ્યક્ત કરવામા તેઓ સંકોચ પામતા નથી અને તે એમના લખાણની વિશિષ્ટતા છે.

## : : એમની કૃતિઓ : :

| નં. | પુસ્તકનું નામ. | પ્રકાશન વર્ષ. |
|---|---|---|
| ૧. | સૌન્દર્યપદ્ય ( સંસ્કૃત ત્રણ ટીકા સાથે ) સાનુવાદ. [ બોરસદના ચીમનલાલ હરિશંકર શાસ્ત્રી સાથે ] | સને ૧૯૨૨ |
| ૨. | ષોડશ ગ્રન્થ–વલ્લભાચાર્યકૃત ( સમશ્લોકી અનુવાદ સહિત ) | ,, ૧૯૨૬ |
| ૩. | સંસ્કૃત શબ્દરૂપાવલી – નવી જૂની મિશ્ર પદ્ધતિયે– ( શબ્દકોશ સાથે ) | ,, ૧૯૨૬ |
| ૪. | પદ્ય સમૂહ – સટીક–(મેટ્રિક ગુજરાતી કાવ્યો) | ,, ૧૯૨૭ |
| ૫. | વલ્લભાખ્યાન કાવ્ય-ગોપાળદાસકૃત | ,, ૧૯૩૧ |
| ૬. | પ્રેમનો પ્રસાદી–માલવિકાગ્નિ મિત્રનો સમશ્લોકી અનુવાદ. | ,, ૧૯૩૨ |
| ૭. | શ્રી વલ્લભાચાર્યજીનુ જીવનચરિત અને સાંપ્રદાયિક ગ્રન્થ સાહિત્ય, | ,, ૧૯૩૩ |
| ૮. | મહાભારત ( ગુજરાતી પદ બન્ધ ) ગ્રન્થ ૧ લો ( કવિ હરિદાસકૃત આદિપર્વ અને કવિ વિષ્ણુદાસકૃત સભાપર્વ–વિવેચન સહિત ) | ,, ,, |
| ૯. | મહાભારત ( ગુજરાતી પદ બન્ધ ) ગ્રન્થ ૨ જો ( કવિ નાકરકૃત મોટું આરણ્ય પર્વ વિવેચન સહિત. ) | ,, ૧૯૩૪ |

## ગિરિજાશંકર વલ્લભજી આચાર્ય

એઓ જ્ઞાતે વડનગરા નાગર બ્રાહ્મણ અને મૂળ જુનાગઢના વતની છે. એમનો જન્મ જુનાગઢમાં સંવત્ ૧૯૩૭ના કાર્તિક સુદ ૯ના રોજ થયો હતો.

એમના પિતાશ્રી વલ્લભજી હરિદત્ત આચાર્ય એક સાક્ષર અને પુરાતત્ત્વવિદ્ તરીકે પ્રસિદ્ધ છે. એમણે રાજકોટ વૉટસન મ્યુઝિયમના ક્યુરેટર તરીકે કાઠિયાવાડની પુરાતન વસ્તુ-લેખો, સિક્કા વગેરે મેળવી, એ મ્યુઝિયમને બહુ સમૃદ્ધ કરેલુ છે અને તેની ખ્યાતિ સ્વર્ગસ્થને આભારી હતી.

એમની માતુશ્રીનું નામ ચતુરલક્ષ્મી હતુ એમનુ લગ્ન સં. ૧૯૫૧મા જુનાગઢમાં સૌ. ચંચળલક્ષ્મીબ્હેન સાથે થયેલુ છે.

એઓએ પ્રાથમિક કેળવણી જુનાગઢમા, માધ્યમિક રાજકોટમા અને કૉલેજ શિક્ષણ ગુજરાત કૉલેજ-અમદાવાદ-બહાવદ્દીન કૉલેજ-જુનાગઢ, અને એલ્ફીન્સ્ટન કૉલેજ-મુબાઈ-મા લીધુ હતુ. તેમણે સન ૧૯૦૭ માં બી. એ. ની ડીગ્રી લીધી હતી અને સન ૧૯૦૯ મા એમ. એ., ની પરીક્ષામાં પાલી પેલીઓગ્રાફીના સવાલપત્રકમા પાસ થયા હતા.

હાલમા તેઓ પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ-મુબાઇમા, ઑર્કીઓલૉજીકલ વિભાગના ક્યુરેટરના પદે છે.

પ્રાચીન સિક્કા, લેખો વગેરે એમના પ્રિય વિષયો છે; અને તેમાં એમના પિતાશ્રી પાસેથી એમણે ઘણુ કામ કર્યુ હતુ.

સ્વર્ગસ્થ રખાલદાસ બેનરજી, જેમનુ નામ મ્હોન જો ડેરોના ખોદકામ સાથે સદા જોડાયલું રહેશે તેમણે શ્રીયુત આચાર્યના જીવનપર પ્રબળ અસર કરેલી છે.

પ્રકીર્ણ લેખો એમણે જુદા જુદા ઇંગ્રેજી ગુજરાતી માસિકોમા લખેલાં ઘણાં છે.

હમણાં શ્રી ફૉર્બસ સભા તરફથી બહાર પડેલું એમનું "ગુજરાતના ઐતિહાસિક લેખો ભા. ૧" નામનું પુસ્તક એમની વિદ્વત્તાનો ખ્યાલ આપશે.

:: એમની કૃતિ ::

| નં. | પુસ્તકનું નામ. | પ્રકાશન વર્ષ. |
|---|---|---|
| ૧ | ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૧ | સન ૧૯૩૩ |

## ગોવર્ધનદાસ કહાનદાસ અમીન

એઓ જાતે લેઉઆ પાટીદાર અને સિનોરના વતની છે એમનો જન્મ પણ સિનોરમા સ ૧૯૪૭ ના શ્રાવણ વદ ૮, જન્માષ્ટમીના રોજ થયો હતો એમના માતુશ્રીનુ નામ જડાવમા છે એમનુ લગ્ન સં. ૧૯૬૦મા વરખડ તાલુકે સિનોરમા શ્રીમતી યમુનાબ્હેન સાથે થયુ હતુ

એમણે પ્રાથમિક ધોરણનુ શિક્ષણ સિનોરમા લીધુ હતુ અને પછીથી વડોદરામા ઇંગ્રેજી પાચ ધોરણ સુધીનુ શિક્ષણ લઈ વધુ અભ્યાસ ઘર આગળ કર્યો હતો

તેઓ વડોદરા રાજ્યમા વતનદાર છે.

જીવનચરિત્રનુ વાચન એમને વિશેષ ગમે છે. શ્રી મોતીભાઈ અમીનની સેવાથી એઓ મુગ્ધ થયલા છે, તેમ સ્વામી રામતીર્થના પુસ્તકોએ એમના જીવન પર અસર કરેલી છે.

થોડોક સમય એમણે "પટેલ બંધુ" નામનુ માસિક ચલાવ્યુ હતુ, પછી તે સુરત પાટીદાર યુવક મંડળને સોપાયુ, પણ તે દ્વારા તેઓ લેખનકાર્ય તરફ પ્રેરાયા એટલુંજ નહિ પરંતુ સંખ્યાબંધ પુસ્તકો લખવાને શક્તિમાન થયા હતા.

### :: એમની કૃતિઓ ::

| નં. | પુસ્તકનુ નામ. | પ્રકાશન વર્ષ. |
|---|---|---|
| ૧. | બૂકર ટી વૉશિંગ્ટન | સં. ૧૯૭૦ |
| ૨. | અદ્ભુત આગબોટ | ,, ૧૯૭૨ |
| ૩. | યુરોપનો રણરંગ | ,, ,, |
| ૪. | જર્મનીની ઉન્નતિ શાથી થઇ | ,, ,, |
| ૫. | પ્રતિજ્ઞાપાલન | ,, ,, |
| ૬. | છત્રપતિ રાજારામ | ,, ૧૯૭૩ |
| ૭. | દાદાભાઈ નવરોજજીનુ ટુંકુ જીવનચરિત્ર | ,, ,, |
| ૮. | નીગ્રોરત્ન બૂકર ટી વૉશિંગ્ટનનું સંક્ષિપ્ત જીવનચરિત્ર | ,, ૧૯૭૪ |
| ૯. | દક્ષિણનો વાઘ | ,, ૧૯૭૭ |
| ૧૦. | જગતનો મહાન્ પુરુષ | ,, ૧૯૭૯ |
| ૧૧. | મહાત્મા ટૉલ્સ્ટૉય | ,, ,, |

| | | |
|---|---|---|
| ૧૨. | દુર્ભાગી દારા | સં. ૧૯૭૯ |
| ૧૩. | શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા | ,, ,, |
| ૧૪. | સુબોધ પુષ્પવાટિકા× | ,, ,, |
| ૧૫. | પાટલીપુત્રની પડતી* | ,, ૧૯૮૦ |



× સસ્તું સાહિત્યની ટુંકી વાર્તાઓના ભા. ૭ માં શેખસાદીકૃત 'ગુલિસ્તાનના ભાવાર્થ' રૂપે.

* સર્વ પુસ્તકો વિશેષતઃ અનુવાદિત છે.

## ગોરધનદાસ ડાહ્યાભાઇ એન્જીનીયર

એઓ જાતે લેઉઆ પાટીદાર અને સુરતના વતની છે. એમનો જન્મ તા. ૨૯ મી જાન્યુઆરી સન ૧૮૯૦ ના રોજ સુરતથી ત્રણ માઇલ દૂર આવેલા એમના મોસાળમા સારોલી ગામે થયો હતો. એમના પિતાનું નામ ડાહ્યાભાઇ ત્રિભોવનદાસ એન્જીનીઅર હતું અને માતાનું નામ ગુલાબબ્હેન હતું. એમનું પહેલું લગ્ન સન ૧૯૦૪મા સૌ. જડાવગૌરી સાથે થયું હતું અને તે સ્વર્ગસ્થ થતા, દ્વિતીય લગ્ન સન ૧૯૧૧ મા સુરતમા જ સૌ. પદ્માવતી સાથે થયું હતું.

મેટ્રીક્યુલેશન સુધીનો અભ્યાસ એમણે સુરતમા કર્યો હતો; પછીથી બધળો અભ્યાસ સોલિસીટર થતા સુધી મુંબાઇમા કર્યો હતો.

હાલમા તેઓ સોલિસીટર તરીકે કામકાજ કરે છે.

સને ૧૯૧૫ મા પાચમી સાહિત્ય પરિષદ તરફથી 'રામાયણનો સાર' એ નામનું કાવ્ય રચવા માટે તેમને પહેલું ઇનામ મળ્યું હતું. એ કાવ્ય સને ૧૯૧૭ મા "શ્રી રામચરિતામૃત" એ નામે પ્રકટ કરવામા આવ્યું હતું.

કવિતા અને તત્ત્વજ્ઞાન એમના પ્રિય વિષયો છે અને આપણા ધાર્મિક ગ્રંથો જેવા કે, રામાયણ, મહાભારત અને ભાગવતે એમનું જીવન રંગેલું છે. રવીન્દ્રનાથ ટાગોર, શ્રીયુત અરવિંદ ઘોષ, અને સ્વામી રામતીર્થ વગેરેની છાપ પણ એમના પર ઉંડી પડેલી છે.

કાયદાના કામકાજમા તેઓ ઘણું રોકાયલા રહે છે; તેમ છતા તેમનો સાહિત્ય શોખ અને લેખનપ્રવૃત્તિ મંદ પડયા નથી, એ એમના લખેલા પુસ્તકો પરથી જણાશે.

**:: એમની કૃતિઓ ::**

| નં. | પુસ્તકનું નામ. | પ્રકાશન વર્ષ. |
|---|---|---|
| ૧. | શ્રી રામચરિતામૃત | સન ૧૯૧૭ |
| ૨. | પ્રભાતફેરી | ,, ૧૯૩૦ |
| ૩. | ઉમર ખૈયામની રૂબાઇયતો ('બે ઘડી મોજ'મા કટકે કટકે પ્રગટ થઇ.) | સન ૧૯૩૨-૩૩ |
| ૪. | ઉત્સર્ગ | ,, ૧૯૩૩ |
| ૫. | ગીતાન્જલિ (ટીકા સાથે) ('વિશ્વજ્યોતિ'મા કટકે કટકે પ્રગટ થાય છે.) | સં. ૧૯૮૩ થી |

## જટાશંકર જયચંદભાઈ આદીલશાહ

એઓ નાતે ઝારોળા વણિક દશા વિભાગના અને જુનાગઢના વતની છે. એમના પિતાનું નામ જયચંદભાઈ અને માતુશ્રીનું નામ મોતીબાઈ છે. એમનો જન્મ જુનાગઢમા સન ૧૮૭૪–સંવત્ ૧૯૩૦, જેઠ વદ ૧ ને સોમવારના રોજ થયો હતો. એમનું પહેલી વારનું લગ્ન સંવત્ ૧૯૪૮ માં અને બીજી વારનું લગ્ન સન ૧૯૩૦ મા શ્રીમતી હેમકોર સાથે થયું હતું.

પ્રાથમિક અને માધ્યમિક અભ્યાસ એમણે જુનાગઢમાં કર્યો હતો. તેમણે મુંબાઇ સેકન્ડરી ટીચર્સ કોલેજની એસ.ટી. સી. ડી. ની ડીગ્રી પ્રાપ્ત કરેલી છે. તેઓ હમણાંજ મુંબાઇ પોલીસ ઇન્સ્પેક્ટરના હોદ્દા પરથી નિવૃત્ત થયા છે.

પોલીસ ખાતા જેવા હોદ્દાના અને નિવૃત્તિ વિનાના ધંધામાં હોવા છતાં તેમણે લેખન વાચન પ્રવૃત્તિ સારી રીતે કેળવી હતી. કાવ્ય, ધર્મ અને સમાજશાસ્ત્ર એ એમના પ્રિય વિષયો છે.

સાહિત્ય પ્રતિ એટલી બધી મમતા છે કે એઓ એમની કેટલીક મિલ્કત કોઈ જાહેર સંસ્થાને અર્પવા ઈચ્છા રાખે છે.

**:: એમની કૃતિઓમાંની થોડીક ::**

| નં. | પુસ્તકનું નામ. | પ્રકાશન વર્ષ. |
|---|---|---|
| ૧. | નિબંધાલંકાર રત્ન | સન ૧૯૦૦ |
| ૨. | મીનાક્ષી શૃંગાર | ,, |
| ૩. | ભર્તુહરિ નીતિશતક | ,, ૧૯૦૭ |
| ૪. | હોરેશિયસ | ,, ૧૯૦૭ |
| ૫. | સ્પૃશ્ય થવામાં અસ્પૃશ્યોની મહા હાનિ,, | ૧૯૩૦ |
| ૬. | સ્ત્રીઓના પત્રો | ,, |

## મુનિશ્રી જિનવિજયજી

એઓ જન્મે પરમારવંશ રાજપુત છે. એમનું મૂળ નામ કિસન સિંહ અને પિતાશ્રીનુ નામ વૃદ્ધિસિંહજી છે. એમના માતુશ્રીનુ નામ રાજકુવર એમનો જન્મ ઉદયપુર મસ્થાન મેવાડના ગામ રૂપાહેલીમા સં. ૧૯૪૪ ના થયો હતો એઓ અવિવાહિત છે, અને સઘળો અભ્યાસ ખાનગી રીતે કરેલો છે

જૈન સાધુના સસર્ગમા આવતા તેમણે જૈન દીક્ષા લીધી પરંતુ કહેવાતા સાધુ જીવનના રૂઢ આચાર વિચારથી તેમના જીવને ગ્લાનિ થઈ અને સ્થાનકવાસી–મૂર્તિપૂજક આદિ સપ્રદાયોની વાડાબધીમા વર્ષો સુધી ગધાઈ રહ્યા, આખરે વેશ ત્યાગ કરી તેમાથી મુક્ત થયા અને એક અધ્યાપક અને સાહિત્ય સેવકના જીવન તરીકે અધ્યયન અધ્યાપનનુ અને ગ્રથલેખન–સપાદનના સતત કાર્યમા પોતાનુ સાદુ જીવન ગાળી રહ્યા છે.

પોતે એટલા ઉદાર અને સુધારક વિચારના છે કે વધુ અભ્યાસઅર્થે તેઓ ઇગ્લાડ, જર્મની દેશોમા જઈ, કેટલોક સમય રહી આવ્યા હતા

તેઓ મહાત્મા ગાધીજીની પ્રેરણાથી પ્રથમ ગુજરાત વિદ્યાપીઠમા આવી વસ્યા તે અગાઉથી પુરાતત્ત્વના એક સારા અભ્યાસી અને વિદ્વાન લેખક તરીકે પ્રતિષ્ઠા મેળવી હતી. "જૈનતત્ત્વસાર" અને "વિજ્ઞપ્તિ ત્રિવેણી" એ એમના પ્રથમ ગ્રથો હતા. તે પછી એઓ એક અભ્યાસીની પેઠે આપણા પ્રાચીન સાહિત્ય, ઇતિહાસ, ધર્મગ્રથો અને પુરાતત્ત્વનુ પદ્ધતિસર અધ્યયન કરી રહ્યા છે અને એમના એ અભ્યાસનુ ફળ વખતોવખત લેખો લખીને, વ્યાખ્યાનો આપીને અને ગ્રથો સપાદન કરીને અને રચીને જનતાને આપતા રહ્યા છે.

ગુજરાત પુરાતત્ત્વ મદિરનું કામકાજ એમની સીધી દેખરેખ અને નેતૃત્વ નીચે સારી રીતે ખીલ્યુ હતુ, અને એ સસ્થા સત્યાગ્રહની લડતના કારણે બધ થઈ ન હોત તો તેના તરફથી ગુજરાતના ઇતિહાસનુ એક કિમતી પુસ્તક મળત એવી સૌ આશા રાખતા હતા, છતા મુનિશ્રી જિનવિજયજીએ પ્રબધ ચિંતામણીનુ સપાદન કાર્ય આરભીને એ માર્ગ ખુલ્લો કર્યો છે અને જ્યારે એ સમગ્ર ગ્રથ તૈયાર થઇ જશે ત્યારે અભ્યાસીને ગુજરાતના ઇતિહાસ વિષે પુષ્કળ અને નવીન સાધનસામગ્રી પ્રાપ્ત થશે.

એમની એ વિદ્વતાના કારણે મુબાઈ યુનિવર્સિટીએ એમને વસનજી માધવજી વ્યાખ્યાનો આપવા નિમન્યા હતા; અને એમના તે વ્યાખ્યાનો

જેઓએ સાંભળ્યાં હતાં, તે સૌ તેની પ્રશંસા કરતા હતા.

જ્યારે તે વ્યાખ્યાનોનું પુસ્તક પ્રસિદ્ધ થશે ત્યારે તેસોલંકી યુગપર વિશેષ પ્રકાશ પાડશે.

હાલમાં તેઓ ડૉ. રવીન્દ્રનાથ ટાગોરના શાન્તિનિકેતનમાં જૈનસાહિત્ય ઇતિહાસના અધ્યાપક તરીકે કામ કરે છે.

ગુજરાતને આવા એક વિદ્વાન સાધુ પુરુષની સાહિત્યસેવાનો લાભ મળ્યો છે, એ તેનું અહોભાગ્ય છે.

:: એમની કૃતિઓ ::

| નં. | પુસ્તકનું નામ | પ્રકાશન વર્ષ |
|---|---|---|
| ૧. | જૈન તત્ત્વસાર | સં. ૧૯૭૧ |
| ૨. | વિજ્ઞપ્તિ ત્રિવેણી | ,, ૧૯૭૨ |
| ૩. | શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધ | ,, ૧૯૭૩ |
| ૪. | કૃપા રસકોશ | ,, ,, |
| ૫. | પ્રાચીન જૈન લેખસંગ્રહ, ભા. ૧ | ,, ૧૯૭૪ |
| ૬. | દ્રૌપદી સ્વયંવર નાટક (સંસ્કૃત) | ,, ૧૯૭૫ |
| ૭. | હરિભદ્રાચાર્યસ્ય સમયનિર્ણય (સંસ્કૃત) | ,, ૧૯૭૭ |
| ૮. | કુમારપાલ પ્રતિબોધ ( પ્રાકૃત ) | ,, ૧૯૭૬ |
| ૯. | પુરાતત્ત્વ સંશોધનનો પૂર્વ ઇતિહાસ | ,, ૧૯૭૭ |
| ૧૦. | પ્રાચીન જૈન લેખસંગ્રહ, ભા. ૨ | ,, ૧૯૭૮ |
| ૧૧. | પાલિ પાઠાવલિ | ,, ,, |
| ૧૨. | પ્રાકૃત કથા સંગ્રહ | ,, ,, |
| ૧૩. | અભિધાન દીપિકા (પાલીભાષાનો શબ્દકોશ) | સં.૧૯૮૦ |
| ૧૪. | જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્યસંચય | સં. ૧૯૮૨ |
| ૧૫. | જીત કલ્પસૂત્ર ( પ્રાકૃત ) | ,, ૧૯૮૩ |
| ૧૬. | વિજયદેવ મહાત્મ્ય ( સંસ્કૃત ) | ,, ૧૯૮૪ |
| ૧૭. | પ્રાચીન ગુજરાતી ગદ્ય સંદર્ભ | ,, ૧૯૮૬ |
| ૧૮. | ખરતર ગચ્છ પટ્ટાવલિ સંગ્રહ | ,, ૧૯૮૭ |
| ૧૯. | પ્રબંધ ચિંતામણિ, પ્રથમખંડ (સંસ્કૃત) | ,, ૧૯૮૯ |
| ૨૦. | પુરાતન પ્રબંધ સંગ્રહ ( સંસ્કૃત ) | |
| ૨૧. | વિવિધ તીર્થ કલ્પ ( સંસ્કૃત-પ્રાકૃત ) | |
| ૨૨. | પ્રબંધકોશ ( સંસ્કૃત ) | |

## જેઠાલાલ જીવણલાલ ગાંધી

એઓ જ્ઞાતે દશાનાગર વણિક અને મહેમદાવાદ ( જીલ્લે ખેડા ) ના વતની છે. એમના પિતાનુ નામ જીવણલાલ સાંકળચંદ ગાધી અને માતુશ્રીનું નામ ચંચળબ્હેન ગોરધનદાસ શાહ છે. એમનો જન્મ તા. ૫ મી ડિસેમ્બર ૧૯૦૫ના રોજ મહેમદાવાદમા થયો હતો. એમનું લગ્ન સન ૧૯૨૬ મા સૌ. સવિતાબ્હેન સાથે મહેમદાવાદમા થયલુ છે.

અંગ્રેજી સાત ધોરણ પૂરા કર્યા પછી તેઓ ગુજરાત વિદ્યાપીઠમાં દાખલ થયા હતા અને તેની એમણે વાણિજ્ય વિદ્યા વિશારદની પદવી પ્રથમ વર્ગમા લીધી છે.

સ્નાતક થયા પછી તેઓ ગુજરાત વિદ્યાપીઠમા અધ્યાપક તરીકે જોડાયા હતા.

માસિકોમાં વિશેષે કરીને 'પ્રસ્થાન' મા એમના લેખો આવે છે.

ભૂગોળ, સંપત્તિશાસ્ત્ર અને નાણું, એ એમના પ્રિય વિષયો છે.

**: એમની કૃતિઓ :**

| નં. | પુસ્તકનું નામ. | પ્રકાશન વર્ષ. |
|---|---|---|
| 1. | Economics of Khaddar'–by Gregg–<br>એ પુસ્તકોનો અનુવાદ | સન ૧૯૩૧ |
| ૨. | લૂંટાતું હિંદ ( અનુવાદ ) | ,, ,, |



## રુસ્તમજી બરજોરજી પેમાસ્તર

એઓ જાતે પારસી અને ગુજરાત પાસે આવેલા ગણદેવીના મળ વતની છે એમનો જન્મ સને ૧૮૭૦માં ૨૭મી જાન્યુઆરીના દિવસે થયો હતો એમના પિતાશ્રીનું નામ બરજોરજી ફરામજી પેમાસ્તર અને માતાનુ નામ નવાજબાઈ બરજોરજી પેમાસ્તર છે એમનુ લગ્ન સને ૧૮૮૯માં ૭મી મે એ મુબાઈમા બાઇ શીરીનબાઇ, તે શેઠ મચેરજી મોરાબજી મોસ્ટવાળાના પુત્રી સાથે થયું હતુ

તેમણે બધો અભ્યાસ મુબાઈમા ફોર્ટ હાઇસ્કૂલમા રહેલો અને વખતો વખત સ્કોલરશિપ પણ મેળવેલી અને મા એ ફીન્સ્ટન કોલેજમાથી બી એ ની પરીક્ષા ફારસી ઐચ્છિક વિષય લઇને પાસ કરી હતી

એમના વિષે વધુ જાણવાનુ એ છે કે તેઓ કવિ અરદેશર ખબરદારના મામા થાય અને કવિએ પોતાને ઘેર રાખીને સ્કુલ કેળવણી લેવામા તેમને મદદ કરી હતી

પારસી પ્રકાશનના સપાદન અને પ્રકાશક તરીકે તેમનુ કાર્ય બહુ મૂલ્યવાન કહેવાય વળી એમણે સખ્યાબધ અનેક પુસ્તકો ગુજરાતીમા રચ્યા છે

કામી તેમજ સાર્વજનિક હિલચાલમા તેઓ રસપૂર્વક ભાગ લે છે અને તે કાર્યમા એમના પત્ની શ્રીમતી શિરિનબ્હેનનો એમને પુરો સાથ હોય છે

### એમની કૃતિઓ :

| નં | પુસ્તકનુ નામ ગુજરાતી | પ્રકાશનવર્ષ |
|---|---|---|
| ૧ | જ્ઞાનના મકાનોમા ઓરતને અધિકાર × | સન ૧૯૦૩ |
| ૨ | મજાણ ખાતે યાદગીરીના પારસી સ્તભની હિલચાલ | „ ૧૯૧૦ |
| ૩ | પહેલા સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ એક વ્યવહારતરીકે | „ ૧૯૧૨ |
| ૪ | આગળના પારસીઓ, તેઓનો વેપાર, તેમનું સાહસિકપણુ, તેમની સખાવત, તેમની સાદાઇ વગેરે | „ ૧૯૧૩ |
| ૫ | ગઇ સદીના આઠમા દાયકાના પારસીઓ | „ ૧૯૧૫ |
| ૬ | કિસ્સે સજાણ (ગુજરાતી, અંગ્રેજી અને ફારસીમા) | „ „ |
| ૭ | દેશી રાજ્યો મધ્યેના પારસીઓ માટે ખાસ કાયદાની જરૂર | „ ૧૯૧૭ |

× બી દીનશાહ અર્દ મુલ્લા સોલિસીટરના ઇગ્રેજી પુસ્તક પરથી

| | | |
|---|---|---|
| ૮ | મા દાદાભાઈ નવરાજજીની યશવતી જાહેર જીંદગીનો ટુંક અહેવાલ | ,, ,, |
| ૯ | પારસી પ્રકાશ, દફતર ૩ જુ (સન ૧૮૮૧ થી ૧૯૦૦ સુધીના પારસીઓને લગતા અગત્યના બનાવોની નોધ [ ૧૧ ભાગમા ] | સન ૧૯૧૨ થી ૧૯૨૨ |
| ૧૦ | પારસી પ્રકાશ દફતર ૪ થુ (સન ૧૯૦૧ થી ૧૯૦૮ [ ૪ ભાગમા ] ,, | ૧૯૨૩ |
| ૧૧ | પુરાતન પારસી દરિયાઈ માફરાની તવારીખ ,, | ,, |
| ૧૨ | અધોરનાન નામાનો લબાણુ દીબાચો ,, | ,, |
| ૧૩ | પારસીઓને અગતના બે સવાના વાકાનેર વરીઆવ પારસી સસ્થાનો-બારડોલી સત્યાગ્રહ વિષે ઈગ્રેજી કવિતા સહિત તથા ડૉ ગાવરનુ જુદદીન લગ્નોને સનદ કરી આપનારૂ બીલ ,, | ,, |
| ૧૪ | સન ૧૮૬૫ અગાઉના પુસ્તકોની ટીપ | સ ૧૯૨૮ |
| ૧૫ | સોપારા મધ્યેના રાજા અશોકનો લેખ | ,, ૧૯૨૯ |
| ૧૬. | અહેવાલે મુલ્ના ફિરોઝ બિન મુલ્લ કાઉસ જનાબ | ,, ૧૯૩૧ |
| ૧૭ | અહેવાલે આતશ બહેરામે વાહડયાજી | ,, ,, |
| ૧૮ | અહેવાલે ખાનદાને દાદીશેઠ-મચિન- | ,, ,, |
| ૧૯. | શુ પારસીઓનો બાંધો નબળો પડતો જાય છે ? | ,, ,, |

ઈગ્રેજી

| | | |
|---|---|---|
| 1. | Elphinstone College Union Lectures | ,, 1893 |
| 2. | The Nayraiana or India's offering to her King Emperor on his Coronation ( poems ) | ,, 1902 |
| 3 | Sun-set and Sun-rise ( poems ) | ,, ,, |
| 4. | Midnight and Dawn ( Poems on the Bomb outrage on Lord Hardinge ) | ,, 1913 |
| 5. | Navroziana ( Poems on Mr Dadabhai Navroji and other friends of India ) | ,, ,, ,, 1917 |

| | | |
|---|---|---|
| 6. | The Voice of the East on the Great War* ( 1st. Series ) | „ 1917 |
| 7. | Four Lectures on the Working of the Bombay Rent Acts. | „ 1920 |
| 8. | A Farman of Emperor Jehangir given to Dr. Dadabhai Navroji's Ancestors three centuies ago | „ 1925 |
| 9. | Poems on Dadabhai Navroji | „ „ |
| 10. | The Bombay Rent Acts (with Notes and Commentations ) | „ 1926 |
| 11. | Gleanings of Verse of Dr. William Wordsworth ( Copyright ) | „ 1927 |
| 12. | Life of Principal Wordsworth. | „ „ |
| 13. | Dadysett Religions and Charitable Trust. | „ 1928 |
| 14. | A short History of the Fort Gratuitous Dispensary | „ 1931 |



* 2nd edition and 1st and 2nd Series in the year 1917. આ પુસ્તકની આવકમાંથી એમણે રોકડા રૂ. ૫૫૦) Indian women's war fund માં આપ્યા હતા.

## નગીનદાસ નારણદાસ પારેખ

એઓ જ્ઞાતે દમણિયા સોની, વલસાડના વતની છે, એમનો જન્મ ભાદરના સુદ આઠમ, સવત ૧૯૫૯ના રોજ વલસાડમા થયો હતો એમના પિતાનુ નામ નારણદાસ અને માતાનુ નામ છબકોરબાઇ છે એમનુ પ્રથમ લગ્ન સન ૧૯૧૦મા શ્રીમતી ગુલાબ બ્હેન સાથે થયુ હતુ, અને તેમનુ મૃત્યુ થતા તેઓ ફરી સન ૧૯૩૩મા પરણ્યા હતા એમના હાલના પત્નીનુ નામ વાસતી બ્હેન છે

એમણે પ્રાથમિક તેમ માધ્યમિક કેળવણી વલસાડમા લીધી હતી વિદ્યાર્થી તરીની એમની કારકીર્દિ ઉજ્જ્વળ હતી, એમણે ડ્રોઇંગની એલિમેન્ટરી અને ઇન્ટરમિડિયેટ પરીક્ષા પાસ કરી છે તેઓ સાતમા ધોરણમા હતા એ વખતે અસહકારની ચળવળ શરૂ થઈ, એટલે શાળા છોડી દઇને તેઓ વિદ્યાપીઠમા જોડાયા હતા અહિં પણ તેઓ વિદ્યાર્થીઓની પ્રવૃત્તિઓમા આગળ પડતો ભાગ લેતા તેમ તેના અગે ચાલતુ સાબરમતી નામનુ દ્વૈમાસિક પત્ર કેટલોક સમય તેમણે ચલાવ્યુ હતુ, એ પત્રમા એક ઉત્તમ લેખ લખવા બદલ એમને તારાગૌરી ચદ્રક મળ્યો હતો. વિદ્યાર્થી અવસ્થાથી જ તેઓ વિદ્યાર્થીઓના તેમજ અધ્યાપકોના હાસ્યરસિક લેખોના લેખક તરીક પ્રિય થઈ પડયા હતા તેમને ચન્દ્રક જે લેખને માટે મળ્યો તે પણ એક ગભીર છતા હાસ્યનો જ લેખ હતો તે પછી તેઓ કવિવર ટાગોરના શાન્તિનિકેતનમા વધુ અભ્યાસ કરવા સારૂ ગયા હતા અહિં પણ તેઓશ્રી ક્ષિતિમોહન સેનના પ્રિય શિષ્ય થઈ પડયા હતા

સત્યાગ્રહની લડતના અગે તેઓએ જેલમજા પણ ભોગવી હતી

લોક સેવામા તેઓ માને છે, અને લેખન વાચનમા પણ બહુ પ્રવૃત્ત રહે છે, બગાળી હિન્દી વગેરેનુ સારૂ જ્ઞાન હોઇને કેટલાક ઉત્તમ ગ્રથો એ ભાષાઓમાથી એમણે ગુજરાતીમા ઉતાર્યા છે

### :: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| (૧) સુબન અને બીજી વાતો (અનુવાદ) | ૧૯૨૮ |
| (૨) કાવ્યપરિચય (૧–૨) (સપાદન) શ્રી રામનારાયણ પાઠક સાથે | ૧૯૨૯ |
| (૩) પરિણીતા (અનુવાદ) | ૧૯૩૧ |

(૪) ખાદીનુ વ્યાપક અર્થશાસ્ત્ર (શ્રી જેઠાલાલ ગાંધી સાથે અનુવાદ) ૧૯૩૧

(૫) વિસર્જન (અનુવાદ) ૧૯૩૨

(૬) પૂજારિણી અને ડાકઘર (અનુવાદ) ૧૯૩૨

(૭) પલ્લી-સમાજ (અનુવાદ) ૧૯૩૩

(૮) ચંદ્રનાથ (અનુવાદ) ૧૯૩૩

(૯) સ્વદેશી સમાજ (અનુવાદ) ૧૯૩૪



## ભોળાશંકર પ્રેમજી વ્યાસ

તેઓ જ્ઞાતે વાલમ બ્રાહ્મણ અને ગોડલ રાજ્ય તાબે રીબ ગામના વતની છે એમનો જન્મ સ ૧૯૫૩ મા માહ સુદ પુનેમના રોજ રીબમા થયો હતો એમના પિતાનુ નામ પ્રેમજી જાદવજી વ્યાસ અને માતાનુ નામ પાર્વતીબાઈ છે એમનુ લગ્ન સ ૧૯૭૪ મા ગોડલમા સૌ શાન્તાગૌરી સાથે થયુ હતુ,

તેમણે ગુજરાતી ટ્રેઈન્ડ સિનિયરની પરીક્ષા પાસ કરેલી છે, અને ઇગ્રેજીનુ પણ સામાન્ય જ્ઞાન પ્રાપ્ત કરેલુ છે સન ૧૯૧૬ મા હટર મેલ ટ્રેનિંગ કૉલેજમાથી ફર્સ્ટ ક્લાસમા ઉત્તીર્ણ થયા હતા.

સ ૧૯૮૯ મા હિન્દીની પરીક્ષા આપી તેમા બીજો વર્ગ મેળવ્યો હતો.

હમણા તેઓ અમદાવાદ વનિતા—વિશ્રામમા શિક્ષક તરીકે કામ કરે છે

લોક સાહિત્ય એ એમનો પ્રિય વિષય છે પિતાનું મૃત્યુ એમની બાળવયે થતા માતાએ એમને ઉછેરી મ્હોટા કર્યા એટલુ જ નહિ પણ કેળવણીના શુભ સસ્કાર એમના પર પાડયા છે. એમના માતપિતા બને સ્વામિનારાયણ સપ્રદાયના હોવાથી એમનુ જીવન સત્સગી સાધુઓના સમાગમમા વિશેષ આવેલુ છે, અને ભક્તિની છાપ એમના પર ઝાઝી પડેલી છે

લોકસાહિત્યનો એમનો શોખ 'નવદીવડા' નામક એમના પુસ્તકમા નજરે પડે છે અને "પ્રભુ ચરણે" એ ગ્રથમા એમનો ભક્તિપ્રેમ વ્યક્ત થાય છે.

:: એમની કૃતિઓ ::

| નં. | પુસ્તકનું નામ. | પ્રકાશન વર્ષ. |
|---|---|---|
| ૧. | શ્રી પ્રભુ ચરણે | સં. ૧૯૮૨ |
| ૨. | નવદીવડા | સ ૧૯૮૮ |

## ભોગીલાલ જયચંદ સાંડેસરા

એઓ જાતના લેઉઆ પાટીદાર અને એમનું વતન પાટણ છે. એમના પિતાનું નામ જયચંદભાઇ ઇશ્વિરલાલ સાંડેસરા અને માતાનું નામ મહાલક્ષ્મીબ્હેન છે. એમનો જન્મ ચૈત્ર વદ ૬ સં. ૧૯૭૩ ના રોજ મોસાળમાં પાટણ તાબે ગામ સંડેરમાં થયો હતો. એમનું લગ્ન પાટણમાં સં. ૧૯૮૮ માં શ્રી શાન્તાગૌરી સાથે થયું હતું.

એઓ હજી મેટ્રીકયુલેશન કલાસમાં છે. બધો અભ્યાસ પાટણમાં કર્યો છે. મુનિ જિનવિજયજીની ભલામણપરથી તેમણે પૂજ્ય મુનિશ્રી પુણ્યવિજયજી પાસે પ્રાકૃત વ્યાકરણ, સંસ્કૃત વગેરેનો અભ્યાસ આરંભ્યો હતો અને તેમની જ લાગવગ ઉપરથી હસ્તલિખિત જૈન પુસ્તક ભંડારો તપાસવાની સરળતા પ્રાપ્ત થઈ હતી. અત્યારે કોઈ સારા અભ્યાસીની હરોળમા મૂકી શકાય એવો ઉંડો અભ્યાસ એ વિષયોમા—જુના ગુજરાતી અપભ્રંશ વગેરેમાં—એમણે કર્યો છે, એમ એમના લેખો 'બુદ્ધિપ્રકાશ', 'પ્રસ્થાન', 'સાહિત્ય', મુંબાઈનું અઠવાડિક "ગુજરાતી" વગેરેમાં પ્રસિદ્ધ થયલા છે, તે પરથી જણાશે. તેમનો પ્રથમ લેખ 'બુદ્ધિપ્રકાશ' જુન ૧૯૩૧ માં 'પડીમાત્રાનો સમય' નામનો પ્રકટ થયો હતો.

એક ગ્રંથકાર તરીકે એમણે શરૂઆત કરી દીધી છે અને ભવિષ્યમાં ઉમદા કૃતિઓ આપણને એમના તરફથી મળશે એવી આશા પડે છે.

### :: એમની કૃતિઓ ::

| નં. | પુસ્તકનું નામ. | પ્રકાશન વર્ષ. |
|---|---|---|
| ૧. | માધવકૃત રૂપસુન્દર કથા | સન ૧૯૩૪ |
| ૨. | સંઘવિજયકૃત સિંહાસન બત્રીસી | „ „ |
| ૩. | વાઘેલા વંશ | (પ્રેસમાં છે.) |

ઉપરાંત વિક્રમ સંવતના ચૌદમા સૈકાથી માંડી સત્તરમા શતક સુધી ગૂજરાતી ભાષાના વિકાસનો ખ્યાલ આપે તેવાં નાનાં કાવ્યોનો એક સંગ્રહ ટીકા વગેરે સાથે તૈયાર થાય છે.

## માણેકલાલ ગોવિંદલાલ જોશી

એઓ જ્ઞાતે ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ; અને એમનું વતન ધોળકા છે. એમના પિતાનું નામ ગોવિંદલાલ હરિશંકર જોશી અને માતાનું નામ ચંચળબ્હેન–જેશંકર પંડિતની પુત્રી–છે. એમનો જન્મ દદુકા (તા. સાણંદ) મા પોતાના મોસાળમા થયો હતો. એમનું લગ્ન સન ૧૯૨૩ મા ધોળકા તાલુકે વાસણકેળીઆમા સૌ. લલિતાગવરી સાથે થયું હતું.

એમના પિતા રેલ્વેમા નોકર હોવાથી એક સ્થળે શિક્ષણ લેવાનું એમનાથી બની શક્યું નહોતું. ઇંગ્રેજી સાત ધોરણ પૂરા કર્યાં પછી ચાર વર્ષ એમણે ગુજરાત વિદ્યાપીઠમા અભ્યાસ કર્યો હતો–

સિનેમાનો બહુ શોખ હોવાથી તેઓ એ ધંધામા પડેલા; અને તેમાં વાર્તાઓ લખવાથી તે સીનાર્યો, એડીટીંગ અને ડીરેકશન વિ. સર્વ વિષયોનો અનુભવ મેળવેલો. તેમણે કેટલાક ચિત્રપટો સ્વતંત્ર રીતે પણ ડીરેક્ટ કરેલા, જેમાં કૃષ્ણાકુમારી, બહારે જીંદગી વિ. મુખ્ય હતા.

સાહિત્ય પ્રતિનું વલણ તેમને લખવા વાંચવા પ્રેરે છે. એમણે કેટલોક વખત 'Moving Picture Monthly' નામનું, સીનેમા ઉદ્યોગને લગતું ઇંગ્રેજી માસિક એડિટ કર્યું હતું.

### :: એમની કૃતિઓ ::

| નં. | પુસ્તકનું નામ. | પ્રકાશન વર્ષ. |
|---|---|---|
| ૧. | ઝુરતું હૃદય | સં. ૧૯૮૮ |
| ૨. | દિલારામ | ,, ૧૯૮૯ |
| ૩. | પ્રેમળ જ્યોતિ | ,, ૧૯૮૯ |

## મુનિશ્રી મંગલવિજયજી.

એમનું ગામ લીંચ, એમની જાતી વિસાશ્રીમાળી, અને ધર્મ જૈન. ગૃહસ્થાવસ્થાના એમના પિતાનું નામ ભાઇ ભગવાનદાસ મહેતા હતું. એમની માતાનું નામ અંબાદેવી. તે બન્ને ધાર્મિક હતાં. એમનો જન્મ વિ. સં. ૧૯૩૩ ના માગસર માસમાં થયો. એમનું અભિધાન મનસુખલાલ પાડ્યું. એમને ત્રણ ભાઇઓ અને બે બહેનો હતી. એમના પિતાની સ્થિતિ સાધારણ હતી, એટલે મનસુખે ગામડાની નિશાળમા સામાન્ય અભ્યાસ કરી વ્યાપારની લાઇન લીધી.

માતાના પરલોકવાસી થયા પછી મનસુખને દુઃખ થયું. પણ જગત્ સ્થિતિનું જ્ઞાન થયુ. એ ટાણામાં શાસ્ત્ર વિશારદ **શ્રી વિજય ધર્મસૂરી** વિહાર કરતા લીંચ આવ્યા, મધુર અને ભાવવાહી તેમની વાણી સાંભળવાનો પુણ્ય પ્રસંગ મનસુખને સાપડ્યો. આ ઉપદેશથી એમને સંસારની અસારતાનું ભાન થયું. એમણે શ્રી વિ. ધર્મસૂરી પાસે જીવન પર્યંત બ્રહ્મચર્ય પાળવાની ભીષ્મ પ્રતિજ્ઞા લીધી. પૂર્ણ યુવાવસ્થામા આવી પ્રતિજ્ઞા લેવી એ એમના મનોબળની સાક્ષી પૂરે છે. એમનું ધાર્મિક જીવન ઘણું સારૂં હતું. એ વારસો એમના પિતા પાસેથી એમને મળ્યો હતો. 'સમરાદિત્યરાસ' પુસ્તકે એમના વૈરાગ્યમાં વૃદ્ધિ કરી. એમના પિતાના મૃત્યુ પછી એઓ 'સમી' ગામમાં શ્રી વિજય ધર્મસૂરી પાસે ગયા. દીક્ષા આપવા પ્રાર્થના કરી. એમની ઉમર યોગ્ય હતી, વૈરાગ્ય હતો, છતા સૂરિજીએ મોટાભાઇ વિગેરે વડિલોની સંપૂર્ણ અનુમતિ લાવવા કહ્યું. મનસુખે તે મંજૂર કરી બધાને સમજાવી અનુમતિ લઈ પાછા આવ્યા. વિ. સં. ૧૯૫૬ વૈશાખ સુદિ ૫. એમણે શ્રી વિજયધર્મસૂરિ પાસે **મહુવામાં** જૈન સાધુની દીક્ષા લીધી. એમનું નામ **શ્રી મંગલવિજયજી** રાખ્યું.

મુનિશ્રી મંગલ વિજયજી, ગુરૂ પાસે રહી આત્મશાંતિ–સાધુ જીવનનો અનુભવ કરવા લાગ્યા, એમના ગુરૂના અહિંસા, સંયમ, અને તપની અસર એમના ઉપર પડી. પોતાનામાં રહેલી ગૂઢ શક્તિઓનો વિકાસ કરવાનાં મધુર સ્વપ્નાં એઓ સેવવા લાગ્યા. વિદ્વાન્ થવાની મહત્વાકાંક્ષા એમનામાં વધતી ગઇ. એમના ગુરૂએ એની પૂર્તિની તમામ સવડ કરી આપી.

વિ. સં. ૧૯૫૮ માં શ્રીવિજયધર્મસૂરિ વિહાર કરી **કાશી** ગયા. એમની સાથે મુનિરાજ શ્રી મંગલવિજયજી પણ હતા. કાશીમાં શ્રી યશો-

વિજયજી જૈન પાઠશાળા સ્થપાઈ ત્યા એમણે સાધુઓ અને વિદ્યાર્થીઓની સાથે ઉંડુ અધ્યયન કર્યું જૈન તો શુ અજૈન ન્યાય સિવાય ન ય ન્યાયના પણ 'પક્ષતા' 'સામાન્ય નિરૂક્તિ' 'હેત્વાભાસ' જેવા ગ્રથો ભણ્યા ભણવા સાથે એઓ જૈન અને અજૈન છાત્રોને ભણાવતા રહેતા અનેક સન્યાસીઓને પણ ભણાવ્યા તેથી પોતાના વિષયમા એઓ નિષ્ણાત થયા કાશીની મધ્યમા પરીક્ષા એમણે આપી પ્રાચીન હિન્દુ ન્યાયની **તીર્થ** પરીક્ષા એમણે કલકત્તા જઇ મુનિશ્રી ન્યાયવિજયજી સાથે આપી જેઓ એમના સહાધ્યાયી ગુરૂભાઇ થાય છે પ્રાકૃતનો પણ અભ્યાસ કર્યો કલકત્તાના બગાલી વિદ્વાનોએ એમની પડિતાઇથી સતુષ્ટ થઈ એમને **ન્યાય વિશારદ** પદ આપ્યુ કટલાક વર્ષો સુધી કલકત્તા સસ્કૃત એસોસીએશન પરીક્ષાના એઓ પરીક્ષક તરીકે રહ્યા બીઆવર (મારવાડ)મા એમને પ્રવર્તક પદ મળ્યુ આગ્રામા વિ સ ૧૯૭૯ મા એમને ઉપાધ્યાય બનાવવામા આવ્યા શ્રી વિજયધર્મસૂરિ સાથે બગાલ, મગધ, યુ પી, મેવાડ, મારવાડ થઈને વિ સ ૧૯૭૨ મા ગુજરાતમા એમણે ભ્રમણ કર્યું મુબઈ, દક્ષિણ થઈ એઓ માનવામા ગયા એમના ગુરૂની આજ્ઞાથી એઓ ફરી કાશી ગયા કાર્યકુશળ મુનિશ્રી જયતવિજયજી પણ એમની સાથે હતા વીરતત્ત્વ પ્રકાશક મડળ પાઠશાળાને સુદ્રઢ કરવા ત્યા એમણે પ્રયાસો કર્યા પણ કેટલાક કારણોથી સફળતા મળી નહિ, વિ સ ૧૯૭૮ મા એમના **ગુરૂશ્રી વિજયધર્મસૂરિનુ શિવપુરીમા નિર્વાણ** થવાથી એમનુ વિહાર કરી શિવપુરી આવવાનુ થયુ

શિવપુરીમા કેટલોક સમય રહી એમણે શ્રીમતી સુભદ્રાદેવી (ડૉ ક્રાઉઝે) તથા વી ત પ્ર મ ના છાત્રોને અધ્યયન કરાવ્યુ વીરતત્ત્વ પ્રકાશક મડળ પાઠશાળાના નિભાન માટે લોકોને ઉપદેશ આપી એમણે હજારોની મદદ મોકનાવરાવી દક્ષિણમા મદ્રાસ, બેગલોર, માઇસોર સુધી એમણે પગેથી મુસાફરી કરી છે ગત વર્ષમા એમણે બગાલમા રહી **સમેત શિખરજીના** જીર્ણોદ્ધારનુ કાર્ય કરાવ્યુ તથા **સરાક જાતિના** લોકોને તેમનો ધર્મ સમજાવ્યો

એઓ એક સાધુ હોવા છતા સારામા સારા વિદ્વાન છે ગુજરાતી અને સસ્કૃતમા તત્ત્વજ્ઞાનના ઉપયોગી એમણે અનેક ગ્રથો લખ્યા છે ગુજરાતી ભાષામા એમની કવિતા પણ તત્ત્વજ્ઞાનથી ભરેલી હોય છે

કેટલીક કવિતાઓ **તેલુગી** ભાષાથી મિશ્રિત પણ બનાવી છે. છાપાઓમાં લખવાનું એમને પસંદ નથી. સાધુઓ અને ગૃહસ્થોને ભણાવવામાં એઓ આનંદ માને છે. એમણે બીજા દેશોમાં પણ ગુજરાતનું નામ દીપાવ્યું છે. આચાર્યશ્રી વિજયેન્દ્રસૂરિ, મુનિરાજશ્રી વિદ્યાવિજયજી તથા મુનિશ્રી ન્યાયવિજયજી વિગેરે વિદ્વાન મુનિઓ એમના ગુરૂભાઈઓ છે. એમના બે શિષ્યો અત્યારે એમની સાથે છે.

## એમના ગ્રન્થો

| | | |
|---|---|---|
| ૧ | તત્ત્વાખ્યાન ( પૂર્વાર્ધ ) | ગુજરાતી. |
| ૨ | ,, ( ઉત્તરાર્ધ ) | ,, |
| ૩ | દ્રવ્યપ્રદીપ | ,, |
| ૪ | સપ્તભંગી પ્રદીપ | ,, |
| ૫ | સમ્યક્ત્વ પ્રદીપ | ,, |
| ૬ | ધર્મ પ્રદીપ ( પદ્ય ) | ,, |
| ૭ | ધર્મજીવન પ્રદીપ ( પદ્ય ) | ,, |
| ૮ | અષ્ટ પ્રકારી પૂજા ( પદ્ય ) | ,, |
| ૯ | જૈન તત્ત્વપ્રદીપ | સંસ્કૃત |
| ૧૦ | ધર્મદીપિકા ( વ્યાકરણ ) | ,, |

## ડૉ. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક, એમ. એ; પી.એચ. ડી;

એઓ નડિયાદના વતની અને જ્ઞાતે વડનગરા નાગર બ્રાહ્મણ છે. એમનો જન્મ સન ૧૮૯૫ ના તા. ૨૧ મી સપ્ટેમ્બરના રોજ (આસો સુદ ત્રીજ સંવત્ ૧૯૫૧) નડિયાદમા થયો હતો. એમના પિતાશ્રીનુ નામ કનૈયાલાલ ઝવેરીલાલ યાજ્ઞિક અને માતુશ્રીનુ નામ સૌ. મણિગૌરી લાભશંકર પંડ્યા હતું એઓ જાણીતા સમાજસેવક શ્રીયુત ઇન્દુલાલ યાજ્ઞિકના ન્હાનાભાઈ થાય છે. એમનુ લગ્ન સન ૧૯૨૦ માં સૌ. વિનોદિની બ્હેન-જાણીતા સાક્ષર શ્રીયુત ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યાની પુત્રી-સાથે થયુ હતુ, અને એ બ્હેન બી. એ., થયલા છે. એટલુ જ નહિ પણ પતિની સાથે ઈંગ્લાંડ જઇને ત્યા કેળવણીશાસ્ત્રનો ખાસ અભ્યાસ કરી ટિ. ડિ. ની ઉપાધિ ધારણ કરી આવ્યા છે. હમણા ભાવનગરમા મહિલા વિદ્યાલયના તેઓ આચાર્યપદે છે અને ત્યાના સ્ત્રીજીવનના વિકાસ માટે સારી કાળજી રાખે છે.

પ્રાથમિક તેમજ માધ્યમિક શિક્ષણ એમણે નડિયાદમા પ્રાપ્ત કર્યું હતું, અને હાઈસ્કુલમા થયલા નાટ્યપ્રયોગમા એમને સુંદર અભિનયકળા માટે ઇનામ મળ્યુ હતુ. સન ૧૯૧૭ મા બી. એ. ની પરીક્ષા એમણે ઇંગ્લિશ ઑનર્સ સહિત વિલ્સન કૉલેજમાથી પાસ કરી હતી. એ વર્ષે એ કોલેજમા તેઓ ફેલો નિમાયા હતા અને સન ૧૯૨૦ મા એમ. એ ની પરીક્ષા ઇંગ્રેજી અને ગુજરાતી એ વિષયોમા બીજા વર્ગમા પાસ કરી હતી.

હાલમા તેઓ સામળદાસ કોલેજ-ભાવનગરમા ઇંગ્રેજી સાહિત્યના મુખ્ય અધ્યાપક છે.

વચમા (૧૯૨૯-૩૧) તેઓ ઈંગ્લાંડ વધુ અભ્યાસ માટે ગયા હતા, અને ત્યાથી "હિંદી નાટકો" એ વિષયપર એક પુસ્તક લખીને પી. એચ. ડી.ની ડૉક્ટરેટની પદવી ઇંગ્રેજી વિભાગમા મેળવી આવ્યા હતા.

એમનું એ હિંદી રંગભૂમિ પરનું પુસ્તક હિંદી તેમજ ઇંગ્રેજી પત્રોમા સારી પ્રશંસા પામ્યુ છે. એ પુસ્તકની ખાસ અમેરિકન આવૃત્તિ છપાય છે.

ઉપર જણાવ્યુ છે તેમ અભિનય કળા પ્રતિ પ્રથમથી એમને અનુ-

રાગ હતો અને એમની એ શક્તિનો પરિચય કાઠિયાવાડમાં નર્મદ શતાબ્દી પ્રસંગે સ્થળે સ્થળે સફળતાથી રંગલીલા ભજવી હતી, તે વખતે સૌને થયો હતો.

સાહિત્ય માટે એમને એવી જ પ્રીતિ છે. ભાવનગર સાહિત્ય પરિષદ ભરવામાં અને તેને ફતેહમંદ રીતે પાર ઉતારવામાં એમનો ફાળો મ્હોટો હતો તેમજ સાહિત્ય પરિષદના મંત્રી તરીકે લાઠીમા પણ એમનું સેવાકાર્ય કિંમતી જણાયું હતું.

ઇંગ્રેજી કવિતા અને નાટયસાહિત્ય એ એમના પ્રિય વિષયો છે.

ગોવર્ધનરામ, કાન્ત, ન્હાનાલાલ અને મુનશીની એમના જીવનપર પ્રબળ અસર થયલી છે. શેક્સપિયર અને સમગ્ર નાટયસાહિત્ય એ એમને વિશેષ આકર્ષે છે.

સન ૧૯૨૦ થી ગુજરાતી માસિકોમા એમના લેખો ખાસ કરીને વિવેચનના અવારનવાર પ્રસિદ્ધ થયલા છે. હાલમા વિલાયતના માસિકોમાં પણ તેઓ લખે છે. સન ૧૯૨૮ મા એમના શિષ્ય મિત્ર સ્વર્ગસ્થ પ્રો. ગજેન્દ્રશંકર બુચનો લેખસંગ્રહ "ગજેન્દ્ર મૌક્તિકો" એ નામથી એમણે 'એડિટ' કર્યો હતો અને તાજેતરમા એમનું *The Indian Theatre* એ નામનું પુસ્તક ઇંગ્રેજીમા વિલાયતમાં પ્રસિદ્ધ થયું છે, જે દરેક નાટયસાહિત્ય પ્રેમીએ વાંચવા જેવું છે.

## :: એમની કૃતિઓ ::

૧ ગજેન્દ્ર મૌક્તિકો ( સંપાદિત ) ગોંડળ, સન ૧૯૨૮.

૨ The Indian Theatre ( ઇંગ્રેજીમાં ), લંડન સન ૧૯૩૩.

## રમણલાલ પી. સોની

એઓ જ્ઞાતે સોની શ્રીમાળી અને અમદાવાદ જિલ્લાના મોડાસા ગામના વતની છે એમના પિતાનુ નામ પીતામ્બરદાસ રણછોડદાસ સોની અને માતાનું નામ જેઠીબ્હેન છે. એમનો જન્મ તા. ૨૩-૧૨-૧૯૦૭ (સં ૧૯૬૪ ના પોષ વદ ૭) ને શનિવારના રોજ વણિયાદ કોકાપુર ( ઇડર સ્ટેટ) મા થયો હતો. મોટા ભાગનું બાળપણ પણ ત્યા જ વીતેલું. આ રીતે ગ્રામ્ય જીવનનો પરિચય બાળપણથી જ એમને રહ્યો છે. લગ્ન પ્રથમ ૧૩ વર્ષની વયે થયલું; પરતુ પાચ વર્ષમા જ પત્ની ગુજરી જવાથી દ્વિતીય લગ્ન ૨૭ વર્ષની ઉંમરે એમણે અ. સૌ. નર્મદાબ્હેન છોટાલાલ સાથે નીકોડા ( ઇડર સ્ટેટના ) ગામમા કર્યું હતું.

મોડાસાની મ્યુનિસિપલ શાળામા ચાર ધોરણ પૂરા કરી ત્યા જ અંગ્રેજી શાળામા તેઓ દાખલ થયેલા. અંગ્રેજી ચોથા ધોરણમા આવ્યા પછી ભણવા પર દીલ ચોટયુ અને ત્યારપછી દરેક ધોરણમા પ્રથમ નમ્બરે રહેલા.

લેખન પ્રવૃત્તિ તરફનો રસ છેક બાળપણમા રામલીલાઓ, ફરતી નાટકમંડળીઓ ને ભવાઇઓના અનુકરણ વખતે દેખાયેલો. શરૂઆતની રચનાઓમા શામળ ભટ્ટ, પ્રેમાનંદ અને દલપતરામની સંમિશ્ર અસર હતી. આખ્યાનો, વર્ણનકાવ્યો, ઉપદેશકાવ્યોજ લખતા. અંગ્રેજી પાચમા ધોરણમા તેમને કાવ્યમાધુર્યનો પરિચય થયો; તેમા કલાપીના કથાકાવ્યોએ આકર્ષ્યા. પછી સન ૧૯૨૫ મા થિયોસોફી સાહિત્યના વાચને અને પૂ૦ મહાત્માજીના જીવને તેમનામા દિશાપલટો કર્યો. અગ્રેજી ૭ ધોરણ મોડાસા વિનયમદિરમા પૂરા કરી, સાતમા ધોરણનો અભ્યાસ લુણાવાડા હાઇસ્કૂલમા કરેલો અને સન ૧૯૨૪ મા મેટ્રીકની પરીક્ષા પાસ કરેલી. તે જ વર્ષમા તેઓ મોડાસા મ્યુનિસિપાલિટીમા કલાર્ક તરીકે નોકરીમા રહ્યા. સન ૧૯૨૮મા એ નોકરી છોડી ગુજરાત વિદ્યાપીઠના ગ્રામ્ય સેવા મંદિરમા થોડાક મહિના અભ્યાસ કર્યો. પછી મોડાસા હાઇસ્કૂલમા શિક્ષક તરીકે જોડાયા. એટલામા સત્યાગ્રહની લડત શરૂ થતા, હાઇસ્કૂલમાથી રાજીનામુ આપી છૂટા થયા. પોતે લખેલા યુદ્ધગીતોનો એક સગ્રહ 'રણનાદ' નામે એવામા એમણે પ્રગટ કર્યો, તે જપ્ત થયો હતો.

એમણે ડ્રોઈંગનો અભ્યાસ જાતે જ શીખીને એક સ્વતંત્ર વિદ્યાર્થી તરીકે એલિમેન્ટરી અને ઈન્ટર મિડિએટ ગ્રેડની બંને પરીક્ષાઓ પસાર કરેલી છે.

સત્યાગ્રહની ચળવળને અંગે તેઓ બે વાર જેલમાં જઈ આવ્યા હતા; અને જેલનિવાસ દરમિયાન બંગાળી અને મરાઠીનો અભ્યાસ કર્યો હતો. અત્યારે એમની પાસે એમનું અપ્રકટ સ્વતંત્ર બાળસાહિત્ય ઘણું પડ્યું છે.

## :: એમની કૃતિઓ ::

| નં. | પુસ્તકનું નામ. | પ્રકાશન વર્ષ. |
|---|---|---|
| ૧ | સાદી સીધી વાતો ભા. ૧ | સન ૧૯૩૦ |
| ૨ | બાળકોનાં ગીતો | ,, ૧૯૩૦ |
| ૩ | રણનાદ | ,, ૧૯૩૧ |
| ૪ | ચબૂતરો | ,, ૧૯૩૩ |
| ૫ | ૧ સ્વામી દયાનંદ સરસ્વતી | ,, ૧૯૩૩ |
| | ૨ કવિવર રવીન્દ્રનાથ ૩ લોકમાન્ય ટિળક | |
| | ૪ કમદેવયાની (બંગાળી પરથી) વગેરે પુસ્તિકાઓ. | |

## રમણલાલ નરહરિલાલ વકીલ

એઓ જ્ઞાતિએ દશા મોઢ વણિક અને મૂળ ભરૂચના વતની છે. એમના પિતા સ્વ. નરહરિલાલ ત્ર્યંબકલાલ દેશભક્ત, 'સાહિત્ય રત્ન'ના મૂળ સંપાદક તરીકે સારી રીતે જાણીતા છે. એમના માતુશ્રીનું નામ કપિલાબ્હેન છે. એમનો જન્મ ભરૂચમા તા. ૧૧ મી ડિસેમ્બર સન ૧૯૦૮ ના રોજ થયો હતો. એમનુ લગ્ન સન ૧૯૩૧ ના જુન માસમા કુ. પુષ્પા છોટાલાલ પારેખ, બી. એ. સાથે થયું હતું. એ બ્હેન પણ સંસ્કારી લેખિકા છે; અને માસિકોમા અવારનવાર લેખો, કાવ્યો વગેરે લખે છે.

પ્રાથમિક શિક્ષણ એમણે ગોધરામા લીધુ હતું. પછી એમના પિતાની બદલી થવાથી માધ્યમિક શિક્ષણની શરુવાત નડિયાદમા કરી હતી. પિતાના મૃત્યુ (૧૯૨૧) પછી નાસિક, ભરૂચમા માધ્યમિક કેળવણી લીધી હતી. મેટ્રીકની પરીક્ષા એમણે ભરૂચ હાઇસ્કુલમાથી ઊંચે નંબરે પાસ કરી હતી.

અંગ્રેજી, ગુજરાતી એ ઐચ્છિક વિષય લઈને તેમણે સન ૧૯૩૧ માં બી. એ. ની પરીક્ષા ઓનર્સ સાથે વિલ્સન કૉલેજમાંથી પસાર કરી હતી. બે વર્ષ એજ કૉલેજમાં ફેલો રહ્યા હતા. તે દરમિયાન એમ. એ. નો અભ્યાસ કરી સન ૧૯૩૩ માં તે પરીક્ષામાં ગુજરાતીમાં પ્રથમ નંબર મેળવી ઉત્તીર્ણ થયા હતા.

તેઓ હમણાં વિલ્સન કૉલેજમાં ઈંગ્રેજીના લેકચરર છે.

એમના પ્રિય વિષયો—સાહિત્ય, શિક્ષણ અને લલિતકળા છે.

સાહિત્યના સંસ્કાર પિતા પાસે પ્રાપ્ત કર્યા હતા, તેમાં સંસ્કારી પત્ની મળી આવતા, તેમા વિશેષ વિકાસ થવા પામ્યો છે.

'ઉરતન્ત્ર અને નાટયકળા' એ પુસ્તક રચીને એમણે સારી નામના મેળવી હતી. તેમાનો નાટક વિષેનો વિસ્તૃત નિબંધ એ વિષયના એમના ઝીણા અભ્યાસના સાક્ષી રૂપ છે.

ચાલુ વર્ષમા એમણે "મુકુર" નામનું એક મ્હોટું માસિક કાઢ્યું હતું પણ ચાર અંકો નિકળ્યા બાદ તે કૌમુદી સાથે જોડાઈ જતાં હાલ કૌમુદીના સહતન્ત્રી તરીકે તેઓ કાર્ય કરે છે.

### :: એમની કૃતિઓ ::

| | | |
|---|---|---|
| ૧. | ઉરતન્ત્ર અને નાટયકળા | સન ૧૯૩૨ |
| ૨. | પ્રણય કાવ્યો | ” ” |

## आचार्य विजयेन्द्रसूरि

તેમનો જન્મ ક્ષત્રીય જાતિના વિશાળ કુટુંબમા સન ૧૮૮૦ મા **સનખતરા** (છ સ્યાલકોટ-પંજાબ) મા થયો છે તેમનુ ગૃહસ્થાવસ્થાનુ નામ શ્રી સુદામનજી હતુ પિતાનુ નામ લાના ગોપાલદાસ અને માતાનુ નામ શ્રીમતી કૃપાદેવી હતુ વર્નાક્યુલર મિડલ સુધી પોતાના ગામમા અભ્યાસ કરી અંગ્રેજી ભણવા માટે તેઓ સ્યાલકોટ ગયા ત્યા સાધુઓના સહવાસને કારણે સન્યાસ-દીક્ષા લેવાની આંતરપ્રેરણા થઈ ૧૮૯૫ મા તેઓ ઘેરથી ચુપચાપ નિકળી ગયા અને પ્રેમ વિજયજી મહારાજ પાસે દીલ્હી આવ્યા ત્યાથી વિજયધર્મસૂરિ પાસે આવી દીક્ષા લીધી ગુરુ સાથે ગુજરાતથી બનારસ આવ્યા તેમના ગુરુએ ત્યા પાઠશાળા સ્થાપી અને તેમને પોતાને હિંદના સાહિત્યનો યૂરોપમા પ્રચાર કરાવાની તમન્ના જાગી તેને માટે એક **"સંસ્કૃત-પ્રાકૃત સિરિઝ"** શરૂ કરી, જે 'યશો વિજય ગ્રંથમાળા' ને નામે હાલ ભાવનગરમા નિરંતરપણે ચાલે છે અને અનેક પુસ્તકો તેમાથી પ્રકટ થયા છે

બનારસ ગયા પછીથી તેમનુ આખુ જીવન સાહિત્યના પ્રચાર અને સાહિત્યના રસિયા તરીકે જ વીત્યુ છે જીવનનો મોટો ભાગ પાશ્ચાત્ય લોકોને સાહિત્ય પૂરૂ પાડવામા ગાળ્યો છે સેંકડો વર્ષોથી અણુ સ્પર્શ્યા રહેલા ગ્રથો સમ્મતિ તર્ક, હૈમ માલ, અનેકાન્ત આદિ પ્રૌઢ ગ્રન્થોને પ્રકાશિત કરી ઉદ્ધાર કર્યો અને છૂટે હાથે હિંદ અને યૂરોપમા પુસ્તકની લ્હાણી કરી ત્યા આજે જૈન સાહિત્યનો જે બહોળો પ્રચાર છે તે વિજયેન્દ્રસૂરિને આભારી છે

તેમની સ્મરણશક્તિ એટલી તીવ્ર છે કે જે કાંઈ તેમના વાચવામા કે જોવામા આવે છે તે સારી રીતે યાદ રાખી શકે છે અને References રેફરન્સ માટે એઓ જીવતી જાગતી Encyclopedea એનસાઈકલો પિડિયા રૂપ છે

તેમની સગ્રહ કરવાની શક્તિ પણ અજબ છે અને તેનો બધો ઉપયોગ તેમણે પુસ્તકો અને ઐતિહાસિક વસ્તુઓ એકઠી કરવામા કર્યો છે તેમણે એ સગ્રહથી 'હેમચદ્ર લાયબ્રેરી'ની શરૂઆત કરી, અને તે પછી **'વિજયધર્મલક્ષ્મી જ્ઞાનમંદિર'** તરીકે પ્રસિદ્ધ થયો, જે ૧૯૨૩મા પોતાની આચાર્યપદીના સ્મરણમા તરીકે જનતાને અર્પણ કર્યું

ઇતિહાસ એ તેમનો મુખ્ય વિષય છે અને તેમા તેઓ પ્રમાણભૂત ગણાય છે વિજયધર્મસૂરિના સમુદાયમા જેટલુ ઐતિહાસિક કામ થયુ છે તે બધુ એમને આભારી છે 'સૂરીશ્વર અને સમ્રાટ'મા મુનિ વિદ્યાવિજયને આમણે અમર બનાવી દીધા છે તેની પ્રસ્તાવનામા લખ્યુ છે કે "વિજયેન્દ્રસૂરિજી ન હોત તો આ ગ્રન્થ બન્યો ન હોત, તેના યશના ભાગી સ પૂર્ણપણે તેઓ જ છે" વિજયધર્મસૂરિના સમુદાયમા ઇતિહાસ વિષયના જે કાઈ છાટા છે તે વિજયેન્દ્રસૂરિના ફુવારામાથી ઉડેલા છે

તેમણે પોતાની આ બધી શક્તિઓ ગુરૂને નામે વાપરી તેમણે જે કાઈ કામ કર્યું તે બધુ વિજયધર્મસૂરિને નામે કર્યું તેમને 'વિશ્વવિખ્યાત' બનાવવાનુ લક્ષ્ય રાખ્યુ આજે હિંદ અને યૂરોપમા સાહિત્યકારો અને સોસાયટીઓમા સાહિત્ય પ્રચારક તરીકેની જગહળતી કીર્તિ વિજયેન્દ્રસૂરિના ખતભર્યા પુરૂષાર્થને આભાગી છે.

સન ૧૯૨૨મા તેમના ગુરૂનો સ્વર્ગવાસ થયો. ૧૯૨૩મા આગરાના સઘે તેમને આચાર્ય પદ્દી આપી ધર્મગુરૂના સ્વર્ગવાસ થયા પછી બીજી સસ્થાઓને સ્થાયી બનાવવાનુ કામ પણ તેમના ઉપર આવ્યુ.

૧૯૩૧મા તેઓ ગુરૂના સમાધિ મદિરમા શિવપુરી પાછા ફર્યા.

તેઓએ પ્રારભિક કાર્ય કરીને પોતાના જ્ઞાનની ઘણાને ભેટ કરી છે. પ્રાચીન સાહિત્યનો ઉદ્ધાર કરી, બ્હોળો પ્રચાર કરી ઉજળુ બનાવ્યુ છે.

## : : એમની કૃતિ : :

Reminiseeness of Vijayadharmasuri 1923



## શાંતિલાલ ગુલાબદાસ તોલાટ

એઓ ન્યાતે દશા પોરવાડ વણિક અને સુરતના વતની છે. એમના પિતાશ્રી ગુલાબદાસ ગોપાળદાસ તોલાટ શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણીખાતામાં ઉંચી પદ્રિ ભોગવતા હતા; એમના માતુશ્રીનું નામ ગુલાબગૌરી હતું. એમનો જન્મ સન ૧૯૦૪મા તા. ૩૧ મી જુલાઈના રોજ સુરતમાં થયો હતો. એમનું લગ્ન સન ૧૯૨૭મા મુબાઇમા રા. ચુનીલાલ દલાલના પુત્રી સૌ. ધનવિદ્યા સાથે થયલું છે.

એમણે બધો અભ્યાસ મુંબાઇમાજ કર્યો છે, અને એમની વિદ્યાર્થી તરીકેની કારકિર્દી યશસ્વી હતી. ઇ. સ. ૧૯૨૪માં ઇન્ટર મીડીયેટ આર્ટ્સની પરીક્ષામા સંસ્કૃતના વિષયમા સૌથી વધુ માર્ક મેળવવા માટે એમને વિલ્સન કૉલેજ તરફથી ડૉ૦ ભાડકાકર પ્રાઇઝ અને સ્કૉલરશીપ આપવામાં આવ્યા હતા. સન ૧૯૨૬મા એમણે બી. એ.ની પરીક્ષા ઈંગ્લીશ અને સંસ્કૃત લઈને ઑનર્સ સહિત પાસ કરી હતી અને તેમા સંસ્કૃતમા પ્રથમ નંબરે આવવાથી વિલ્સન કૉલેજમા સીનીયર ફેલો નીમાયા હતા.

ત્રણ વર્ષ મુબાઇના પ્રસિદ્ધ લક્ષ્મી આર્ટ પ્રિન્ટીંગ વર્ક્સમા મુદ્રણનો અનુભવ મેળવ્યા પછી તેઓ હાલ ગવર્નમેન્ટ સેન્ટ્રલ પ્રેસમા જોડાયા છે.

કૉલેજમા વિદ્યાર્થી અવસ્થામા હતા ત્યારે તેઓએ ગુજરાતી માસિકોમા કાવ્યો, લેખો અને અવલોકનો લખવાનુ શરૂ કર્યું હતું. સ્વ૦ ભોગીન્દ્રરાવ દીવેટીઆના લખાણ તરફ એમને વિશેષ મમતા છે અને તેથી તેમના વાર્તાના પુસ્તકોનો પુનરુદ્ધાર કરવાનો યશ એમને ઘટે છે.

સ્વર્ગસ્થનું ચરિત્ર–ભોગીન્દ્રરાવ દિવેટીઆ–જીવન, સમય અને સાહિત્ય' એ નામથી એઓ હમણા લખી રહ્યા છે અને થોડી મુદતમા તે પ્રસિદ્ધ થશે; તેમ એમની પ્રસિદ્ધ વાર્તાઓની નવી આવૃત્તિઓમા ગ્રંથપરિચય લખી એમણે એ સાહિત્ય સુલભ કરવામાં આગળ પડતો ભાગ લીધો છે.

એમના બે ટુંકી વાર્તાનાં પુસ્તકો તાજેતરમાં બહાર પડયાં છે; અને તે પ્રશંસાપાત્ર નિવડયા છે.

### : : એમની કૃતિઓ : :

| નં. | પુસ્તકનું નામ. | પ્રકાશન વર્ષ. |
|---|---|---|
| ૧. | કલ્પનાની મૂર્તિઓ | સન ૧૯૩૩ |
| ૨. | જીવનનાં પ્રતિબિંબ | ,, ,, |

## સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા

એઓ જ્ઞાતે રાયકવાળ બ્રાહ્મણ, અમદાવાદના વતની, મૂળ બારેજાના–એમના પિતાનું નામ સાકળેશ્વર અને માતાનું નામ રેવાબાઇ છે. એમનો જન્મ સ. ૧૯૪૮મા થયો હતો; અને લગ્ન એમના અગીયાર વર્ષે અમદાવાદમા સૌ પાર્વતીદેવી સાથે થયલું.

ગુજરાતીનો અભ્યાસ પૂરો થયા બાદ ઇંગ્લિશ શાળામા તે જોડાયલા, છટ્ઠા ધોરણ સુધી પહોંચ્યા હતા. સંસ્કૃતનું શિક્ષણ એમણે એમના પિતાશ્રી પાસેથી ઘેર લીધુ હતુ.

સાહિત્યનો તેઓ સારો શોખ ધરાવે છે; અને લેખન પ્રવૃત્તિ એમનો ચાલુ વ્યવસાય છે; તેમ લોકસેવા કાર્યમાં સતત જોડાયલા રહે છે.

હાલમાં તેઓ મ્યુનિસિપલ સભાસદ છે.

એમણે સંખ્યાબંધ નવલકથાઓ લખેલી છે; અને તે લોકપ્રિય થઈ પડવાથી તેની અનેક આવૃત્તિઓ થયલી છે. એમની કેટલીક નવલકથાઓની ફિલ્મો પણ ઉતરી છે. તે પરથી વાચકને એમની બુદ્ધિ ને શક્તિનો ખ્યાલ આવશે.

### : : એમની કૃતિઓ : :

(૧) કુમુદકુમારી
(૨) પદ્મલતા
(૩) તરૂણ તપસ્વીની ભા ૧–૨
પ્રથમ ભાગ સં. ૧૯૭૧ બીજો સં. ૧૯૭૩; ફીલ્મ ઉતરી છે.
(૪) કાળરાત્રિ ભા. ૧–૨
સં. ૧૯૭૧માં; ફીલ્મ ઉતરી છે.
(૫) વસંતવિજય ભા. ૧ થી ૪
પ્રથમ ૧૯૭૪, બીજો ૧૯૭૬, ત્રીજો–ચોથો ૧૯૭૭.
(૬) ફેરી જમાનો ભા. ૧ થી ૫, સં. ૧૯૭૭ માં.
(૭) કૈલાસકુમારી ભા. ૧–૨
(૮) વિશ્વમોહિની ભા. ૧ થી ૮
ભા. ૧ થી ૪, સં. ૧૯૭૮, ભા. ૫ થી ૮ સં. ૧૯૭૯
(૯) કુસુમકાન્ત ભા. ૧ થી ૩
ભા. ૧ ૧૯૭૪, ભા ૨ ૧૯૭૮, ભા. ૩ ૧૯૮૦

| | |
|---|---|
| (૧૦) રત્નપુરની રંભા | |
| (૧૧) કુંજ કીશોરી. | |
| (૧૨) માયાવી મોહિની | |
| (૧૩) અદ્ભુત યોગિની | સં. ૧૯૮૩ |
| (૧૪) સીકીમની વિરાંગના | ,, ૧૯૮૯ |
| (૧૫) શહીદોની સૃષ્ટિ | ,, ૧૯૮૭ |
| (૧૬) આદર્શ રમણિ | |
| (૧૭) રાજપુત પ્રતિજ્ઞા | ,, ૧૯૮૯ |
| (૧૮) જુલ્મી જાલીમ | |
| (૧૯) બહાદુર બાળા | |



## સુંદરલાલ નાથાલાલ જોષી

એઓ જ્ઞાતે ભટ્ટ મેવાડા બ્રાહ્મણ, નડિઆદના વતની છે. એમનો જન્મ માતર તાલુકે નાયકા ગામમા તેમના મોસાળમા તા. ૧૨ મી મે સને ૧૮૯૮ ના રોજ થયો હતો. એમના પિતાનું નામ નાથાલાલ અને માતાનું નામ સૂરજબા છે. એમનું લગ્ન ઇ. સ. ૧૯૧૦ મા નડિઆદમાં સૌ. હીરાલક્ષ્મી સાથે થયુ હતુ.

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ એમણે નડિઆદમા લીધુ હતું. એમણે ઇન્ટર આર્ટ્સ સુધીનો અભ્યાસ કર્યો છે. સન ૧૯૨૦–૨૧ મા મહાત્મા ગાધીજીના સાદને સાથ આપી તેઓ અસહકારની હિલચાલમા કૉલેજ અભ્યાસ છોડીને જોડાયા હતા.

હાલમા તેઓ નડિઆદમા એક વૈદ્ય તરીકે સમાજ સેવક ઔષધાલય સ્થાપી (એક આના ઔષધાલય) લોકોપયોગી સેવાકાર્ય કરી રહ્યા છે.

સાહિત્ય, પુરાતત્વ, તત્વજ્ઞાન એ એમના પ્રિય વિષયો છે; અને ભગવદ્‌ગીતા, ઉપનિષદો, અને મહાભારત તેમ શ્રી શંકરાચાર્ય, બુદ્ધ ભગવાન અને કવિ કાલિદાસ તેમ શેખ સાદી અને હાફીઝની એમના જીવન પર છાપ પડેલી છે.

ખેડા જીલ્લાના એક અગ્રગણ્ય અસહકારી કાર્યકર્તા તરીકે તેઓ જાણીતા છે; અને કાયદા ભંગની ચળવળના અંગે છ માસની જેલ યાત્રા પણ તેઓ કરી આવેલા છે.

સાહિત્યમા તેઓ સારો રસ ધરાવે છે અને વખતોવખત માસિકોમા વિધવિધ વિષયો પર લેખો લખી મોકલે છે જેમા ઈડૂ સીદિયા (સાહિત્ય-મા પ્રગટ થએલી લેખમાળા હિન્દી પરથી અનુવાદ) ખાસ ધ્યાન ખેંચે છે.

:: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ચીનગારી | ૧૯૨૮ |
| વર્ણ મીમાંસા | ૧૯૩૪ |

## સુંદરજી ગોકળદાસ બેટાઇ

એઓ જાતે ગુગળી બ્રાહ્મણ અને બેટ દ્વારકાના વતની છે. એમનો જન્મ સં. ૧૯૬૦ના ભાદ્રપદ સુદ બારશને બુધવારના રોજ બેટ દ્વારકામાં થયો હતો. એમના પિતાનું નામ ગોકળદાસ ગોરધનદાસ અને માતુશ્રીનું નામ (સ્વ. વ્રજકુંવરબાઈ છે. એમનું લગ્ન સં. ૧૯૭૮ના વૈશાખ સુદ ૧૨ ના રોજ દ્વારકામાં સૌ. ચંદા બ્હેન સાથે થયું હતું.

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ એમણે બેટ અને દ્વારિકામાં લીધું હતું; અને ઉચ્ચ શિક્ષણ મુંબાઈમા-પ્રથમના બે વર્ષો સેંટ ઝેવીઅરમા અને બી. એ.નાં બે વર્ષ એલ્ફીન્સ્ટન કૉલેજમા. હાઇસ્કુલના અભ્યાસ દરમિયાન એમને ઇનામ અને સ્કૉલરશિપો મળેલા.

હાલમા તેઓ ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ તરફથી ચાલતા સ્ત્રી-વિદ્યાલયમા મુખ્ય શિક્ષક છે; અને એલ એલ. બી. નો અભ્યાસ પણ પૂરો કર્યો છે.

ભાષા, સાહિત્ય અને ધર્મતત્ત્વજ્ઞાનનુ વાચન એમને વિશેષ ગમે છે, ગીતા એ એમનું પ્રિય પુસ્તક છે. કૉલેજમા શ્રીયુત નરસિંહરાવના એ પ્રિય શિષ્ય હતા.

એમની કવિતા ગુજરાતી માસિકોમા અવારનવાર પ્રગટ થાય છે; અને તેનો એક સંગ્રહ "જ્યોતિ-રેખા" નામે ચાલુ વર્ષમા પ્રસિદ્ધ થયો છે. શ્રીયુત નરસિંહરાવે તેનો ઉપોદ્‌ઘાત લખ્યો છે, એ જ એમની કવિતા માટે ઉચ્ચ પ્રમાણપત્ર છે.

**: : એમની કૃતિ : :**

| નં. | પુસ્તકનું નામ | પ્રકાશન વર્ષ. |
|---|---|---|
| ૧. | જ્યોતિ રેખા | સન ૧૯૩૪ |

## હામીદમીયાં ડોસામીયાં સૈયદ

એઓ અમદાવાદના વતની અને સૈયદ કુટુંબના છે. એમનો જન્મ અમદાવાદમાં સન ૧૮૯૨મા થયો હતો. એમના માતુશ્રીનું નામ અમીરબીબી છે. એમનું પ્રથમ લગ્ન સન ૧૯૦૯માં અમદાવાદમાં થયું હતું અને બીજી વારનું લગ્ન સન ૧૯૨૩માં ઝેબુનનિસા બેગમ સાથે થયું હતું.

અમદાવાદમા એમણે બધું શિક્ષણ લીધું હતું અને તે દરમિયાન એમને હાઇ અને સ્પેશિયલ સ્કૅાલરશિપો મળી હતી. તેઓ અંગ્રેજી, ગુજરાતી, ફારસી, અરબી, ઉર્દુ, હિન્દી અને બંગાળી ભાષા સારી રીતે જાણે છે.

પ્રથમ તે સરકારી રેવન્યુ ડિપાર્ટમેન્ટમાં નોકર હતા. સરકારી નોકરી છોડયા પછી પત્રકાર તરીકેનું જીવન સન ૧૯૧૭થી શરૂ કર્યું હતું.

ધર્મ, ઈતિહાસ અને ભાષા એ એમના પ્રિય વિષયો છે; અને એમના જીવનપર કુરાન, ગીતા અને સોક્રેટીસની અસર થયાનું તેઓ લખે છે. હિન્દુ ધર્મ પ્રતિ એમને પક્ષપાત છે; અને વૈષ્ણવ સાહિત્ય પણ ઠીક વાંચેલું છે.

શિક્ષક અને પત્રકાર તરીકે તેઓ જીવન ગાળે છે.

### : : એમની કૃતિઓ : :

| નં. | પુસ્તકનું નામ. | પ્રકાશન વર્ષ. |
|---|---|---|
| ૧. | ઝોહરા | સન ૧૯૧૮ |
| ૨. | હઝરત ખાલિદ બિન વાલીદ | ,, ૧૯૧૮ |
| ૩. | વીરાંગના કે દેવાંગના ? | ,, ૧૯૧૯ |
| ૪. | પિશાચ લીલા | ,, ,, |
| ૫. | પ્રેમની પ્રતિમા | ,, ૧૯૨૫ |
| ૬. | પ્રેમનો શિકાર | ,, ,, |
| ૭. | અપ્સરા કે ચુડેલ | ,, ૧૯૨૬ |
| ૮. | પ્રેમ વિજય | ,, ૧૯૨૭ |
| ૯. | મહિસુરનો સિંહ | ,, ૧૯૨૮ |
| ૧૦. | ભૂત બંગલો | ,, ૧૯૩૦ |

## હરિશંકર ઓઘડભાઈ ઠાકર

એઓ જ્ઞાતે ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ છે; એઓ મૂળ કંથારીઆના (ધંધુકા અને રાણપુર વચ્ચે આવેલું એજન્સીનું ગામડું) વતની, અને એમનો જન્મ તા. ૩૭ માર્ચ સન ૧૮૮૭ ના રોજ કાઠિઆવાડમાં ગઢડામાં થયો હતો. એમના પિતાનું નામ ઓધડભાઇ અને માતાનું નામ જડીબ્હેન છે. એમનું લગ્ન સન ૧૯૦૭ માં વઢવાણ શહેર પાસે આવેલા દેદાદરા ગામે સૌ. સાવિત્રીબ્હેન સાથે થયું હતું.

પ્રાથમિક શિક્ષણ એમણે કંથારિઆમાં લીધું હતું અને પછી વીરમગામમાં અભ્યાસ કરી ગુજરાતી વર્નાકયુલર ફાઇનલ પરીક્ષા પાસ કરી હતી. ત્યારબાદ મુંબાઇની આર્યસમાજની સંસ્કૃતશાળામાં લઘુકૌમુદી તેમ રામાયણ, મહાભારત, મનુસ્મૃતિ, ઉપનિષદ્ આદિ ધાર્મિક ગ્રંથોનું ત્રણ વર્ષ પર્યંત અધ્યયન કરેલું છે.

તે દરમિયાન આર્ય પ્રતિનિધિ સભા પ્રતિમાસ રૂ. ૧૫ ની સ્કોલરશીપ તેમને આપતી હતી.

ત્યારથી એમણે આર્યસમાજની સેવા કરવામાં પોતાનું જીવન અર્પણ કર્યું છે અને તેના અંગે અનેક પ્રકારની સાહિત્ય પ્રવૃત્તિ ઉપાડેલી છે.

ત્રણ વર્ષ આર્યપ્રકાશનું તંત્રીપદ ધારણ કર્યું હતું.

ઇતિહાસ અને ધર્મ એ એમના પ્રિય વિષયો છે, ઇંગ્રેજીનું સમૂળગું જ્ઞાન નથી પણ વર્તમાન સાહિત્યના વાચનથી તેઓ ચાલુ વિચાર પ્રવાહ સાથે સંસર્ગ રાખી રહ્યા છે.

### :: એમની કૃતિઓ ::

| | | |
|---|---|---|
| ૧ | સંગીત શ્રેણી | ૧૯૧૦ |
| ૨ | જનોઈમાં ગાવાનાં ગીતો | ૧૯૧૧ |
| ૩ | જનોઇ | ૧૯૨૪ |
| ૪ | સૂર્યભેદન વ્યાયામનો અનુવાદ | ૧૯૨૯ |
| ૫ | આસન અને આરોગ્યનો અનુવાદ | ૧૯૨૮ |
| ૬ | હિન્દુજાતિમાં આર્યસમાજનું સ્થાન | ૧૯૨૯ |
| ૭ | મુસલમાન ભાઇઓને ખુલ્લોપત્ર | ૧૯૨૮ |
| ૮ | પ્રમાણસાગર | ૧૯૩૩ |

## મુનિશ્રી હિમાંશુવિજયજી (અનેકાન્તી)

એઓ શ્વે. મૂર્તિપુજક જૈન સમ્પ્રદાયના સાધુ છે. એમની જાતિ વિસાપોરવાળ અને ધર્મ જૈન છે. એમના પિતાનુ નામ વનેચંદજી અને માતાનુ નામ પાર્વતી હતુ એમનુ મૂળ વતન બલદુટ (સીરોહિ સ્ટેટ) હતુ. એમનો જન્મ વિક્રમ સવત્ ૧૯૬૦ ના વૈશાખ માસના શુક્લ પક્ષમા પાડિવ ગામમા થયો હતો. એમનુ નામ હિમ્મતમલ હતુ અગ્યાર વર્ષ સુધી એમણે ગામડાની શાળામા અભ્યાસ કર્યો એમનો ગણિતનો વિષય સારો હતો ગુજરાતીનો મામુલી અભ્યાસ ત્યાજ કર્યો. કવિ દલપતરામની કવિતા ઉપર એમનો પ્રેમ ત્યારથી હતો.

વિ. સંવત્ ૧૯૭૧ મા એઓ કરનૂલ (મદ્રાસ) ગયા. એમના પિતાની ત્યા મોટી દુકાન હતી. તેઓ સાહસિક વ્યાપારી હતા. એમણે ત્યા રહી વ્યાપારમા સારી હોશિયારી મેળવી; ખાનગી ઇંગ્રેજી અને ઉર્દુનો અભ્યાસ પણ કર્યો. વિ સંવત્ ૧૯૭૪ મા એમના પિતાએ મુંબઈમાં દુકાન કરી એટલે એઓ મુમઈ આવ્યા

એઓને મુંબઈમા ચુનીલાલભાઇ કાનુનીનો સમાગમ થયો. કાનુની એક સાચા બ્રહ્મચારી અને ત્યાગી શ્રાવક છે. એમના સંસર્ગની હિમ્મતમલના જીવન ઉપર ઘણી સુદર અસર થઈ. તેજ અરસામા 'બ્રહ્મચર્ય દિગ્દર્શન' (વિજયધર્મસૂરિ રચિત) નામનું પુસ્તક એમણે વાચ્યુ. આથી એમણે અઢાર વર્ષ પહેલા લગ્ન નહિ કરવાનો નિશ્ચય કર્યો.

તેજ સમયે શાસ્ત્રવિશારદ **શ્રીવિજયધર્મસૂરિ** મુંબઈ પધાર્યા. તેમનો ઉપદેશ હિમ્મતમલે સાભળ્યો અને સંસાર ઉપર એમની વિરક્તતા થઈ. એઓએ બે વર્ષ સુધી વિજયધર્મસૂરિ પાસે સાધુ ધર્મનો અભ્યાસ કરી તેમની પાસેજ વિ. સંવત્ ૧૯૭૮ ના વૈશાખ સુદી ત્રીજે, પિતાને સમજાવી ઈંદોરમા જાહેર રીતે દીક્ષા લીધી. એમનું સાધુ દશાનુ નામ **હિમાંશુવિજય** રાખી મુનિરાજશ્રી **વિદ્યાવિજયજી**ના શિષ્ય થયા, કે જેઓ પ્રસિદ્ધ વક્તા, જબ્બર લેખક અને સાક્ષર છે.

એમણે સંસ્કૃત વ્યાકરણનુ અધ્યયન શાન્તમૂર્તિ મુનિશ્રી **જયંતવિજયજી** પાસે કર્યું; સાથે સાથે કેટલાક જૈનસૂત્રોનુ પણ અધ્યયન કર્યું. હવે દર્શનશાસ્ત્ર અને સાહિત્યનો અભ્યાસ કરવાની એમની ઉત્કંઠા વધી.

સન્મતિ તર્ક સુધી જૈન ન્યાયના ગ્રંથોનો અભ્યાસ મુનિશ્રીએ કર્યો. નૈયાયિક, વૈશેષિક, બૌદ્ધ અને યોગસાંખ્ય દર્શનના સ્વતંત્ર ગ્રંથોનું એમણે મોટા પંડિત પાસે ખાસ અધ્યયન કર્યું. કાવ્ય અને અલંકાર શાસ્ત્રનો અભ્યાસ એમણે પ્રારંભમાં ન્યાયતીર્થ મુનિશ્રી **ન્યાયવિજયજી** પાસે કર્યો. સંસ્કૃતમાં કાવ્ય રચવાની પદ્ધતિ પણ તેમની પાસે જાણી લીધી. કાવ્યનો ઉંચો અભ્યાસ એમણે પંડિત શિવદત્ત કવિરત્ન પાસે કર્યો.

અભ્યાસ સારો થયો હોવાથી એમણે **કલકત્તા યુનીવરસીટીની ન્યાય અને સાહિત્યની તીર્થ** સુધીની બધી પરીક્ષાઓ આપી. બે વિષયની તીર્થ પરીક્ષાઓમાં પાસ થયેલા જૈન સાધુઓમાં એઓશ્રી પહેલા જ છે. વ્યાકરણ અને સાંખ્યની પ્રથમા અને મધ્યમા પરીક્ષામાં પણ એઓશ્રી પાસ થયેલા છે. હેમચંદ્રાચાર્યના વ્યાકરણથી એમણે પ્રાકૃત માગધી, અપભ્રંશ વિગેરે ભાષાઓનું સારૂં જ્ઞાન મેળવ્યું. એઓશ્રીએ ઘણા બ્રાહ્મણ સંન્યાસિ અને જૈન સાધુ તથા શ્રાવકોને ન્યાય, વ્યાકરણ, કાવ્ય વિગેરેનું અધ્યયન કરાવ્યું છે અને કરાવતા રહે છે. સારા સારા વિદ્વાનો એમની સાથે તાત્વિક વાર્તાલાપ અને ચર્ચા કરી સંતોષ મેળવે છે.

સને ૧૯૨૬ થી એમણે લખવાનું શરૂ કર્યું. 'જૈનધર્મ પ્રકાશ'માં '**લેખન શક્તિ**' વિષે પહેલો લેખ લખ્યો. ધીરે ધીરે મુનિશ્રીએ હિંદી, ગુજરાતી, સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓમા ગદ્યપદ્ય લેખો લખી પોતાની શક્તિનો સારો વિકાસ સાધ્યો. સરસ્વતી, માધુરી અને કાન્ત, પ્રભાત, આત્માનંદ, વીર, શ્વેતામ્બર જૈન, જૈનમિત્ર, જૈનધર્મપ્રકાશ, શારદા, બુદ્ધિપ્રકાશ, પીયૂષ પત્રિકા, જૈન, જૈનપ્રકાશ, મહારાષ્ટ્રીય જૈન, એડ્વોકેટ વર્તમાન, દેશમિત્ર, મુંબઈસમાચાર, સાંજ, સંધિ, ગુજરાત સમાચાર, વિગેરે ત્રૈમાસિક, માસિક, અઠવાડિક અને દૈનિક પત્રોમાં ઇતિહાસ, સમાલોચના અને સમાજ વિષયના એમના મહત્ત્વના લેખો પ્રસિદ્ધ થયા છે. સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓમાં એમની કવિતાને વિદ્વાનો વખાણે છે. ધર્મ-વિયોગમાળા નામનું એક કાવ્ય એમણે સાત ભાષાઓમાં રચ્યું છે. જુદા જુદા પત્રોમાં એમણાં ઘણા સંસ્કૃત કાવ્યો પ્રસિદ્ધ થયાં છે, અને ઘણાં છપાવ્યા વિના અપ્રસિદ્ધ છે.

મુનિશ્રીને સંશોધન, સમાલોચના અને જ્ઞાનદાન આપવાનો ઘણો શોખ છે. શાંત રીતે કોલાહલ વગરના સ્થાનમાં રહી લખવા વાંચવાનું

એમને વધારે ગમે છે. શિવપુરી, મુંબઇ ને ઇંદોર એમના વિદ્યાભ્યાસના ખાસ ક્ષેત્રો છે.

હેમચંદ્રાચાર્યના વૃત્તિ સહિત વ્યાકરણ વિગેરે પ્રાચીન ગ્રંથોનું એમણે નવી પદ્ધતિએ સંશોધન કર્યું છે. માળવા, યૂ. પી., વ્રજભૂમિ, બુંદેલખંડ મહારાષ્ટ્ર, ખાનદેશ અને ગુજરાતમા એમણે પગે ચાલીને પર્યટન કર્યું છે અને કેટલાક પ્રવાસના વર્ણનો એમણે પ્રસિદ્ધ કર્યા છે. અત્યારે એઓશ્રી સાહિત્યસેવા અને ઉપદેશનું ઉમદા કાર્ય કરતા, વ્યાખ્યાતૃ ચૂડામણિ મુનિરાજશ્રી વિદ્યાવિજયજીની સાથે ગુજરાતમા વિચરી રહ્યા છે.

## :: એમની કૃતિઓ ::

| | | |
|---|---|---|
| ૧ | ધર્મવિયોગ માળા | ૧૯૩૨ |
| ૨ | જયંતપ્રબંધ | ” |
| ૩ | સિદ્ધાન્ત રત્નિકા (પ્રસ્તાવના) | ૧૯૩૦ |
| ૪ | પ્રમાણ નયતત્ત્વાલોક ( સંશોધિત ) | ૧૯૩૩ |
| ૫ | સિદ્ધહેમશબ્દાનુશાસનમ્ ( સંશોધિત ) | ૧૯૩૪ |
| ૬ | જૈન સપ્તપદાર્થી ( સંશોધિત ) | ૧૯૩૪ |

આ વખતે વિદેહી ગ્રંથકાર વિભાગમાં માત્ર ત્રણ ગ્રંથકારો—જેમની શતાબ્દી હમણાંજ ઉજવાઈ છે, એમનાં ચરિત્ર આપી શકીએ છીએ; તે કામમા તૈયાર લેખોનો ઉપયોગ કર્યો છે; અને તે માટે અમે તેના લેખકોનો ઉપકાર માનીએ છીએ.

સંપાદક

## કરસનદાસ મૂળજી

આ પ્રસિદ્ધ, નિડર અને આગ્રહી સુધારકનો જન્મ મુંબાઈમાં ઇ. સ. ૧૮૩૨ મા થયો હતો. તેઓ જ્ઞાતિએ કપોળ વાણીયા અને ધર્મે વૈષ્ણવ હતા. તેમનું મૂળ વતન મહુવા પાસે વડાળ ગામમા હતું; પરંતુ તેમના વડવાઓ મુંબાઈ આવીને વસ્યા હતા.

ફક્ત માત્ર વર્ષની કુમળી વયમા તેમનાં માતા મરણ પામ્યા અને એમના પિતાએ બીજીવાર લગ્ન કર્યું. આ બનાવથી એમને માતાઅને પિતા બેઉના લાલન પાલન ગુમાવવા પડયા, અને તેઓ મોસાળમાંજ ઉછર્યા. ત્યા તેમની સંભાળ મુખ્યત્વે તેમની માશી તથા માની કાકીએ કરી. આ કાકી પણ વિધવા હતા અને કરસનદાસની સંભાળ ખાસ રાખતા હતા.

તેમણે ગુજરાતીનો અભ્યાસ પૂરો કર્યા પછી એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટ્યુટમા અંગ્રેજીનો અભ્યાસ કરવા માડયો હતો. ત્યાર બાદ કૉલેજમા દાખલ થવાનો તેમને વિચાર થયો, પરંતુ પૈસાની તાણ પડવાથી તેમણે નોકરી સાથે ભણવાનો વિચાર કર્યો. પરંતુ તેમા સફળ થયા નહીં, તેથી છેવટે ફી ભરીને કૉલેજમા દાખલ થયા. ત્યા એક વર્ષ પછી તો સ્કૉલરશીપ મળી એટલે તેમનું કામ સરળ થઈ ગયું.

આ અરસામા એટલે ઇ. સ. ૧૮૫૨મા મુબાઈના વાતાવરણમા સારી જાગૃતિ જોવામા આવતી હતી. શરૂઆતની અંગ્રેજી કેળવણીના શુભ પરિણામ સર્વત્ર નજરે પડતા હતા. તે વખતના અંગ્રેજ વિદ્યાગુરુઓ પાઠશાળામા શિક્ષણ આપવા ઉપરાંત જ્ઞાન વધારવા માટે વિદ્યાર્થીઓને વાચન સભાઓ અને ચર્ચા સમાજો સ્થાપવા પ્રેરતા હતા, તેમજ વિદ્યા પ્રસારનું વ્યવહારૂ કાર્ય કરવાનુ ઉત્તેજન પણ યુવકોને આપતા હતા. આવી એક સભાની એક શાખાનુ નામ 'ગુજરાતી જ્ઞાન પ્રસારક મંડળી' હતુ. આમા સમાજમા ચાલતા કુરિવાજો ઉપર ભાષણો પણ થતા હતા, અને તેમા દાદાભાઈ નવરોજી, ડૉ. ભાઉ દાજી વગેરે વિદ્વાનો ઘણો આગળ પડતો ભાગ લેતા હતા. કરસનદાસ આ મંડળીથી ઘણાજ આકર્ષાયા હતા, અને તેના કાર્યમા તેઓ રસભર્યો ભાગ લેતા હતા. આ 'જ્ઞાન પ્રસારક મંડળી'મા ગુજરાતી તેમજ દક્ષણી હિંદુઓ તથા મોટે ભાગે પારસી યુવકો ભાગ લેતા હતા. એટલે તેના કામથી ઉત્સાહી ગુર્જર યુવકોને સતોષ થયો નહિ. તેથી તેમણે

"બુદ્ધિવર્ધક સભા" ખાસ જુદી સ્થાપી. કરસનદાસ આ બન્ને સભાઓમા ભાગ લેતા હતા.

"બુદ્ધિવર્ધક સભા"મા વખતે વખત સુધારાના કોઇ કોઇ વિષયો ઉપર નિબંધો વચાતા હતા, અને તે પ્રસગે સભાસદો ઉપરાંત બહારના ગૃહસ્થોને પણ આમંત્રણ આપવામા આવતા હતા. ૨૨ મી ઓગષ્ટ ૧૮૫૨ ને દિવસે કરસનદાસે આ સભા સમક્ષ "દેશાટન" વિષે નિબંધ વાચ્યો હતો. આ નિબંધ "બુદ્ધિવર્ધક સભા" ના અંક બીજામા પ્રસિદ્ધ કરવામા આવ્યો હતો. કરસનદાસનુ આ પ્રથમ જાહેર કાર્ય હતુ આ ભાષણ, તેમાની દલીલો માટે તથા વાચવાની છટા માટે પણ, તે સમયે વખણાયુ હતું આ ભાષણમા બે દૃષ્ટિબિંદુથી ચર્ચા કરવામા આવી હતી એક તો આર્થિક દૃષ્ટિયે પરદેશગમન બહુ જ અગત્યનુ છે અને તે માટે યુવકોને ઉત્સાહિત કર્યા હતા. અને બીજુ દેશાટન કરવામા શાસ્ત્રનો વાધો નથી તેથી જ્ઞાતિઓ તરફથી દેશાટણ કરનારને પજવણી થવી જોઈએ નહિ

આ સમયમા 'જ્ઞાન પ્રસારક મડળી'ના સભાસદોનુ ધ્યાન હિંદુઓની બાળવિધવાના દુઃખો તરફ દોરાયુ સુરતમા દુર્ગારામ મહેતાજી તેમના દુ ખ દૂર કરવા તનતોડ મહેનત કરતા હતા મુબાઈમા પણ કોઈ દયાળુ પારસી ગૃહસ્થે તે સંબધી કોઇ ઉત્તમ નિબધ લખે તેને રૂ ૧૫૦ નુ ઇનામ આપવા બતાવી. 'જ્ઞાનપ્રસારક મડળી'ના મત્રીએ તે માટે જાહેરાત કાઢી. અને કરસનદાસે તે નિબધ લખવા તૈયારી કરવા માડી. આ અરસામાજ કરસનદાસના જુવાન કાકી વિધવા થયા હતા. તેથી સુદીકર્મ અને કેશવપનની દુષ્ટ ક્રિયા સમયે જે ત્રાસ થાય છે તે તેમના જોવામા પ્રત્યક્ષ આવ્યો, અને તેમણે લખવા માડેલા નિબધમા તેનુ વર્ણન તાદશ આપવામા આવ્યુ હતું. આ નિબધમા વિધવાઓના ફરી લગ્ન કરવાની તરફેણમા તેમણે મત જાહેર કર્યો હતો. આ લેખ કરસનદાસની કાકીના ઘરમા એક માણસ રહેતો હતો તેના જોવામા આવ્યો. એ માણસ સારો નહોતો અને એમના મર્હૂમ કાકાને તેણે કુલક્ષણે ચઢાવ્યા હતા. તે સદાચરણી કરસનદાસથી ઘણોજ ડરતો હતો. તેથી કરસનદાસ સામે તેમના કાકીને ચઢાવી મુકવાનો આ લાગ તેણે જોયો. તેણે નિબધ ચોરીને તેમની કાકીને વચાવ્યો, અને કહ્યુ કે આ તો તમારા ઉપર જ લખાયો છે. આ ઉપરથી કરસનદાસને તેમની કાકીયે ઘરમાથી કાઢી મૂકયા, અને તેમના નિબધનો નાશ કર્યો.

આ રીતે આશ્રય જવાથી કરસનદાસને ઘણીજ તંગી પડવા લાગી. સ્કૉલરશીપની મદદથી થોડો સમયતો અભ્યાસ ચાલુ રહ્યો, પણ એકંદર પરિણામ એ આવ્યુ કે તેમને કૉલેજ છોડવાની જરૂર પડી.

શેઠ ગોકળદાસ તેજપાળ એક વિદ્યાવિલાસી નર હતા. સુધારાના કાર્યો તરફ તેમને પક્ષપાત હતો તેમણે માંડવી ઉપર રહેતા માણસોના ઉપયોગ માટે એક ધર્માદા નિશાળ સ્થાપી, તેના મુખ્ય ગુરૂનુ કામ કરસનદાસને સોંપ્યું. આ રીતે શિક્ષકના ઉત્તમ ધંધામા તેઓ જોડાયા. તેમણે પોતાનુ કાર્ય ઉત્તમતાથી બજાવી હાથ નીચેના શિક્ષકોમા ઘણો જ ઉત્સાહ પ્રેર્યો, અને ટુંક વખતમા જ તેમની નિશાળ વખણાઇ.

પરંતુ એકલા નિશાળના કાર્યથી કરસનદાસને સંતોષ થાય તેમ નહોતુ. તેમણે 'બુદ્ધિપૂર્વક સભા'નો ઉદ્યમ વધારી મૂક્યો તેમા ફક્ત ભાષણો જ કરાવવાથી તેમણે સંતોષ ન માન્યો, પરંતુ તેની મારફતે શિક્ષણના વ્યવહાર કાર્યો પણ દરાવ્યા સમાજ સુધારાનો આધાર સ્ત્રી–શિક્ષણ ઉપર છે એ સૂત્ર, આ ઉત્સાહી યુવક મડળી સમજ્યુ હતુ અને તેથી સભા તરફથી બે કન્યાશાળાઓ સ્થાપવામા આવી આમા સભાસદોએ મફત કામ કરવાનું ઉપાડ્યુ અને ધનવાનોએ બીજુ ખર્ચ આપવાનું કબૂલ્યુ. આમાની કોટની કન્યાશાળાનુ બધુ ખર્ચ ધીમે ધીમે શેઠ મગળદાસ નથુભાઇએ માથે લીધુ અને તેની સર્વ દેખરેખનુ કામ કરસનદાસે ઉપાડી લીધુ.

આ ઉપરાત સુધારાની તરફેણમા લોકમત જાગ્રત કરવા માટે કરસનદાસને એક અઠવાડિક પત્રની જરૂર જણાઇ "રાસ્ત–ગોફતાર" નામે એક અઠવાડિક પત્ર પારસીઓ કાઢતા હતા અને તેમા કરસનદાસ હિંદુ સુધારાઓ વિષે લેખો પણ લખતા હતા. પરંતુ હિંદુઓના પ્રશ્નો એટલા બધા હતા કે જુદા પત્ર વિના બધા બરોબર ચર્ચી શકાય નહિ તેથી ૧૮૫૫ ની સાલમા કરસનદાસે "સત્ય પ્રકાશ" નામે અઠવાડિક પત્ર પ્રસિદ્ધ કર્યુ તેમા બહુજ હીંમતથી તીખી ભાષામા તેઓએ જુની નુકશાનકારક રૂઢીયો સામે લેખ લખવા માડ્યા. વળી તે સમયમા 'બુદ્ધિવર્ધક સભા' યે પણ નિયમિત માસિક શરૂ કર્યું. આ રીતે લોકજાગૃતિના આ બે ઉપયોગી સાધનો અસ્તિત્વમા આવ્યા. 'સત્ય પ્રકાશ'માં સર્વ મહેનત કરસનદાસ કરતા હતા અને પૈસાની મદદ સર મગળદાસ નથુભાઈ વગેરે આપતા હતા. આ રીતે ધન અને બુદ્ધિ, લક્ષ્મી અને સરસ્-

તીનો સુયોગ થઈ સુંદર સેવા થતી હતી પરંતુ આ સમયમાં સર ટી સી હોપ ક રસનદાસના કેળવણી સબંધી શ્રમથી સંતુષ્ટ થયા અને ડીસાની અંગ્રેજી નિશાળના માસ્તરની જગાયે તેમને નિમ્યા કરસનદાસ ડીસા ગયા ત્યારે 'સત્યપ્રકાશ ' મહીપતરામ રૂપરામ નીલકંઠને સાંપ્યું છ મહિનામાં મહીપતરામ પણ મુબાઇ છોડી ગયા એટલે ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકના હાથમાં તે આવ્યું પરંતુ એટલામાં તો કરસનદાસ પાછા મુબાઈ આવ્યા અને તેમણે 'સત્ય પ્રકાશ ' પોતાના હાથમાં લીધું

ડીસામાં કરસનદાસ ફક્ત દસ મહિનાજ રહ્યા હતા ત્યાં તેમની તબિયત બગડી અને ગોરા દાક્તરે માંસ ખાવાનું કહ્યું પરંતુ પ્રાણ જાય તો પણ અભક્ષ્ય ભોજન નહિ કરૂં એમ તેમણે કહ્યું મુબાઇ દવા કરવાના માટે તેમણે રજા માગી, પરંતુ તે ગોરા દાક્તરે સર્ટીફિકેટ આપવા ના પાડી કરસનદાસ રાજીનામું આપી મુબાઇ ચાલી ગયા, અને ત્યાં જઇ પોતાને પ્રિય ઉદ્યમો આદર્યા કરસનદાસ સુધારાના હિમાયતી હતા, પરંતુ ઘણા જ ધર્મિષ્ઠ હતા તે આ ઉપરથી જણાઇ આવે છે એઓ ધર્માંધ નહોતા, પણ ધર્મવિહિન તો નહોતા જ.

એક નાનો બનાવ આ વખતે બન્યો તેથી પણ કરસનદાસ સિદ્ધાંતને વળગી રહેનારા હતા તે જોઈ શકાય છે ૧૮૫૭ ની સાલમાં કરસનદાસે બીજીવારના લગ્ન કર્યાં એમની પ્રથમ બન્ને પત્નીઓ ગુજરી ગઈ હતી આ વખતે તેમણે જરીનો જામો પહેરી ઘોડે બેસવાની ના પાડી સાસરીયાએ ધમકી આપી કે આવું રીવાજ નહિ પાળો તો વેવિશાળ તોડીશું પરંતુ કરસનદાસ તો પોતાના વિચારમાં મક્કમ જ રહ્યા અને સાદા પહેરવેશમાં પગે ચાલતા જ ગયા જો કે આથી ભાંજગડ થઈ, પરંતુ મિત્રો વચ્ચે પડવાથી અંતમાં સમાધાન થઈ આ વાતથી કરસનદાસની જાહેર હિંમત તથા મક્કમતા જણાઇ આવે છે

"'સત્યપ્રકાશ' સમાજ સુધારાની ચર્ચા તો કરતું જ હતું તેવામાં વળી એક નવી બાબત ઉપર લખવાનો પ્રસંગ આવ્યો ગોસાઇજી મહારાજો તથા બ્રાહ્મણો વચ્ચે ઝગડા થયા વૈષ્ણવ મંદિરમાં વ્યભિચાર થતા હતા તેમાં મહારાજોને સારો તડાકો પડતો હતો બ્રાહ્મણો પણ તેથી ચોભાયા અને તેમણે પણ જદુનાથજી મહારાજ નિશ્ચય કર્યો કે મહારાજ જોગ લખ્યું કે બ્રાહ્મણો ખામ કરશે તો આપણું ખાનગી એવું થઈ

જગે તેથી તેમણે બ્રાહ્મણો ઉપર હુમલો કર્યો, અને કહ્યું કે જે બ્રાહ્મણોએ શિવપ્રસાદ લીધો તેતો ભ્રષ્ટ થઇ ગયા આ સાથે વૈષ્ણવોને આજ્ઞા કરી કે એ બ્રાહ્મણો હવે ગોરપદે રહી શકે નહિ ગોરપદું જાય તો બ્રાહ્મણની આવક જાય આમ હોવાથી બન્ને પક્ષે જાહેરમાં લખાણ લખવા માંડયું આ તકનો લાભ સુધારક વૈષ્ણવોએ લીધો અને શેઠ લક્ષ્મીદાસ ખીમજી વગેરે વૈષ્ણવોએ મંદિરોમાં અમુક સુધારા થાય તો જ મહારાજને આ ઝગડામાં મદદ કરવાનું વચન આપ્યું મહારાજોને આ વાત ગમી તો નહિ, પણ તેમની મદદની જરૂર હોવાથી કબૂલ કરી આમ છતાં એક શરત એવી રાખી કે બધા સુધારા એક વર્ષ પછી અમલમાં આવે અને ત્યાં સુધી બધી વાત ગુપ્ત રાખવી સુધારકો પુરતા જોરમાં નહિ હોવાથી તેમણે આ શરત કબૂલ રાખી પરંતુ બ્રાહ્મણોનો બહિષ્કાર કરાવવાની વાતમાં મહારાજો ફાવ્યા નહિ એટલે તેમણે એક ગરીબ ભિખારી બ્રાહ્મણને ઉભો કરી તેની પાસે સમસ્ત બ્રાહ્મણ કોમ તરફથી માફી મગાવી, અને પોતે માફી બક્ષી

આ સમયમાં મહારાજો ઉપર 'સત્યપ્રકાશે' નિડરતાથી ઘણું જ સખ્ત લખાણ લખવા માંડયું "સત્યપ્રકાશ'ના લખાણો શુદ્ધ બુદ્ધિથી, ધર્મ સુધારણા માટે લખાતા હતા પરંતુ મહારાજો તો પોતાની રીતો સુધારવા જરાયે તૈયાર નહોતા તેથી તેમણે સુધારાવાળા સામે સખ્ત લખાણ લખવાની ગોઠવણ કરી 'ચાબુક' નામે પારસી અઠવાડિક પત્ર હતું, તેના માલિકને પૈસા આપી સુધારાવાળાઓ સામે ઝુંબેસ ચલાવી તેમની તરફેણમાં દલીલો તો હતી નહિ એટલે તેમણે ગાળોનો આશ્રય લીધો, અને લખતા લખતા હદપાર ગાળો લખી પરિણામે "ચાબુક" સામે બદનક્ષીની ફરિયાદ મંડાઈ મહારાજોએ તેના માલિકને કબૂલેલા લડવાના પૈસા આપ્યા નહિ, અને આ બિચારો ભાડુતી લેખક મહાસંકટમાં આવ્યો અને તે ફિર્યો અને બચાવમાં તેણે મહારાજો સામે સાક્ષી સમન્સ કઢાવ્યા મહારાજો કોર્ટમાં જવા રાજી નહોતા કોર્ટમાં જવું પોતાના પદને શોભે નહિ એમ તેમનું માનવું હતું વળી કોર્ટમાં ગમે તેવા પ્રશ્ન પુછાય તો પોતાનું પોકળ ખુલ્લું પડી જાય એવો પણ તેમને ડર હતો તેથી તેમણે મંદિરોના દ્વાર બંધ કરી દીધા અને કોઈને પેસતા અટકાવ્યા

દ્વાર બંધ થયા એટલે આસ્તિક વૈષ્ણવોના દર્શન પણ બંધ થયા,

અને દર્શન વિના અન્ન જળ ન લેવાનો નિયમ ઘણા સ્ત્રી પુરૂષોને હતો તથી સર્વત્ર હાહાકાર થઈ ગયો અને સુધારાવાળાને પુ ષ્કળ ગાળો પડવા માડી બધા ભક્તજનોએ મહારાજને કાંઈક તોડ આણવા આ ગ્રહ કરવા માડી એટલે મહારાજેએ ભક્તો પાસે એક ' ગુલામી ખત લખાવી લીધુ આમા વૈશ્નવોએ નીચેના નિયમ માથે લીધા

મહારાજે કોર્ટમા જવાથી મુક્ત થાય તેના પગના તાબેતોમ લેવા આ માટે રૂ (૧૦૦૦૦) નુ ફંડ કરી વિલાયત બારિસ્ટર મોકલવાનો વિચાર તેમણે કર્યો હતો

મહારાજે સામે કોઈ પણ માણસ ફરીયાદ માડે ત્યારે વૈશ્નવોએ સાક્ષી પૂરવા જવુ નહિ

કોઈપણ હિંદુ મહારાજે સામે લખાણ કરે તો તેને તાબેતોબ તેની નાતની બહાર મૂકી દેવો

કોઈ પણ બીજા ધર્મનો માણસ મહારાજ ઉપર સમન્સ કાઢે તો તેની ગાઠ પણ ઉપાયે પતાવટ કરાવી દેવી

આ ખત ઉપર મરજી કે કમરજીથી ઘણીજ સહીયો થઇ દરેક કુટુંબમા ગાઇને કોઇ માણસ ચુસ્ત વૈશ્નવ હોય એને જેઓ પોતે સહી કરવા નરાતા માગતા તેઓ ઉપર મા સ્ત્રી, ક બહેનનુ દબાણ આવ્યા અને ભલભલા સુધારક કહેવાતા વૈશ્નવોની સહીયો પણ થઇ ગઇ

કરસનદાસની હીંમતની કસોટીનો આ સમય હતો ગુલામીખતમા નાતબહાર મૂ વાની જે કલમ હતી તે કરસનદાસને માટે જ હતી એમ સૌ જાણતા હતા કરસનદાસના મદદ ગારા અને મિત્રોએ પણ તેને તે સ ધી ચેતવણી આપી અને થોડો સમય મહારાજે સામે ન લખવા સલાહ આપી તે લોકો નાત બહાર રહેવા જરાયે તૈયાર નહોતા મહારાજ પક્ષ તો ઘણોજ ઉત્સાહમા આવી ગયો હતો તેમને ખાત્રી હતી કે હવે 'સત્યપ્રકાશ' તેમની વિરૂદ્ધ લખી શકશે નહિ જ આ ખાત્રીની સાથે દરેક જણે રવિવારના 'સત્યપ્રકાશ' ની વાટ આતુરતાથી જોવા માડી

કરસનદાસે બધી વાતનો વિચાર કર્યો મિત્રોની ચેતવણી, પોતાના માથા ઉપરનો ભય તેમજ પોતાની ખરી ફરજ આ સવ બાબતોનો વિચાર તેમણે પૂર્ણ ગભિરતાથી કર્યો અને તેઓ જેવા નિશ્ચય ઉપર આ યા ક આ પ્રસગે નમળાઈ બતાવવાથી સુધારાના પક્ષને અતિશય નક

શાન થશે, માટે ગમે તે જોખમે પણ જે કાર્ય હાથમાં લીધું છે તે વિષે નમતું તો ના જ મૂકવું એમ તેમણે ઠરાવ્યું. બીજા રવિવારના "સત્યપ્રકાશ" માં આ ખતને તેમણે "ગુલામી ખત" નું નામ આપ્યું અને તેની દરેકે દરેક કલમ ઉપર બહુ જ સખ્ત ટીકા કરી. રૂ. ૧૦૦૦૦) ફેંકીને કોર્ટમાં ના જવાનો હક્ક મેળવવાને બદલે તેમણે કોર્ટમાં ના જવું પડે તેવા રસ્તા લેવાનું મહારાજોને સુચવ્યું. અને કહ્યું કે એ રૂપિયા વિક્ટોરીઆ મ્યુઝીયમમાં આપો તો લોકોને સારો લાભ થાય. વળી લખ્યું કે જેઓ નીતિને માર્ગે ચાલે અને પારકી પંચાત કરે નહિ, કોઇના દેવાદાર બને નહિ, તેમને કોર્ટમાં જવા વારો આવે જ નહિ. ત્યાર પછી જેમણે સહીઓ કરી હતી તેમની ગુલામી દશાની તેમણે પુષ્કળ મશ્કરી કરી, અને છેવટે પ્રભુપ્રાર્થના કરી કે આ ભાઈઓ મહારાજની ગુલામી કરવા કરતા લોકસેવા તરફ દિલ લગાડી તે માટે ધનવ્યય કરે.

આ રીતે કરસનદાસે બહુ નિડરતાથી પોતાની ફરજ બજાવી. તેમનું જોઈને બીજાઓએ પણ નનામી પત્રિકાઓ કાઢી મહરાજો વિરુદ્ધ અને આ ગુલામીખતની વિરુદ્ધ પુષ્કળ લખાણ કર્યું; પરંતુ નામ સાથે બહાર આવી નાત બહારનો ભય વહોરવા કોઇજ તૈયાર થયું નહિ. માત્ર કરસનદાસજ નામ સાથે બહાર આવ્યા અને તેમને નાત બહાર મૂકવાની હીંમત કોઇની ચાલી નહિ કારણ કે તેમને ડર લાગ્યો કે કદાચ મામલો કોર્ટે જશે. આ રીતે ગુલામી ખતની એક કલમ તુટી. અને એક કલમ તુટી એટલે પછી બીજી કલમ અનુસાર જે પૈસાની ટીપ કરવાની હતી તે પણ ના થઈ. કદાચ કરસનદાસના લખાણની અસર પણ લોકોના મન ઉપર થઇ હશે. આ રીતે કરસનદાસ સિદ્ધાંતને વળગી રહ્યા, અને તે સાથે મહારાજો ઉપર તેમણે વિજય પણ મેળવ્યો.

મુંબઇના મહારાજો કરસનદાસના હુમલા ખાળી શકયા નહિ તેથી તેમની પ્રતિષ્ઠા ઘટી અને પેદાશ ઘટવાનો સંભવ પણ ઉભો થયો. મુંબાઈની આ ચળવળનો ચેપ બહારગામને પણ લાગે એવા ભયથી સુરતના મોટા મંદિરના મહારાજ જદુનાથજી ઇ. સ. ૧૮૬૦ ની અધવચમાં મુંબાઈ આવ્યા. તેમના પિતા બ્રિજરતનજીને સુરતના દુર્ગારામ મહેતાજીનો સહવાસ હતો, અને કેળવણી વગેરે કેટલીક બાબતો તરફ તેમની સહાનુભૂતિ થઈ હતી, તેથી મુંબાઈમાં એવો ખ્યાલ પ્રસર્યો કે

જદુનાથજી મહારાજ સુધારા પક્ષના છે. ખરૂ જોતા તો એ પણ મસ્ત અને અનીતિમાન હતા, પણ મુબઈમા તેની માહિતી નહોતી. આથી સુધારા વાળા તથા જુના મતના બધા જ તેમને મંદિરે જવા લાગ્યા. તેવામા મંગળદાસ કન્યાશાળામા ઇનામ આપવાનો મેલાવડો થવાનો હતો, તેનુ પ્રમુખ પદ તેમને લેવા વિનતિ થઈ તે તેમણે સ્વીકારી, અને ભરમભામા ઇનામો વહેંચી આપ્યા. આ ઉપરથી સુધારાવાળા ફુલાયા અને "સત્યપ્રકાશ" મા કરસનદાસે પણ તેમના વખાણ કર્યા.

આ દરમિયાન દુર્ગારામ મહેતાજીને લીધે સુરતમા વિધવા પુનર્લગ્નની ચર્ચા ઘણી સખ્ત ચાલતી હતી. તેઓ એમ કહેતા હતા કે સ્મૃતિશાસ્ત્રમાં વિધવાઓને ફરી લગ્ન કરવાની છુટ આપેલી છે. મુબાઈમા એમ વાત ચાલી કે જદુનાથજીમહારાજ અંદરખાનેથી વિધવા પુનર્લગ્નમા સંમત છે. મુબાઈમા આ બાબતની ચર્ચા કવિ નર્મદાશંકરે ઉપાડી જદુનાથજી મહારાજે પણ કહ્યુ કે શાસ્ત્રમા રજા હોય તો વિધવા પુનર્લગ્ન ભલે કરે, પણ રજા છે કે નહિ, એ બાબત પોતાનો મત દર્શાવ્યો નહિ. મુબાઈમા જુના મતવાળાની સંખ્યા વધારે એટલે તેમને નાખુશ કરવાની ઇચ્છા જદુનાથજીની થાય નહિ. પરંતુ કવિ નર્મદ તો ખાઈપીને તેમની પાછળ લાગ્યા, અને આ વિષયમા શાસ્ત્રાર્થ કરવા માટે સભા ભરવાની માગણી કરી, અને કહ્યુ કે શાસ્ત્રમા પુનર્લગ્ન કરવાની રજા છે તે હું સાબીત કરી આપીશ

જદુનાથજી મહારાજે આ નોતરૂ કબૂલ રાખ્યુ અને સભા બોલાવી, કવિ નર્મદાશંકર પોતાના સોબતીઓ, કરસનદાસ મૂળજી, કરસનદાસ માધવદાસ, દાકતર ધીરજરામ દલપતરામ, મથુરાદાસ લવજી વગેરેને લઈને તેમજ શાસ્ત્રના પુસ્તકો સાથે રાખીને સભામા ગયા. જદુનાથજી મહારાજ તો પાકા હતા શાસ્ત્રાર્થનું જોખમ ખેડવા તેઓ નહોતા માગતા એટલે તેમણે એક તરકટ રચ્યુ. કવિ નર્મદાશંકરને તેમણે પહેલોજ પ્રશ્ન પૂછ્યો કે તમે વેદશાસ્ત્રોને ઇશ્વિરકૃત માનો છો કે નહિ ? આ પ્રશ્નનો હેતુ સુધારવાળાઓને સામાન્ય લોકોની નજરમા હલકા પાડી નાખવાનો હતો પણ ભોળા કવિ તથા ઉત્સાહી સુધારક યુવકો તે કાંઈ સમજ્યા નહિ. તેઓએ પોતાનો ખરો મત જણાવ્યો તેનો સામાન્ય લોકોએ એવો અર્થ કર્યો કે આ લોકોને તો હિંદુધર્મમા જ શ્રદ્ધા નથી. અને આ ઉપરથી આખી સભા જ આ બાબતસર વિખરાઈ ગઇ. આ રીતે આ મહારાજે પોતાની ચાલાકી બતાવવી શરૂ કરી.

પરંતુ કરસનદાસે જદુનાથજીમહારાજને ઝપવા ના દીધા સભામાં ઉભા થયેલા મુદ્દા તેમણે "સત્યપ્રકાશ" માં ચર્ચવા માંડ્યા અને તેના ઉત્તર જદુનાથજી મહારાજે જુદા જુદા પત્રો મારફતે આપવા માંડ્યા. મૂળ ચર્ચાનું સ્વરૂપ બદલાઈ ગયુ અને "મૂળ હિંદુધર્મ અને હાલના પંથો" એ વિષે ચર્ચા ચાલી. સુધારાવાળા નાસ્તિક, પાખંડી અને ધુતારા છે, એવો જદુનાથમહારાજે હુમલો કર્યો. તેના ઉત્તરમાં સુધારાપક્ષે એમ ચર્ચા કરવા માંડી કે હિંદુધર્મ પ્રમાણે કળિયુગમાં ઉત્પન્ન થયેલા પંથો પાખંડી છે, તે પંથોના ગ્રંથો ખોટા છે, અને તેના આચાર્યો ધુતારા છે, વળી જે પંથના આચાર્યો અનીતિમાન હોય તે પંથો અનુસરવા યોગ્ય હોય જ નહિ.

"સત્યપ્રકાશ" મા વૈષ્ણવ ધર્મ ઉપર સખ્ત ઝપાટા આવતા હતા, અને તેના જવાબો જદુનાથજી "સ્વધર્મવર્ધક" મા આપતા હતા ૧૮૬૦ ના સપ્ટેમ્બરની ૧૬ મી તથા ૨૯ મી તારીખના "સ્વધર્મવર્ધક" મા જદુનાથજી મહારાજે સુધારાપક્ષ ઉપર ઘણો જ સખ્ત હુમલો કર્યો. આનો ઉત્તર કરસનદાસે ૨૧ મી ઓકટોબરના "સત્યપ્રકાશ" મા તેટલી જ કડક રીતે આપ્યો. "પ્રાચીન હિંદુ ધર્મ" એ મથાળા નીચે તેમણે એવો લેખ લખ્યો કે વલ્લભસંપ્રદાય જડમૂળથી જ ઉખડી જાય તેમા એમ જણાવ્યુ કે આખો સંપ્રદાય અનીતિમય છે અને તે અનીતિને ગોકુળના ગઢજીના મૂળ ગ્રંથનો ટેકો છે આ વાત એ ગ્રંથમાંથી ઉતારા આપીને સાબિત કરી આપી હતી ગુરૂ અને સેવકીઓનો સંબંધ અનીતિને ઉત્તેજક છે માટે તે નાબુદ કરવાની તેમણે સલાહ આપી, અને છેવટે જદુનાથજી મહારાજને તેમણે વિનતિ કરી કે ગોકુળનાથજીનો ગ્રંથ રદબાતલ કરશો આખુ લખાણ આળ લાગે તેવુ હતુ પણ સત્ય હતુ અને સદ્બુદ્ધિથી લખાયેલુ હતુ

"સત્યપ્રકાશ" મા લખાયેલ સખ્ત લેખનુ વેર લેવાનો નિશ્ચય જદુનાથજી મહારાજે કર્યો અને ૧૮૬૧ ના મે માસની ૧૪ મી તારીખે તેમણે હાઇકોર્ટમા કરસનદાસ મૂળજી સામે પોતાની આબરૂને, તે લેખથી નુકશાન કરવાનો દાવો માંડ્યો અને નુકશાની માટે રૂ ૫૦૦૦૦) માગ્યા આ દાવો 'મહારાજ લાયબલ કેસ" નામે મશહુર થયો, તેજ છે. મહારાજના મનમા તો એમજ હતુ કે આ મોટી રકમના દાવા માત્રથી જ કરસનદાસ નરમ થઈ જઈ પગે પડતો આવશે કારણ કે તેમની પાસે ધન નહોતુ વળી આ સમયે તેમની ઉમર માત્ર ૨૮ વર્ષની જ હતી આથી ઉલટુ મહા

રાજ પાસે પુષ્કળ ધન હતું, અને અનુયાયીઓની સંખ્યા પણ બહુ મોટી હતી. આમ છતા કરસનદાસે તો જાહેર કર્યું કે મે જે લખાણ લખ્યું છે તે સત્ય જ છે, અને આ દાવાનો બચાવ હું કરીશ.

આ ઉપરથી જદુનાથજી બીજી તજવીજમા પડયા. કરસનદાસને કોઈ સાક્ષી મળે નહિ તેની તજવીજ તેમણે કરવા માડી. તેમની સૂચનાથી કેટલાએક ભાટીયાના આગેવાનોએ તેમનુ મહાજન એકઠુ કર્યું અને તેમા એવો ઠરાવ પસાર કરાવ્યો કે મહારાજની સામે કોઈ ભાટીયાએ સાક્ષી પૂરવી નહિ, અને જે પૂરે તેને ધારા મુજબ નાત બહાર મૂકવો. આ ઠરાવ ઉપર સહીયો લેવાનું શરૂ થયુ. બહુ બહુ દબાણથી ઘણા માણસની સહીઓ તે ઉપર લેવાઇ. આ ઠરાવ અને તે ઉપર લેવાયલી સહીઓનો એક જ અર્થ થાય કે કરસનદાસને સત્ય ન્યાય મળવા દેવો નહિ. આ પ્રમાણે ન્યાયના કાર્યમા અડચણ નાખવી તે કાયદા પ્રમાણે એક અપરાધ છે. તેથી કરસનદાસે ભાટીયાના બે શેઠીયા અને બીજા સાત આગેવાનો એમ કરીને નવ જણા ઉપર ન્યાયમા વિઘ્ન કરવાના ગુન્હા સારૂ ફોજદારી મુકર્દમો માડયો આ મુકદ્દમો "ભાટીયા કૉન્સ્પીરસી કેસ" ને નામે પ્રસિદ્ધ છે. આ ઉપરથી બધા ભાટીયાઓ કરસનદાસ ઉપર બહુ જ છેડાઈ પડયા, પરંતુ તે કાંઈ ડર્યા નહિ. એક બે વખત તો તેમના ઉપર હુમલા પણ થયા હતા; પરતુ પોલિસની મદદથી કરસનદાસ બચી શકયા હતા. આ કેસમા બધા જ ગુન્હેગારો તકસીરવાર ઠર્યા અને બે શેઠીયાઓનો હજાર હજાર રૂપિયા દડ થયો તથા બીજાઓનો તેથી ઓછો દંડ થયો. દંડની રકમમાથી એક હજાર રૂપિયા કરસનદાસને ખર્ચ પેટે મળ્યા. આ કેસમા કરસનદાસને કુલ ખર્ચ ચાર હજાર રૂપિયાનું થયુ હતું. આ રીતે આ બાબતનો તો અંત આવ્યો; પણ મૂળ કજીયો તો હજી ઉભો જ હતો.

મૂળ કજીયો આપણે જોઈ ગયા તેમ જદુનાથજીમહારાજે કરસનદાસ ઉપર બદનક્ષીની ફરીયાદ માડીને પચાસ હજાર રૂપીયાની નુકશાની માગી હતી તે હતો. કરસનદાસે જણાવ્યુ કે પોતે ગુન્હેગાર નથી અને બચાવમા પોતાનું બચાવનામુ રજુ કર્યું. આ રીતે મામલો રસ ઉપર ચઢયો. જદુનાથજી બીજા મહારાજો કરતા હીંમતવાન હતા અને કોર્ટમા હાજર રહેવાને પણ તે ડર્યા નહિ. ધામધુમથી પોતે સાક્ષી આપવા ગયા હતા. હજારો વૈશ્નવો કોર્ટમા તેમના દર્શન કરવા આવ્યા હતા. મહારાજ કચેરીમા આવતા

સઘળા વૈશ્નવો ઉભા થઈ ગયા. આવા લાગવગવાળા અને પૈસે ભરપૂર માણસ સામે બાથ ભીડવા માટે કાંઈ જેવીતેવી હીંમતની જરૂર નહોતી. પણ ઉત્સાહી કરસનદાસમાં સત્ય સિદ્ધાંત ખાતર લડવાની હીંમત જોઇએ તેટલી હતી, અને તે આ ખાલી ભપકાથી ડરી જાય તેમ નહતા. કૉર્ટમાં મહારાજની આગળ બે ચોબદાર ચાલતા હતા બાજુમા શેઠ વરજીવનદાસ માધવદાસ વગેરે મોટા વૈશ્નવ, તેની પાછળ નાના વૈશ્નવ અને તેમની પાછળ નોકરો; એમ સ્વારી કૉર્ટમાં પધારી હતી.

જેને આ કેસની હકીકત વિગતવાર વાંચવી હોય તેણે 'મહારાજ લાઇબલ કેસ' વાંચવો. કરસનદાસે પોતાના બચાવમા આઠ વાતો જણાવી હતી. તેમાંની મુખ્ય એ હતી કે વલ્લભાચાર્યનો પંથ આધુનિક છે અને પ્રાચીન વેદધર્મની વિરુદ્ધ છે. વળી 'સત્યપ્રકાશ'મા મહારાજોની અનીતિ સંબંધી જે લખ્યું છે તે ખરૂં છે, અને કાયદા પ્રમાણે તે પ્રકટ થઇ શકે તેવું છે. બધા મળીને આ કેસ પાછળ ૨૪ દિવસ થયા. પુષ્કળ સાક્ષીઓ તપાસાયા અને કાયદાની પણ પુષ્કળ દલીલો થઇ. અનીતિ વૈષ્ણવ ધર્મમા છે, અને જદુનાથજી મહારાજ પોતે અનીતિ કરે છે, એ બે બાબતો તો મહારાજની પોતાની ઉલટ તપાસ ઉપરથી જ સાબિત કરી શકાઈ. વળી ડાક્તર ભાઉ દાજીની જુબાની ઉપરથી પણ મહારાજ અનીતિમાન છે, તે વાતને ટેકો મળ્યો. વલ્લભાચાર્યના 'સિદ્ધાંત રહસ્ય' નામે ગ્રંથ ઉપર ગોકુળનાથજીએ ટીકા કરી છે તે ઉપરથી તથા વૈષ્ણવ ભજનોમાથી એમ સાબિત થઇ શક્યું કે તે ધર્મમાં અનીતિને પોષક તત્ત્વો છે.

આ કેસમાં બે ન્યાયાધિશ હતા, અને બન્ને જણે જુદા ચુકાદા આપ્યા છે. ચુકાદા લંબાણ અને દલીલોથી ભરપુર છે. બે ન્યાયાધિશોમાં એક બાબતમાં મતભેદ થયો. મુખ્ય ન્યાયાધિશે એમ ઠરાવ્યું કે પ્રસિદ્ધ કરેલા લેખમાં મહારાજને હાનિ પહોચે તેવી તેની નિંદા છે. બીજા ન્યાયાધિશે એમ કહ્યું કે મહારાજને હાનિ પહોંચે તેવું લખાણ હોય પણ તે લખાણ સત્ય હોય, અને તે પ્રસિદ્ધ કરવાનો કરસનદાસને હક્ક હોય તો પછી તે ગુનેહગાર ના કહેવાય. આ ન્યાયાધિશના મત પ્રમાણે કરસનદાસે આ બાબતની પૂરી તપાસ કરીને, એ વાત સાચી છે તેની ખાત્રી કરીને તેમજ અનીતિ અટકાવવાની પોતાની ફરજ માનીને, આ સંસારમાં થતા મોટા પાપ ઉપર હુમલા કર્યા; ગુરુઓ પંથના લોકોની વહુબેટીઓની લાજ ધર્મને

નામે લુચ્ચા હતા તે અઘોર કર્મનો તેમણે જાહેર તિરસ્કાર કર્યો, એ તિરસ્કાર રોષથી, જુસ્સાથી, અને કડવા વચનથી કરસનદાસે કર્યો, પણ તે કરતામા તણે કાયદાની મર્યાદા ઓળગી નથી, માત્ર જાહેર લેખક તરીકેની પોતાની ફરજ બજાવી છે વળી વાદી જદુનાથજી મહારાજ પોતે કરસનદાસની સાથે બીજા પત્રોદ્વારા વિવાદમા ઉતર્યા એટલે તેમનું નામ આગળ આવ્યુ, અને અનીતિમાન ગુરુ તરીકે તેઓ જાહેર થયા તેમા કરસનદાસની કસુર નથી વાદીને વિષે કરસનદાસે જે લખ્યુ છે તે હૂમલો નથી પણ માત્ર અંતઃકરણથી દીધેલી સાચી શિખામણ છે, એટલે તે બદનક્ષી ગણાવી જોઈયે નહિ

અંતે ચુકાદામા એમ ઠર્યું કે કરસનદાસે મહારાજની આબરૂને હાનિ કરી નુકશાન પહોચાડ્યુ માટે પાચ રૂપીયા નુકશાનીના આપવા બાકીના બધા મુદ્દાઓમા કરસનદાસની જીત થઈ અને કજીયાનુ આખુ ખર્ચ રૂ ૧૧૫૦૦) તેમને મળ્યા છતાયે બીજા રૂ ૧૫૦૦) તેને વધારે થયા હતા તેમજ 'ભાટીયા કૉનસ્પીરસી કેસ'મા પણ રૂ ૧૦૦૦ તેમને થયા હતા, એમ રૂ ૨૫૦૦)નુ ખર્ચ તેમને લાગ પડ્યુ જદુનાથજી મહારાજને તો બધા મળીને રૂ ૫૦૦૦૦) નું ખર્ચ થયુ કહેવાય છે પરંતુ તેઓ ધનવાન હતા અને ધનવાન શિષ્યોના ગુરૂ હતા, એટલે એ ખર્ચ તેમને સાલે નહિ આથી ઉલટુ કરસનદાસને તો રૂ ૨૫૦૦) નુ ખર્ચ પણ ઘણુ ભારે હતું આ સમયે સર મગળદાસ નથુભાઈ તથા શેઠ ગોકળદાસ તેજપાળ વગેરે સુધારક ગૃહસ્થોની તેમને મદદ ના હોત તો તેઓની સ્થિતિ કફોડી થઇ જાત

આ કેસથી તથા તે અગાઉના "સત્ય પ્રકાશ"ના લખાણથી ધર્મમા ચાલતા ઢોંગ લોકોમા પ્રસિદ્ધ થયા અને અને તેમા ઘણા ઘણા સુધારા થયા હજી સુધીએ લોક બુદ્ધિનો ઉપયોગ ધર્મની બાબતમા કરતા નથી તથા રૂઢિ અને ધર્મને સેળભેળ રાખે છે, તેમ ઘણા ઢોંગમા માને છે, એ વાત ખરી છે, છતાયે 'મહારાજ લાઈબલ કેસ' પછી કાંઇક જુદોજ યુગ શરૂ થયો કરસનદાસ પોતે કાંઈ ધર્મ સુધારક કે ધર્મતત્ત્વવેત્તા નહોતા એ એ તો ફક્ત સમાજસુધારક અને નીતિ પ્રેમી ગૃહસ્થ હતા પણ જો આ સમયે મુંબાઇના ગુજરાતીઓમા કોઇ ધર્મસુધારક કે તત્ત્વજ્ઞાની હોત, તો આ ચળવળથી વધારે લાભ થાત, લોકદૃષ્ટિ કાયમને માટે કાંઈક જુદી દિશાયે વળત

કરસનદાસે આ કેસનો પુરો હેવાલ અંગ્રેજીમાં પ્રસિદ્ધ કરી, દરેકે દરેક વર્તમાન પત્ર ઉપર મોકલ્યો. વળી વર્તમાન પત્રોએ પોતે પણ આ કેસ ઉપર સખ્ત ટીકાઓ કરી. કરસનદાસે ૨૧ પત્રોમાંની ટીકાઓ હેવાલને અંતે ઉતારી પણ છે. આ રીતે આથી લોકજાગૃતિ બહુ સારી થઇ. આ રીતે ૨૮ વર્ષના યુવકે આ મહાભારત કાર્ય કર્યું.

કરસનદાસની જીવાઈ કાંઇ " સત્ય પ્રકાશ " માથી નીકળે તેમ હતું નહિ. પેટને માટે તો તેઓ હજી કોટની બ્રાંચ સ્કુલમાં નોકર જ હતા. આ બ્રાંચ સ્કુલ એલફીનસ્ટન ઇન્સ્ટીટયુટની શાખા હતી ૧૮૫૯ માં તેમણે " નીતિવચન " નામે પુસ્તક પ્રસિદ્ધ કર્યું. તેમા તેમણે જુદા જુદા પત્રોમાં લેખો લખ્યા હતા તેનો સંગ્રહ કર્યો હતો. તેની ભાષા સરળ અને સચોટ હતી. તેમજ તેમાંના લેખો ધર્મ તથા નીતિને પોષક હતા આ ઉપરાત તેમણે ગુજરાતી અંગ્રેજી કોષ પણ રચવા માડયો. મહારાજ સાથેના ઝગડા સમયે તે કામ અધુરૂં રહ્યું હતું. પણ ત્યાર પછી તરતજ તે કામ પૂરૂં કરીને તે કોષ તેમણે પ્રસિદ્ધ કર્યો. ( ઇ. સ. ૧૮૬૦ ) આ સમય પછી કરસનદાસની વૃત્તિ પરદેશ ગમન કરવાની થઇ. પરદેશ જનારાને હજી નાત તરફનો ત્રાસ હતો વળી રા. મહીપતરામ રૂપરામ નીલકંઠ વિલાયત જઈ આવ્યા હતા. તેમને તેમની નાતે નાત બહાર મૂકયા હતા. તેમને તો નાત જોડે ટંટો પણ નહોતો; પરંતુ મહારાજ સાથેના કજીયાને લીધે કરસનદાસના તો ઘણાયે વૈરી બન્યા હતા. આમ છતા કરસનદાસ તેથી ડરે તેમ ન હતા. શેઠ કરસનદાસ માધવદાસ તરફથી પોતે નોકરી લઇને ઈંગ્લંડ જવા નીકળ્યા ( ૧૩ મી માર્ચ, ૧૮૬૩ ). આ પ્રસંગે સેંકડો કહેવાતા સુધારકો તેમને વળાવવા બંદર ઉપર ગયા અને મોટા આનંદના ઘોષોથી વિલાયત જનારને શાબાશી આપી.

કરસનદાસ વિલાયત ગયા તો ખરા પણ તેમને ફેફ્સાંનું દરદ હતું. સાત માસમાં ત્યાં તેમની તબિયત સુધરી, પણ દાક્તરોએ એમ જણાવ્યું કે શિયાળામાં વિલાયતમાં રહેવાથી તેમની તબિયત બગડશે, તેથી તેઓ પાછા ફર્યાં. તેઓ પાછા ફર્યાં તે વખતે એમને હીંમતે આપનાર વીર સુધારકોમાંના કોઈની હીંમત તેમની સાથે બેસીને ભોજન લેવાની હતી નહીં. પ્રથમ તો તેમની નાતે તેમને નાતબહાર મૂકયા. ફક્ત એક બહાદુર મિત્ર–કરસનદાસ માધવદાસ–વચનનો સાચો રહ્યો. તે અતિ ધનવાન હોવાથી

તેને નાત કાંઈ કરી શકી નહિ. તેથી મુંબાઈના મોટા વણિક મહાજનમાં હોહાટ થઈ ગયો. અને અંતે વીસા નાગરની આખી કોમને મહાજન બહાર મુકી વણિક જેવી વહેપારી કોમ–જેને પરદેશ ગમનથી ચોક્કસ લાભ જ હતા–તે પણ આ લાભ ન સમજતા પરદેશ ગમન કરનારને તથા તેના મિત્રોને પીડે, તે બતાવી આપે છે કે લોકોના મન રૂઢિથી કેવા અંધ થઈ જાય છે.

૧૮૬૪મા મુંબાઈમાં શેરોનુ ઘેલપણ આવ્યુ. આમા કરસનદાસ મૂળજી અને કરસનદાસ માધવદાસ બન્ને સપડાયા. કરસનદાસ મૂળજી મહા મહેનતે પોતાની આબરૂ આબરૂ જાળવી શક્યા કરસનદાસ માધવદાસ પાયમાલ થયા એટલે એમની નાતવાળા જાગ્રત થયા નાતે મહાજનમા દાખલ થવા યાચના કરી, અને કડક શરતે મહાજને તે સ્વીકારી આખી નાત વાલકેશ્વર બાણગંગા ઉપર જાય, સ્ત્રી પુરૂષ બાળક સૌ, પ્રાયશ્ચિત કરે, અને પુરૂષો મુછ બોડાવે તો, નાત મહાજનમા દાખલ થઈ શકે આ સર્વ શરતો કબુલાઇ, તે પ્રમાણે પ્રાયશ્ચિત થયા, અને નાત મહાજનમા આવી. આ સર્વ પ્રાયશ્ચિત શેને માટે હતુ? પરદેશગમન કરનાર સાથે ભોજન લેનારને નાત બહાર ના મૂક્વાના ભયંકર ગુન્હા માટે!! કરસનદાસ માધવદાસ પડે પણ પાછળથી લાચારીયે તેમ કરી નાતની જોડે પાછા મહાજનમા દાખલ થયા.

વિલાયતથી પાછા ફર્યા પછી કરસનદાસ મૂળજી તો નાત બહાર જ હતા. તેમણે હવે જાતિભેદ સંબંધી પણ ચર્ચા કરવા માંડી હતી. ૧૮૬૫ મા તેમણે પુષ્ટિમાર્ગનો ઇતિહાસ અંગ્રેજીમા પ્રસિદ્ધ કર્યો. તેના અંત ભાગમા લાયબલ કેસની અગત્યની સાક્ષીઓ, તથા કેટલાએક વર્તમાન પત્રોની ટીકાઓ દાખલ કરી. આ પુસ્તક તેના પ્રકટ કરનારનુ અંગ્રેજી ભાષાનુ જ્ઞાન, તેની બુદ્ધિ અને તેની મહેનત બતાવી આપે છે. વળી આ વર્ષમા 'નીતિ વચન'ની બીજી આવૃત્તિ પણ સુધારી વધારીને બહાર પાડી. ૧૮૬૬ મા "વેદ ધર્મ અને વેદધર્મ પછીના ધર્મ પુસ્તકો" એ નામે નાની ૩૧ પાનાની ચોપડી કરસનદાસે પ્રસિદ્ધ કરી. આ પુસ્તકમા હિંદુધર્મને આર્ય-ધર્મ એમ નામ આપવાની ભલામણ કરીને તેઓ લખે છે કે તેનુ ખરૂ સ્વરૂપ વેદમા છે. ત્યાર પછી બ્રાહ્મણોએ પોતાના સ્વાર્થની ખાતર જ અન્ય વર્ણોને વેદના પુસ્તકોથી અજ્ઞાન રાખ્યા છે એ વગેરે ચર્ચા કરી છે. આ ગ્રંથની ભાષા પ્રૌઢ છે.

પરંતુ જે મોટા ગ્રંથથી કરસનદાસ મૂળજીની કીર્તિ વધી તે તો તેમનો "ઇંગ્લંડમાં પ્રવાસ" છે. આ પુસ્તક ૧૮૬૬મા પ્રકટ થયું. તે પુસ્તકમાં ચિત્રો મુકેલાં હોવાથી તે ઘણું આકર્ષક બન્યુ હતું. આ ગ્રંથ કરસનદાસની અવલોકન શક્તિ અને લખવાની છટાના નમુના રૂપ છે. આ પુસ્તકને આશ્રય પણ સારો મળ્યો હતો. તેનું મરાઠીમા ભાષાંતર પણ થયું છે. આ પુસ્તકમાં પરદેશગમનની જરૂરિયાત વિષે–રાજકીય, સંસારી અને વેપાર ધંધાની સ્વાધીનતા વિષે ચર્ચા કરી છે. તેમજ જે ગુણોથી અંગ્રેજ પ્રજા આગળ વધી છે, તે ગુણોનું વિવેચન પણ તેમા સારૂ કર્યું છે. પુસ્તક એવી ખુબીથી લખ્યું છે કે વાચનારને વિલાયત જવાનું મન થઈ જાય.

૧૮૬૭ની સાલમાં "કુટુંબ મિત્ર" નામનું પુસ્તક તેમણે પ્રસિદ્ધ કર્યું. આનંદ સાથે જ્ઞાન મળે તે હેતુથી નાની નાની વાર્તાઓ રૂપે, જુદા જુદા વિષયો ઉપર તેમણે અવારનવાર, "સત્ય પ્રકાશ" આદિ પત્રોમા લેખો લખેલા તેનો આ સંગ્રહ છે. એમા કુરૂઢિઓની ઘણી મશ્કરી કરી છે તથા આદર્શ ગૃહજીવનના ચિત્ર પણ આપ્યા છે.

આ સમયમાં પાલીતાણાના જૈનો મંદિરો સંબંધી ત્યાના રાજા તથા જૈનો વચ્ચે કાંઇક મતભેદ પડયા અને કજીયો થયો. જૈનોએ તે સંબંધી દાદ મેળવવા વિલાયત અરજી કરવા નિશ્ચય કર્યો, અને તે કામ સારૂ અમદાવાદના નગરશેઠ પ્રેમાભાઈ હીમાભાઇ મારફતે કરસનદાસ મૂળજીને વિલાયત મોકલવાનું કર્યું. શેઠ પ્રેમાભાઇયે જૈનો તરફથી વચન આપ્યું કે તેઓ તેમની સાથે જમણ વ્યવહાર તોડશે નહિ. ૧૮૬૭ના માર્ચ માસમાં કરસનદાસ બીજી વાર વિલાયત ગયા અને શિયાળો બેસતાં તો પાછા પણ ફર્યા. શેઠ પ્રેમાભાઇએ પોતાનું વચન પાળ્યું હતું અને પોતે તેમની જોડે ભોજન લેવામાં વાંધો લેતા ન હતા.

બીજીવાર વિલાયતથી પાછા ફર્યા બાદ કરસનદાસે કાઠિયાવાડમાં નોકરી લીધી. તેનું એક કારણ એમ કહેવાય છે કે તેઓ નાતબહાર હતા તેનું દુઃખ તેમને પોતાને તો નહોતું પણ તેમનાં સ્ત્રીને તે બહુ સાલતું હતું. તેથી જો બધાં કાઠિયાવાડ હોય તો આ દુઃખ ઓછું લાગે. પાલીતાણાના કામસર તેઓ વિલાયત જતા પહેલાં પોલીટીકલ એજંટને મળવા રાજકોટ ગયા હતા, અને ત્યાં એક માસ રહ્યા હતા. આ સમય દરમિ-

યાન ત્યાના લોકોને તેમનો સારો પરિચય થયો હતો. તે વખતે રાજકોટની 'વિદ્યા ગુણ પ્રકાશક સભા'મા "કાઠિયાવાડને સુધારવાને શા શા ઉપાય કરવાની જરૂર છે" એ વિષય ઉપર તેમણે ભાષણ પણ આપ્યુ હતુ. આ રીતે તેમને ત્યા થોડી ઘણી ઓળખાણ થઈ હતી. રાજકોટનો રાજા બાળવયમા હોવાથી બધો કારભાર પોલીટીકલ એજટના હાથમા મૂકાયો હતો. કરસનદાસ મૂળજી ત્યા આગળ આસિસ્ટટ સુપરિન્ટેડંટ નિમાયા. (ડિસેંબર, ૧૮૬૭).

રાજકોટનો કારભાર તેમણે બહુ સારી રીતે ચલાવ્યો હતો. પ્રથમ લાચીયા માણસોને દૂર કર્યા. પછી ઉપજની અંદરજ ખર્ચ થાય તેવી વ્યવસ્થા કરી. પોલિસનો બંદોબસ્ત કર્યો. રાજકોટ ગામમા તથા પરામાં માર્કીટ બધાવ્યા. પુસ્તકાલય અને વાચનગૃહ સ્થાપ્યા. નિશાળો માટે મકાનો બંધાવ્યા. આ સાથે ગામની વિદ્યાવૃત્તિને પણ પોષી. વળી 'વિદ્યાગુણ પ્રકાશક સભા'મા ભાષણો અને ચર્ચાઓ કરવા ઉપરાત એક ચોપાનીયુ કાઢવાની વ્યવસ્થા પણ કરી. ૧૮૬૯મા "પાખંડ ધર્મખંડન નાટક" તથા "સંસાર સુખ" એ બે પુસ્તકો એમણે મુબાઈમા છપાવી પ્રકટ કર્યાં. "પાખડ ધર્મખડન નાટક" રેવાકાઠે રહેનાર કોઈ દામોદર ભટ્ટે મૂળ ૧૬૯૩ મા સંસ્કૃતમા લખ્યુ હતું. એમા વલ્લભાચાર્યના પથની અનીતિનો ચિતાર છે. "સંસાર સુખ" મા 'સ્ત્રીબોધ' માસિકમા કરસનદાસે જે લેખો લખ્યા હતા તે સુધારી વધારીને છપાવ્યા હતા. તે ૧૮૬૦ મા પ્રથમ છપાવેલુ તે ખપી જવાથી આ તેની બીજી આવૃત્તિ કાઢી. એમા ઘરગત્તુ વાતોથી સંસારના રિવાજોનો તાદૃશ ચિતાર આપી તેમા સુધારો કરવા તરફ લોકોનુ ધ્યાન દોરવા યત્ન કર્યો હતો.

૧૮૭૦ મા કરસનદાસ લીમડીની વધારે પગારની જગા ઉપર ગયા. હોદ્દો તો ત્યા પણ તે જ હતો. અહીં પણ તેમણે રાજ્યનો બંદોબસ્ત સારો કર્યો અને ઘણા લોકપ્રિય થયા. વળી કેલવણીને ઉત્તેજનના કાર્યો કર્યા, નિશાળોને મદદ કરી તથા પુસ્તકાલયોને પણ મદદ આપી. લીમડીમા આવ્યા પછી તેમણે ફક્ત એકજ પુસ્તક પ્રગટ કર્યું. જુદા જુદાં વર્તમાનપત્રો અને ચોપાનીયામા તેમણે જે નિબધો લખેલા તેનો સંગ્રહ આ પુસ્તકમા છે. ૧૮૬૦ ની સાલ સુધીના તેમના લખાણોનો આમા સમાવેશ થયેલો છે.

તેઓ લીમડીમા હતાં તે દરમિયાન સંસારસુધારાના એક મોટા કાર્યમાં

તેઓએ બહુ સારી મદદ કરી. કરસનદાસનો મૂળથી અભિપ્રાય એવો હતો કે બ્રાહ્મણ, વાણીઆ વગેરે જ્ઞાતિઓમા વિધવાને ફરી પરણવાની મના છે તે ગેરવાજબી છે. એથી અનીતિ, ગર્ભપાત, અને બાળહત્યા થાય છે. વળી હિંદુશાસ્ત્રોમા વિધવાપુનર્લગ્નની છુટ છે. માટે અત્યારની વિધવાલગ્નની બંધી ન્યાય, વિવેક, અને શાસ્ત્ર વિરૂદ્ધ છે. પ્રથમ તેમણે તથા તેમના મિત્રોએ એક બ્રાહ્મણ વિધવાનું પુનર્લગ્ન કરાવ્યુ હતુ. તેમા પુનર્લગ્ન કરનાર મૂર્ખ નીકળવાથી તેમની હાસી થઈ હતી; છતા તેઓ કાંઈ નિરાશ થયા નહોતા. કપોળ વાણીઆના શેઠ અને મુબઈના નગરશેઠના ઘરની કન્યા બાઇ ધનકોર પરણ્યા પછી થોડા વખતમા વિધવા થઇ. મોટા વૈભવમા ઉછરેલી આ બાળાને, તેથી ઘણું જ દુઃખ પડયુ અને ફરજીયાત વૈરાગ્ય પાળવાથી તેની માનસિક અને શારીરિક સ્થિતિ બહુજ ખરાબ થઈ ગઈ. તેમના બધાં ઓળખીતાઓ આ બાઇની દયા ખાતા હતા, પણ દુષ્ટ રૂઢિના ત્રાસમાથી તેને છોડવવાની કોઈની હિંમત નહોતી. તેમની આ સ્થિતિ જોઇને શેઠ માધવદાસ રૂગનાથદાસના મનમા દયા ઉત્પન્ન થઇ. તેમની સ્ત્રી ગુજરી ગઈ હતી. એટલે તેમણે નિશ્ચય કર્યો કે ગમે તેટલુ દુ:ખ પડે તે સહીને પણ ધનકોર સાથે પુનર્લગ્ન કરવું કરસનદાસની તેને પુરી હુંફ હતી તેને મદદ કરવા કરસનદાસ ખાસ લીંમડીથી મુબાઈ આવ્યા હતા. પ્રથમ માધવદાસે ધનકોરને ખાત્રી કરી આપ્યુ કે પુનર્લગ્ન શાસ્ત્ર વિરૂદ્ધ નથી. મહામહેનતે આ વાત તે દુ:ખી બાઈના લક્ષમા ઉતરી ત્યાર પછી તેઓએ લગ્ન કરવાનું નક્કી કર્યુ. કરસનદાસે તે માટે બધી ગોઠવણ કરી. લોક તોફાન ના કરે તેટલો બંદોબસ્ત કરી લગ્ન જાહેરમા જ કર્યા. આ બનાવથી મુબઇના વાણીયામા હાહાકાર થઈ ગયો, અને કરસનદાસને મારવાની તજવીજ પણ થઇ. પરતુ સદ્ભાગ્યે કરસનદાસને કાંઈ જ નડતર થયુ નહિ.

આ જોડાને કરસનદાસે બહુ જ હિંમત અને સલાહ આપવા માટે લીંમડીથી કાગળો લખ્યા હતા તેઓ મરણ પર્યંત તેમના સાચા મિત્ર રહ્યા હતા. તેમની ન્યાતે આ જોડાને નાત બહાર કર્યુ હતુ; પણ કરસનદાસની તેમને જબરી ઓથ હતી. પુનર્વિવાહના સબબથી માધવદાસે વેપારમા નાણા સંબધી હરકત પડવાનો સભવ જણાયાથી કરસનદાસને તેમને રૂપિયા ચાર હજાર ધીર્યા હતા. આ રીતે આ લોકોને તેમણે તન, મન અને ધનથી પૂર્ણ મદદ કરી હતી. સંસાર સુધારાની બાબતમા કરસનદાસનુ આ છેલ્લુ કાર્ય હતું.

છેવટ

કરસનદાસને હરસનુ દરદ હતુ, આ દરદ ૧૮૭૧ ના ઓગસ્ટમા ઉપડયુ લીંમડીના વૈદ્યદાકતરોના ઓસડ તેમણે કર્યા; પણ કોઇ રીતે ફાયદો થયો નહિ તેથી તેમણે રોગની હકીકત મુબઇના દાકતર આત્મારામ પાડુરંગ ઉપર મોકલી અને પોતાના મિત્ર શેઠ સોરાબજી શાપુરજી બગાળી ઉપર કાગળ લખ્યો આ કાગળમા લખ્યુ છે કે "પરમેશ્વરની ખુશી મને તેના હજુરમા બોલાવી લેવાની હશે તો મને નક્કી છે કે તમે મારા કુટુબને મભાળશો તેમની જ્ઞાતિ સબધી અડચણો દૂર કરવાનુ કાર્ય પણ હુ તમને સોપુછુ, પરમેશ્વર તમને એમા સાહે કરશે મારી શરીરની નબળાઇ ઉપર નજર કરીને આમ લખવુ પડે છે" આ ઉપરથી એમ લાગે છે કે કરસનદાસ ચેતી ગયા હતા કે મંદવાડ ભયકર છે. દાકતર આત્મારામ લીંબડી જઈ શકયા નહિ તેથી શેઠ મોગળજીએ બીજા કાબેલ દાકતર પાડુરગ ગોપાળને મોકલ્યા તેઓ લીંબડી પહોચ્યા ત્યારે રોગ જ વધી ગયો હતો અને કાઇ ઉપાય થઇ શકે તેમ હતુ નહીં કરસનદાસને તાત્કાળિક જરા હીંમત આવી, પણ પોતાનો અતકાળ નજદીક છે એમ તો જાણી ગયા તેમણે લીંબડીના પારસી દાકતર તથા કેટલાએક મિત્રોને નજદીક બોલાવી કહ્યુ કે, "ભાઇ, મારા મરણની ક્રિયા મારા સગા જે પ્રમાણે કરવા માગે તે પ્રમાણે કરવામા તમે વાધો લેશો મા મારે ગુસાઈ મહાગજો તથા વૈષ્ણવો સાથે કાઇ પણ વૈર નથી મે તેમના ભલા સારૂ તથા સુધારા સારૂ મહેનત કરી મારા સામાવળીઆને હુ માફ કરૂ છુ મારા મરણ પછવાડે આ તમે જાહેર કરજો."

ત્યારબાદ બીજે દિવસે વળી તબીયત વધારે બગડી આ ઉપરથી દાકતર પાડુરગને પાસે બોલાવી કહ્યુ કે, "મે મારૂ વસિયતનામુ કર્યુ છે, અને મારી મીનકત સબધી ઠરાવ કર્યા છે. હવે હું એટલુ જ ઇચ્છુ છુ કે મારા મિત્રોને મારી છેલ્લી સલામ કહેજો હું ધારૂ છુ કે મે મારા ઓછા જ્ઞાનવાળા દેશીભાઈઓ પ્રતિ મારી ફરજ બજાવી છે એમ કરવામા મે કોઇને મારા દુશ્મન કર્યા હોય તો તેમ કરવાનો મારો હેતુ નહોતો. સારૂ અને પરોપકારી કામ કરતા તેમ થયુ એ માટે પરમેશ્વર પાસે હું જ્ઞાન અને દયા માગું છુ. મારા મિત્ર અને શત્રુ બેઉને માટે હું પ્રાર્થના કરૂં છુ કે તેમના ઉપર કૃપા કરે." આ પછી બીજે દિવસે એટલે તા. ૨૮ મી ઓગસ્ટ

૧૮૭૧ ને દિવસે રાતે તેમનો પ્રાણ ગયો આ સમયે તેમની ઉંમર ફક્ત ૩૮ વર્ષની હતી એમના મરણની ખબર થતા જ આખુ લીમડી ગામ શોક કરવા લાગ્યુ અને જાણે કોઈ પોતીકું જ માણસ મરી ગયુ હોય એવી લાગણી દરેક જણને થઈ કાઠીયાવાડના પોલીટીકલ એજન્ટે તથા સરકારે જણાવી એમને છેલ્લુ માન આપ્યુ.

એમના મૃત્યુબાદ ભલા શેઠ સોરાબજી શાપુરજી બંગાળીએ એમના કુટુબની સભાળ લીધી અને એમના પત્નીની ઘણીજ મરજી હોવાથી એમના કુટુબને તેમની નાતમા લેવાની પણ ગોઠવણ કરી આપી. કરસનદાસ તો જીવના સુધી નાત બહાર જ હતા. જોકે રાજકોટ અને લીંબડીમા વણિકો અને શ્રાવકો ઉઘાડી રીતે તેમની સાથે જમતા હતા, અને વરામા પણ તેમને નોતરતા હતા કરસનદાસના સ્મારક માટે મુબાઈમા ટીપ પણ થઈ હતી. તેમના નાણા મુંબાઈ યુનિવરસીટીને સોપાયા છે, અને તેમાથી દરવર્ષે ગ્રેજ્યુએટો પાસે સુધારાને લગતા વિષય ઉપર નિબધ લખાવી ઉત્તમ નિબધ લખનારને " કરસનદાસ મૂળજી સ્મારક ઈનામ " આપવામા આવે છે. પરંતુ એમનુ ખરૂ સ્મારક તો એમણે કરેલા કામ તથા લખેલા પુસ્તકો છે. સુધારા માટે એમણે મહેનત કરી આત્મભોગ આપ્યા હતા, તેની કદર કરી તેમણે શરૂ કરેલા સુધારાઓ આપણે પુરા કરવા જોઈયે તથા તેમના લખેલા પુસ્તકો ફરી પ્રસિદ્ધ કરી લોકોમા ફેલાવવા જોઈયે

## ઉપસહાર

૧૮૩૨ થી ૧૮૭૧ સુધી કરસનદાસનો જીવન સમય હતો તેમા ૧૮૫૩ થી ૧૮૭૧ એટલે ફક્ત વીસ વર્ષ તેમણે કર્તવ્ય જીવન ગાળ્યુ, છતાયે તેઓ ખત, ઉદ્યોગ, આત્મભોગ અને સાચા દિલને લીધે કેટલુ બધુ કાર્ય કરી શક્યા !! વિદ્યાર્થી અવસ્થાથી જ તેઓ જાહેર પ્રશ્નો વિચારતા થયા હતા. સામાજીક દુષ્ટ રૂઢિયો પ્રત્યે તે સમયથી જ તેમને તિરસ્કાર ઉત્પન્ન થયો હતો, અને તેની સામે તેમણે લડત આરભી હતી દેશાટન વિષેના તેમના તે સમયના નિબધથી તે પ્રત્યે લોકરૂચી ઉત્પન્ન થઈ હતી વળી બોલવા પ્રમાણે કરવા માટે તેઓ હમેશા તૈયાર હતા, તે તેમનો એક ખાસ અનુકરણીય ગુણ હતો. દેશાટનના ગુણ ગાયા અને પોતે દેશાટન કર્યું વિધવા પુનર્લગ્નનો અપ્રસિદ્ધ લેખ લખવા માટે

તેઓ કુટુંબમાથી બહિષ્કાર થયા. છતાયે વખત આવ્યે તેઓ પુનર્લગ્ન કરનાર યુગલ સાથે ઉભા રહ્યા, અને છેવટ સુધી તે યુગલને મદદ કરી. આમ કહેવા પ્રમાણે કરવાની તૈયારી સર્વ સુધારકોમા હોય તો જ સુધારાનું કાર્ય સુંદર રીતે આગળ વધે. કેળવણી, વર્તમાનપત્રો, પુસ્તકો, ભાષણો, અને વ્યવહારૂ દાખલા; આ એમની કાર્ય સાધવાની ઉત્તમ રીતો હતી અદ્યાપિ પર્યંત એથી બીજી રીતો આપણે જાણતા નથી. શરૂઆતના સુધારકોના પ્રમાણમા અત્યારે 'સુધારાના વિષયમા ખત તથા આગ્રહ ઉલટા કમતી જોવામા આવે છે, તે બહુ જ શોચનીય છે. જાતે દુઃખ વેઠ્યા વિના સમાજને આગળ લઈ જવો મુશ્કેલ છે. 'મહારાજ લાયબલ કેસ'મા ફક્ત ૨૮ વર્ષની ઉંમરે આખા સમાજ સામે કરસનદાસે બંડ કરી, બહુ બહુ શત્રુઓ કર્યા; તો પણ તે ડર્યા નહિ. આવો આગ્રહ, અને સાચુ દિલ હોય તો જ સફળ કાર્ય કરી શકાય. આ ઉપરાંત નીતિ અને ચારિત્ર્ય ઉત્તમ હતા તેથી જ કરસનદાસ વિજયી નિવડયા. આપણા આગેવાનો ચારિત્ર્યવાન હોવા જ જોઇએ.

## સાહિત્ય સેવા

સુધારાના ઉત્તમ કાર્યો કરવા ઉપરાંત, તે સમયમા ગુજરાતી સાહિત્યની સેવા પણ કરસનદાસે જેવી તેવી કરી નથી. તેમણે રચેલાં પુસ્તકોની નીચેની યાદી ઉપરથી તેમનું તે વિષયનું કાર્ય જોઇ શકાશે.

૧. ઇંગ્લાંડમાં પ્રવાસ, ૨. પ્રવાસપ્રવેશક, ૩. નીતિવચન, ૪. સંસાર સુખ, ૫. કુટુંબમિત્ર, ૬. ગુજરાતી અંગ્રેજી કોષ, ૭. મહારાજ લાયબલ કેસનો હેવાલ, ૮. વેદ ધર્મ, ૯. દેશાટન વિશે નિબંધ, ૧૦. નીતિ સંગ્રહ, ૧૧. નીતિ બોધક (પત્રિકા), ૧૨. રામમોહનરાય (પત્રિકા), ૧૩. સુધારો અને મહારાજ (પત્રિકા), ૧૪. અમૂલ્ય વાણુ—સર ચાર્લસ બાર્ટલ ફ્રીયરનું ભાષણ, ૧૫. નિબંધ માળા. આ ઉપરાત "સત્ય પ્રકાશ"ના અધિપતિ ૧૮૫૫ થી ૧૮૬૦; રાસ્તગોફતારના અધિપતિ ૧૮૬૦ થી ૧૮૬૨; "બોધ"ના અધિપતિ ૧૮૫૯ થી ૧૮૬૧. વળી મહારાજ લાયબલ કેસ અંગ્રેજીમાં પણ તેમણે પ્રસિદ્ધ કર્યો હતો. આવી દીર્ઘ સેવા સાહિત્યની તેમની હતી.

**કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ**

# નર્મદજીવનની રુપરેખા

[ ઈ. સ ૧૮૩૩-૧૮૮૬ ]

મધ્યકાલીન યુગમા પદ્ય સાહિત્યના સર્જનદ્વારા ગુજરાતી ભાષાને સ્થિર સ્વરુપ આપી જે અક્ષય કીર્તિ પ્રેમાનંદે પ્રાપ્ત કરી છે તેવીજ અક્ષય કીર્તિ આપણા નવીન ગદ્ય સાહિત્યની શૈલીને રૂઢ સ્વરૂપ આપી કવિ નર્મદાશકર લાલશંકર દવેએ પ્રાપ્ત કરી છે પ્રાચીન ગુજરાતી સાહિત્યનો યુગ દયારામને હાથે પૂરો થતા, નવીન યુગને આકાર ને ઘડનાર નર્મદાશકરનો જન્મ ઇ સ ૧૮૩૩મા સુરતમા થયો હતો એમની જ્ઞાતિ વડનગરા નાગર બ્રાહ્મણની એમના પિતાનુ નામ લાલશંકર પુરુષોતમ દવે એમની માતાનુ નામ નવદુર્ગા લાલશંકર લહીઆનો ધધો કરતા હતા મુબાઈની સદર અદાલતમા એમણે કારકુની કરી હતી

પાચ વર્ષના નાના નર્મદે સુરતના સામળી નિશાળમા પ્રાથમિક અભ્યાસ શરૂ કર્યો ૧૮૪૪મા એમની માતાનું મરણ થયુ એ જ વર્ષમા ગુલાબ નામની કન્યા જોડે એમનુ પ્રથમ લગ્ન થયું જ્યમા એ મુબાઈ જઇ માધ્યમિક કેળવણી માટે એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટયુટમા દાખલ થયા નર્મદનુ વિદ્યાર્થી જીવન તેજસ્વી હતુ સ્વર્ગસ્થ વિદ્વાન અને ભાષાશાસ્ત્રી ડૉ રામકૃષ્ણ ભાડારકર એના સહાધ્યાયી હતા એમણે કૉલેજની પ્રવેશક પરીક્ષા પસાર કરી ભાષા ઉપર એમણે સબળ પ્રભુતા મેળવી

૧૧ મા જુવાન નર્મદે સુરત પાછા આવી ઘર માડયુ આજ વર્ષથી અમદાવાદના કવીશ્વર દલપતરામ સાથે એને ઓળખ થવા માડી, ૫૨ મા એ ગદેરમા માસ્તર થયા બીજે વર્ષ એમની પત્નિ ગુલાબનો સ્વર્ગવાસ થયો આ વખતે સુરત નાનપુરામા ૫ દર રૂપીઆની માસ્તરની નોકરી એ કરતા હતા

નર્મદની મહત્વાકાક્ષાને આરો નહતો ફરીથી એ મુબાઇ ગયો અઢાર વર્ષના એ યુવકે ત્યા "બુદ્ધિ વર્ધક સભા' સ્થાપી સ્વદેશ, પ્રેમ, ધર્મ, સાહસ, ઉદ્યોગ હુન્નર અને વિદ્યાકળા ઉપરના એના પ્રોત્સાહક ભાષણોએ સભાને ગજવી મૂકી ફરી એક વાર કૉલેજનો અભ્યાસ જારી રાખવા એણે કમ્મર બાધી, પણ વર્ષ પૂરૂ થાય તે પહેલા તો તેને છેલ્લી સલામ એને કરવી પડી

જ્ઞાન મેળવવાની એની હોસને કદી થાક લાગતો નહીં. આપણા ગદ્ય સાહિત્યના આ પિતાએ આપણા ઉગતા ગદ્યને વિવિધ પેરે લખવા અને વિકસાવવા માંડ્યું

નર્મદ જન્મથી કવિ હતો ધીંગ ભક્તના એ પદોએ એના કાવ્ય સંસ્કારોના સતારને ઝઝણાવી મૂક્યો દાદુપંથી એક લાલદાસ સાધુએ એને છંદોના પ્રથમ પાઠો શિખવ્યા હતા

એણે મહાન થવાની તૈયારીઓ કરવા માંડી એણે સખ્યાબંધ અંગ્રેજી, સંસ્કૃત, વ્રજ વગેરે ભાષાના પુસ્તકો વાચવા વિચારવા માંડ્યા. ૧૮૫૫ થી ૧૮૫૮ સુધીના ચાર વર્ષો નર્મદની મહાન તૈયારીઓના પ્રયત્નોના વર્ષો હતા એનું બીજું લગ્ન '૫૧ માં થયું ૫૭ મા એણે "પિંગળ પ્રવેશ" પ્રસિદ્ધ કરી પિતાને અર્પણ કર્યો.' ૫૮ મા "રસપ્રવેશ" અને "અલંકાર પ્રવેશ" એણે રચી દીધા. આજ અરસામાં વળી એ "લઘુકૌમુદી"ના વ્યાકરણ ગ્રંથમાં ને કાલિદાસના "વિક્રમોર્વશીય" નાટકના અભ્યાસમાં ગુથાયો હતો ૧૮૫૬ થી ૧૮૬૬ સુધીનો દસકો એ એના વિચારોના મહામંથનમાં ગાળે છે ૫૮ સુધીમાં ગ્રંથકાર થવાનું ભાથું પૂરૂ તૈયાર કરી લ્યો

નર્મદમાં નક્કી કરેલા જીવન ધ્યેય માટે સ્વાર્પણ કરવાની અજબ અને પાણીદાર શક્તિ હતી નોકરી કરવી કે સ્વતંત્ર રહેવું એ નિર્ણય એને કરવાનો હતો પોતાની આત્મકથા મારી હકીકતમાં પચીસમે વર્ષે કરેલી પ્રતિજ્ઞા એ નોંધે છે

"મે ઘેર આવી કલમના સામુ જોઈ આખમા ઝળઝળીઆ સાથે તેને અરજ કરી કે હવે હું ત્હારે ખોળે છઉં."

"નર્મકવિતા" ના લોકપ્રિય છૂટા ભાગો હવે બહાર પડવા લાગ્યા કવિ લોકપ્રિય કવિ બન્યો. કાવ્ય રસિકોએ નર્મદદલપતની કાવ્યશૈલીઓને સરખાવવા માંડી બન્ને કવિયો વચ્ચેની સ્પર્ધાના બીજ અહીં રોપાયા, નર્મદની વાગ્ધારા આ કાળે જોરાથી ફૂટી રહી "ડાંડીઆ" માસિક દ્વારા એણે અંગ્રેજી જોનસન ઍડિસને "સ્પેક્ટેટર" મા કર્યા હતા તેવા વાક્પ્રહારો આપણા સમાજ પર કરવા માંડ્યા. ૫૭ મા એમના ગદ્યલેખોનો અમર સંગ્રહ "નર્મગદ્ય" નામથી બહાર પડ્યો. એમાનો "રાજ્યરંગ" લખવા

માટે એણે બન્ને પુસ્તકોનું વાચનને તારણ કાઢ્યું કહેવાય છે. આમ કવિની કીર્તિનો સૂર્ય ૫૬ થી ૫૮ સુધીમાં પૂર્ણ તેજે તપી રહ્યો. ૬૪ માં પોતાના કુલદીપક પુત્રની સાક્ષરકીર્તિ ધરડી આંખે જોઇ લાલશંકર દેવશરણ થયા.

પણ સાહિત્યદેવીને ઉત્સાહી જીવનનું સમર્પણ કરનાર નર્મદની ગરીબાઇએ પણ એને તાવવામાં જરાએ બાકી રાખી નથી. પોતે પાટા બાંધી, મમરા, પૌંવા ફાકી આ ઉદાર, લહેરી અને સાચો કાવ્યાત્મા ગરીબાઇ સામે મરણ સુધી ઝઝુમ્યો. ૬ માં એણે એનો અમર ગ્રંથ 'નર્મકોશ' શરૂ કર્યો. આ ભારે ગ્રંથને ૭૩ માં સમાપ્ત કરી સાથે "જય! જય! ગરવી ગુજરાત! એ અમર રાષ્ટ્રગીત ગાઈ એને છપાવવાના સાહસમાં પણ એણે ઝંપલાવ્યું. પરિણામે દેવાનો ડુંગર વધી ગયો.

ખર્ચને પહોચી વળવા માટે, દેવાને હઠાવવા માટે એણે ૭૬ મા નાટયાલેખન શરૂ કર્યું પણ એમાંથી થયેલી જુજ આવકમાથી એના ખાડા ન પૂરાઈ શકયા. ૮૨ મા પ્રેમભક્તિના આ વિરલ વીરગાયકે જીંદગી ભરનો ટેક મૂકયો. રડતી આંખે ને ભાગલે પગે "શેઠ ગોકળદાસ તેજપાળ દાનખાતા" માં એણે નોકરી લીધી. સાડા ત્રણ વર્ષ તે ખાતામા કેટલાક સુધારા કરી તેમાથી તે ફરગત થયો.' ૮૫ મા એમના માનસમા પરિવર્તન સૂચવતો "ધર્મવિચાર" ગ્રંથ પ્રગટ થયો. ૮૬ મા કવિનું મૃત્યુ થયું. નર્મદ એટલે ગુજરાત અને ગુજરાતીઓની જીવનભાવનાઓની સાક્ષાત મૂર્તિ. અમર રહો એ નર્મદ અને એનું–આપણું–પ્રિય ગુજરાત!

**શંકરપ્રસાદ છ. રાવળ**

## :: એમની કૃતિઓ ::

| | | |
|---|---|---|
| ૧ | મંડળી મળવાથી થતા લાભ | ૧૮૫૦–૫૧ |
| ૨ | વ્યભિચાર નિષેધક | ૧૫૫૬ |
| ૩ | મુઆં પછવાડે રોવા કુટવાની ઘેલાઇ | „ |
| ૪ | સ્વદેશાભિમાન | „ |
| ૫ | નિરાશ્રિત પ્રત્યે શ્રીમંતના ધર્મ | „ |
| ૬ | પિંગળપ્રવેશ | ૧૮૫૭ |
| ૭ | સ્ત્રીના ધર્મ | „ |

| | | |
|---|---|---|
| ૮ | ગુરૂ અને સ્ત્રી | ,, |
| ૯ | નર્મકવિતા અંક ૧–૨ | ૧૮૫૮ |
| ૧૦ | અલંકારપ્રવેશ | ,, |
| ૧૧ | રસપ્રવેશ | ,, |
| ૧૨ | ગરીબાઇ વિષે ભીખારી દાસનોસંવાદ | ,, |
| ૧૩ | કવિ અને કવિતા. | ,, |
| ૧૪ | સંપ | ૧૮૫૯ |
| ૧૫ | વિષયી ગુરૂ | ,, |
| ૧૬ | ગુરૂની સત્તા | ,, |
| ૧૭ | નર્મકવિતા અંક ૪–૫–૬–૭–૮ | ,, |
| ૧૮ | નર્મકવિતા અંક ૯–૧૦ | ૧૮૬૦ |
| ૧૯ | દયારામકૃત કાવ્યસંગ્રહ | ,, |
| ૨૦ | પુનર્વિવાહ | ,, |
| ૨૧ | લગ્ન તથા પુનર્લગ્ન | ,, |
| ૨૨ | ભક્તિ | ,, |
| ૨૩ | સાકાર | ,, |
| ૨૪ | મનહરપદ (મનોહર સ્વામીના પદ) | ,, |
| ૨૫ | તુલજી–વૈધવ્યચિત્ર (સંવાદરૂપે) | ૧૮૫૯–૬૩ |
| ૨૬ | નર્મકોશ અંક ૧ | ૧૮૬૧ |
| ૨૭ | ઋતુવર્ણન | ,, |
| ૨૮ | નર્મકવિતા પુસ્તક ૧ (સાતવર્ષની કવિતાનો સંગ્રહ) | ૧૮૬૨ |
| ૨૯ | નર્મકોશ અંક ૨ | ,, |
| ૩૦ | નર્મકવિતા પુસ્તક ૨ | ૧૮૬૩ |
| ૩૧ | હિન્દુઓની પડતી. | ૧૮૬૪ |
| ૩૨ | નર્મકવિતા (સામટી પ્રસિદ્ધ કરી) | ,, |
| ૩૩ | ડાંડિયો (પત્ર) શરૂ કર્યો. | ૧૮૬૪ |
| ૩૪ | નર્મકોશ અંક ૩ | ,, |
| ૩૫ | રણમાં પાછાં પગલાં ન કરવા વિષે | ,, |
| ૩૬ | નર્મગદ્ય | ૧૮૬૫ |
| ૩૭ | કવિચરિત્ર. | ૧૮૬૫ |

| | | |
|---|---|---|
| ૩૮ | દયારામકૃત કાવ્યસંગ્રહ. | ૧૮૬૫ |
| ૩૯ | નર્મવ્યાકરણ ભા. ૧. | ,, |
| ૪૦ | સુરતની મુખ્તેસર હકીકત. | ,, |
| ૪૧ | નર્મવ્યાકરણ ભા–૨, ખંડ ૧ | ,, |
| ૪૨ | નર્મકોશ અંક ૪ | ,, |
| ૪૩ | નાયિકાવિષય પ્રવેશ | ૧૮૬૬ |
| ૪૪ | મેવાડની હકીકત | ૧૮૬૭ |
| ૪૫ | સજીવારોપણ | ૧૮૬૮ |
| ૪૬ | સ્રી કેળવણી | ૧૮૬૮ |
| ૪૭ | ગુજરાતીઓની સ્થિતિ | ૧૮૬૮–૧૮૬૯ |
| ૪૮ | કેળવણી વિષે | ૧૮૬૯ |
| ૪૯ | કુળમોટપ | ૧૮૬૯ |
| ૫૦ | ઉદ્યોગ તથા વૃદ્ધિ | ,, |
| ૫૧ | સુખ | ,, |
| ૫૨ | રામાયણનો સાર | ૧૮૭૦ |
| ૫૩ | મહાભારતનો સાર | ,, |
| ૫૪ | ઇલીયડનો સાર | ,, |
| ૫૫ | મહાપુરૂષના ચરિત્ર | ,, |
| ૫૬ | નર્મકથાકોશ | ,, |
| ૫૭ | નાગર સ્ત્રીઓમાં ગવાતા ગીત | ,, |
| ૫૮ | પ્રેમાનંદ કૃત દશમસ્કંધ | ૧૮૭૨ |
| ૫૯ | નર્મકોશ (મોટો) | ૧૮૭૩ |
| ૬૦ | મહાદર્શન ૧ (ગુજરાતના પ્રાચીન ઇતિહાસનું સમગ્રદર્શન) | ૧૮૭૪ |
| ૬૧ | રાજ્યરંગ પુ. ૧લું (જગતના પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસ ) | ,, |
| ૬૨ | પ્રેમાનંદકૃત નળાખ્યાન | ૧૮૭૫ |
| ૬૩ | રામજાનકી દર્શન | ૧૮૭૬ |
| ૬૪ | શ્રી દ્રૌપદિદર્શનનાટક | ૧૮૭૮ |
| ૬૫ | સીતાહરણ નાટક ( અપ્રસિદ્ધ ) | ૧૮૭૮ |

| | | |
|---|---|---|
| ૬૬ | શ્રી સાર શાકુન્તલ | ૧૮૮૧ |
| ૬૭ | ધર્મવિચાર | ૧૮૮૫ |
| ૬૮ | બાળકૃષ્ણવિજય નાટક | ૧૮૮૬ |
| ૬૯ | કાઠિયાવાડ સર્વસંગ્રહ | ૧૮૮૭ |
| | બીજા સાલના ગ્રંથો. | |
| ૭૦ | રાજ્યરંગ પુ. ૨ | |
| ૭૧ | આર્યદર્શન | |
| ૭૨ | કૃષ્ણાકુમારી નાટક | |
| ૭૩ | શ્રીમદ્ ભગવદગીતા. | |
| ૭૪ | ગુજરાત સર્વ સંગ્રહ | |
| ૭૫ | દેશવ્યવહાર વ્યવસ્થા • | |

જ્યોતીન્દ્ર હ. દવે



• નર્મદશતાબ્દી સ્મારક ગ્રંથમાંથી ઉદ્ધૃત.

# નંદશંકર અને તેમનો જમાનો

પ્રવાસમા આગળ વધનારને હમેશા વનરાજ સિંહની જેમ પાછળ પણ અવલોકન કરવાની જરૂર પડે છે, કે મજલ કેટલે આવી ? ચીલો તો ભૂલ્યા નથી ? બીજા સાથીઓ કયા છે ? એ સૌ કેટલે આવ્યા છે ?

આવા આવા પ્રશ્નો વર્ષે વર્ષે કે સૈકે સૈકે વિચારી શકાય એવા ઉદ્દેશથી જીવનના અનેક પ્રદેશોમા પ્રવાસ ખેડતા પુરૂષસિંહોની જયંતિઓ તથા શતાબ્દીઓ ઊજવવાની સ્ફૂર્તિદાયક પ્રથા, દુનિયાના બધા સુધરેલા દેશોમાં અસ્તિત્વમા આવી છે. આપણે ત્યા પણ લોકનાયકો, દેશસેવકો, આચાર્યો વગેરેની જયંતિઓ ઊજવીને વીરપૂજા વ્યક્ત કરવાની પદ્ધતિ ઈતિહાસજૂની છે.

કારણ કે ઈશ્વરની સૃષ્ટિમા અસંખ્ય માણસો જન્મે છેઃ એ બધાની જયંતિ આપણે નથી ઉજવતા; પરંતુ જેમના જીવન રહસ્યનો આપણા હૃદયમાં ઉદય થયો હોય તેમની જ જયતિ આપણે ઉજવિયે છિયે. કેમ કે કરોડો લોકોનું જીવન તો આવેલો દિવસ જેમ તેમ કરીને પૂરો કરવામાં જ વીતે છે. તેથી, માનવ જાતિના વિકાસમા આડે આવતા અસંખ્ય અંતરાયો સામે ઝઝનાર, અને વિષમ પરિસ્થિતિ ઉપર વિજય મેળવનાર માનવ વીરોની સંખ્યા બહુ જ અલ્પ હોય છે. આપણે એવા લોકોની જ જયંતિ ઉજવિયે છિયે.

અથવા બીજી રીતે કહિયે તો આપણી જયતિઓ આવા મહાન પુરૂષોના શ્રાદ્ધનો દિવસ છે : શ્રાદ્ધ એટલે શ્રદ્ધા વડે ભૂતકાળને જીવતો રખવાનો એક અપૂર્વ ઉપાય. એ પુરુષોત્તમોને થઈ ગયે આજે અનેક વર્ષો વીત્યા છતા, હજી આપણે તેમની પાસેથી પ્રેરણા લઈયે છિયે, સ્ફૂર્તિ લઈયે છીએઃ અખંડ સેવાની દીક્ષા લઈયે છિયેઃ અને આ રીતે તેવા મહાન પુરૂષોને આપણે આપણામા જીવતા રાખિયે છિયે : આ શ્રાદ્ધ ક્રિયા મૃત વ્યક્તિને અમર કરે છે : તેને દેવકોટિમાં મૂકે છે : અને એવા અમર મહાજન પાસેથી આપણને આશીર્વાદ મેળવી આપે છે.

આવી જયંતિઓ દ્વારા વીરપૂજા એટલે સંસારના ગમે તે ક્ષેત્રમાં વિજય મેળવનાર વીર પુરૂષ પાસે પ્રેરણા મેળવવાની જે વૃત્તિ તેને સારૂ પોષણ મળી શકે છે. અને તેથી વીરના વીરકર્મમાંથી પ્રેરણા, ઉત્સાહ અને

પ્રાણ મેળવવાની આપણને સૂઝ પડે છે પરિણામે એવા વીરની ઉપાસના કરી, સ્વય વીર બની જવાની ધગશ પણ આપણામા પ્રગટી શકે છે

વળી આવી જયતિઓ દ્વારા અનેક વર્ષોના ગાળામા થયેલી જુદી જુદી પ્રવૃત્તિઓનુ સરવૈયુ અથવા 'હુંડી' પણ કાઢી શકિયે છિયે કારણ કે કોઈપણ જીવન્ત વ્યક્તિ કે સમાજનું જીવન જુવો, તો તેમા ફેરફાર થતા જ જાય છે અને જીવન એટલે જ પરિવર્તન જીવન એટલે જ પ્રગતિ પ્રતિવર્ષે, પ્રતિ દિવસે અને પ્રતિ ક્ષણે માણસનો અનુભવ વધતો જાય છે માણસની દૃષ્ટિ વિશાળ થતી જાય છે અને માણસનુ જીવન વિકસતુ જાય છે જેમ માણસનુ તેમ સાહિત્યનુ પણ

આજે જે ગુજરાતીની જયતિ આપણે ઉજવવા ભેગા થયા છિયે તેમનો જમાનો અને આજના દિવસ વચ્ચે એક સૈકુ વીતી ગયુ છે બળવા પહેલાનુ ગુજરાત બળવા પછી રહ્યુ ન હોતુ, અને કોંગ્રેસ તથા સ્વદેશીની ચળવળ વખતનુ ગુજરાત હતું તે આપણા આજના મહાસભાવાદીઓના વખતનું પણ રહ્યુ નથી

આ ગુજરાતીની એકન સાહિત્ય કૃતિ તે 'કરણઘેલો' તેની, આજ સુધીના લગભગ સીત્તેર વર્ષમા આઠ આવૃત્તિઓ× થતા, લગભગ પદરથી વીસેક હજાર નકલોનો પ્રચાર ગુજરાતમા થયો હશે એમ અટકળી શકાય છે સાહિત્યમા એકજ પુસ્તક લખી અમર થનાર ધન્ય લેખકો વિરલ હોય છે શ્રીયુત નદશકરના પુસ્તકની કિંમત તેમનામા જ સમાઇ હતી તેઓ એ વિશેષ ભાગ્યશાળી ગણાવા જોઇએ અને તેમનુ પુસ્તક પ્રકટ થયે લગભગ પોણુ સૈકુ વીત્યા છતા તેમની કૃતિની કીર્તિ ઝાખી પડી નથી એ તેમને માટે ગૌરવ લેવા જેવી વાત છે

કારણ કે એમ પણ બને છે કે અમુક પુસ્તક પ્રસિદ્ધ થતા જ પ્રજાને તેનો મોહ લાગે છે તથાપિ કાળે કરીને એનો ઉભરો શમી જતા, મોહ પણ ઉતરી જાય છે અથવા ઓછો થાય છે

× પહેલી આવૃત્તિ ૧૮૬૬, આઠમી આવૃત્તિ હમણાં પ્રગટ થએલી સર મનુભાઈ તથા શ્રીયુત વિનાયકરાવ સ પાદિત આવૃત્તિ ૧૯૩૪ કરણઘેલાની પહેલી આવૃત્તિ માટેની સાલ જુદે જુદે ઠેકાણે જુદી જુદી નોધાઇ છે પરંતુ શ્રી હીરાલાલ પારેખ મને લખી જણાવે છે તેમ સોસાયટીમા ૧૮૬૬માં છપાયલી નકલ મોજુદ છે તેથી તે પ્રશ્નનું નિરાકરણ થઈ જાય છે

પાણીમા પડેલા પદાર્થ ઉંચા નીચા થઈ, ઝોલા ખાઈ, આખરે પોતાના ગુરુત્વના પ્રમાણમા અમુક સ્થળે સ્થિર થાય છે: કેટલાક તળિયે બેસે છે : કેટલાક અધવચ રહે છે : અને કેટલાક સપાટીપર તરતા રહે છે : પુસ્તકોની બાબતમા પણ આવો જ કઈક નિયમ હોય એમ જણાય છે.

કેટલાક પુસ્તકો થોડો કાળ 'વાહ વાહ' બોલાઈ, પછીથી વિસરી જવાય છે: ત્યારે કેટલાક પ્રજાની દષ્ટિ આગળ મર્યાદા રહીને વાચનારને આનંદ આપે છે: કેટલાકને ફરી ફરી વાચતા તેમા નવો નવો આનંદ સ્ફુરે છે: એટલે જેમ પદાર્થ માટે તેમ પુસ્તકો માટે : તે કઈ જગાએ સ્થિર થશે, કિયુ પદ પ્રાપ્ત કરશે તેનો નિર્ણય સમયને આધીન છે. કયા કયા પુસ્તકો કાળરૂપી અગ્નિની આચમાથી બચી શકે છે અને તેના ઉપર વર્તમાનકાળની શિષ્ટતાની classicalની મ્હોર-છાપ પડે છે તે પણ, આપણે તેમના જમાનાના રાગ દ્વેષથી ખૂબે દૂર હોવાથી આવી જ્યતિઓ દ્વારા વિચારી શકિયે છિયે.

એક સામાન્ય નિયમ છે કે મનુષ્ય જીવનનુ બંધારણ તેના જન્મ વખતની પરિસ્થિતિ તથા વાતાવરણ ઉપર ઘણો આધાર રાખે છે. ઘણા અંશે માનવી પોતાના જમાનાનુ જ નિખાલસ પરિણામ હોય છે. તેથી ગ્રંથકારનો સમય, કૌટુમ્બિક સસ્કાર, તેમના સમકાલીનો, વગેરે જ્ઞાન તેમના લખાણો સમજવામા તેના બહુ ઉપકારક થાય છે

ગુજરાતમા અંગ્રેજી અમલની શરૂઆતમા અને મરેઠી, નવાબી તથા મોગલાઇના સંપૂર્ણ અસ્તકાળમા નવા યુગ બેસે ગુજરાતીઓના જીવનને હચમચાવી રહ્યા હતા, તેવા વખતમા-એ પણ એક આકસ્મિક યોગ હતો કે નવા નવા ક્ષેત્રોમા પ્રારંભનું ખોદ કામ કરવા માટે, કેટલાક ખાસ માણસોએ જન્મ લીધો હતો.

ઓગણીસમી સદી શરૂ થતા જ પેશવાઈનો સૂર્ય આથમ્યો અને સને ૧૮૧૮મા પેશવાના સીધા વારસ તરીકે અંગ્રેજોએ ગુજરાતનો કબજો લીધો અને ગુજરાતના ઇતિહાસમા એક નવો યુગ શરૂ થયો. પ્રારંભના બે દસકાના ગાળામા જન્મેલા નિશાળ ખાતાના શ્રીગણેશ બેસવા સાથે જોડાયલા રણછોડદાસ ગિરધરભાઈ ૧૮૦૩મા, પ્રાથમિક કેળવણી તથા વહેમ ખંડનના અગ્રણી દુર્ગારામ મહેતાજી ૧૮૦૯માં, ડેપ્યુટી રા. સા. ભોગીલાલ ૧૮૧૮ મા, ગુજરાતમા શાસ્ત્રીય સંગીતના અભ્યાસની પહેલ કરનાર સંગીતશાસ્ત્રી

કથાના પગરણ માડનાર આજની જયંતિના નાયક ગ. બા. નંદશંકરનો જન્મ થયો.

દેશમા વ્યાપેલા ઉત્સાહને પરિણામે, પુસ્તકો મોટા પ્રમાણમા લખાવા માંડે; એટલે પછી એ પુસ્તકોના કાલની પરીક્ષા કરનાર તથા તેના ઔચિત્યની તુલના કરનાર વિવેચકની પણ જરૂર પડશે જ એમ માનીને ૧૮૩૬ મા એટલે નંદશંકરના જન્મ પછી બીજે જ વર્ષે પરમાત્માએ નવલરામનો ગુજરાતમા જન્મ કરાવ્યો.

નવું સાહિત્ય સર્જવા માટે, ભૂતકાલમાથી પ્રેરણાના પાન કરવા પડે છે. તેટલા માટે સસ્કૃત શાકુંતલનો ગુજરાતી અનુવાદ કરનાર ઝૉ. ઝવેરીલાલ યાજ્ઞિકનો જન્મ પણ ૧૮૩૬ મા જ થયો હતો.

સમાજની અનિષ્ટ રૂઢિ તથા આચારવિચારને દૂર કાઢવા માટે દૃશ્ય નાટક જેવુ અસરકારક સાધન બીજુ નથી. તેથી ગુજરાતીઓને નાટ્ય સાહિત્યનુ સફળ દર્શન કરાવનાર 'લલિતા દુ ખદર્શક' ના કર્તા દી બા. રણછોડભાઇ ૧૮૩૮ મા જન્મ્યા હતા

ગુજરાતમા આમ જે વખતે જીવનના સર્વ ક્ષેત્રોમા નવજીવનનો ઉત્સાહ વ્યાપી રહ્યો હતો, તે વખતે પ્રાચીન ગૌરવનુ ભાન થવા માટે ઇતિહાસ તરફ કેટલાક લોકોનુ ધ્યાન ગયુ હતુ પરતુ કેવલ દંતકથાઓને ઇતિહાસ કહી શકાય નહીં. તેથી એ દંતકથાઓને જો પ્રાચીન અવશેષોના અસ્તિત્વ ઉપરથી સમર્થન મળે તો જ તેને ઇતિહાસ તરીકે સ્વીકારી શકાય. તેટલા માટે પુરાતત્વની શોધખોળની અગત્ય જણાવા લાગી આ ક્ષેત્રમા ગુજરાતીઓનુ નામ ઉચે લાવનાર ડૉ. ભગવાનલાલ ઇંદ્રજી ૧૮૩૮મા અને આચાર્ય વલ્લભજી હરિદત્ત ૧૮૪૦ મા એમ એ બે સમર્થ શોધકોનો જન્મ પણ આ ચોથા દસકામા થયો હતો.

સુધારાના તોફાની પવનમા પ્રાચીન મતોનુ રક્ષણ કરનાર વર્ગનું આગેવાનપણું લેનાર સમર્થ સાક્ષર તથા પ્રસિદ્ધ મુત્સદ્દી એવા મન સુખભાઈનો જન્મ પણ આ ચોથા દસકાના અંતમા (૧૮૪૦ મા) થયો હતો.

આમ આપણે જોઈ શકીયે છિયે કે ૧૯ મી સદીનો ચોથો દસકો જ્વલંત નામોથી દીપી ઉઠે છે, અને એમા ખાસ કરીને ઇશ્વિરે ત્રણ પ્રતિભાશાળી "નના" ને સુરતમા મોકલ્યા હતા.

નવા યુગનો પ્રારભ થતી વખતે, અત્યાર સુધી નહી થયેલી તેવી,

અને હિંદુ સંસ્કૃતિથી ભિન્ન એવી પાશ્ચાત્ય સંસ્કૃતિનુ ઘર્ષણ થયુ નવા દૃષ્ટિબિંદુઓ જીવનના લગભગ પ્રત્યેક ક્ષેત્રમા આવીને ખડા થઇ ગયા નિર્માલ્ય અને નિરુદ્યમી બની ગયેના ગુજરાતીઓએ અચબામા આખ ચોળવા માડી

ગુજરાતીઓના જીવનમા એક એવો કાળ આવ્યો જે વેળા તેમના ચિત્તસાગરમા ક્ષોભ ઉત્પન્ન થયો, પ્રશાન્ત જળ ડહોળાઈ ગયા, મોજા મોટા થઈ, ફીણ ઉગડતા નિનાદ સાથે અફળાયા પ્રાચીન જીવન સરિતાના જળનો વેગ જૂના સાકડા કિનારામા રોકાઈ શકાયો નહી કિનારાની માટી અદર પડી પાણીમા મલીનતા સ્થળે સ્થળે જણાવા લાગી આવા ડહોળાયના જળમા પડેલા માણસથી માત્ર અશ્રુપાત કરી નિર્ગમાય જ કેમ ? જે કોઇ જળપાન કરવાને તેમા પડેલુ તે વમળ તથા વંટોળિયાના ઝપાટામા સપડાઈ વિહ્વળ થયા વિના બહાર નિકળી શકતુ નહી આવી સ્થિતિ અગ્રેજ લોકના સપર્ક તથા, તેમના વિવિધ સસ્કૃતિમય શિક્ષણે દાખલ કરી

હમણા ગણાવ્યા તે અગ્રેસરોએ જે જમાનામા જન્મ લીધો તે સમયનુ વાતાવરણ કેવુ હતુ તે જરા જોઇયે અગ્રેજોનો અમલ એ મોગલાઇ અને મરેઠી અમલ કરતા તેની અસરમા બહુ જુદો પડી જાય છે અગ્રેજ પહેલાના રાજાઓ દેશના આતર જીવનપર અસર કરતા નહોતા, અને તેમ કરવાનો તેમને ખ્યાલ સરખો પણ રહેતો નહીં તેઓ તો આવે, દેશ જીતે, રાજ્ય મેળવે, પૂજાય અને મહારાજાપદ પામે—એટલુ જ એમને માટે બસ હતુ, અથવા ધન અને કારીગરની કૃતિઓ લૂટી ઝૂટી લઇ જવી એજ તેમનો ઉદ્દેશ હતો

તેમને પોતાના દેશની સમૃદ્ધિ અર્થે, જીતેના રાજ્યને પોતાના પર જીવનારો બનાવવો નહોતો જીતેના રાજ્યની સમૃદ્ધિથીજ તેઓ પોતાને ભાગ્યશાળી બનેના ગણતા, અને તેથી દેશના આતર જીવન પર, તેમની નજર સરખી યે જતી નહીં એટલે પછી દેશની આતર પ્રવૃત્તિઓપર તેમની ઝાઝી અસર ક્યાથી થાય ? આનાથી ઉલટું અગ્રેજોએ દેશના સામાજિક, ધાર્મિક તેમજ કૌટુમ્બિક જીવન પર ન અવગણી શકાય તેવી અસર, તેમની કેળવણી આપવાની પદ્ધતિદ્વારા કરી છે

આ અરસામા આપણા દેશમા અને સાહિત્યમા અગ્રેજી સાહિત્ય સસ્કૃતિનું જોસભેર આક્રમણ થયુ આ આક્રમણના વિદ્યુત્તેજથી આપણો

દેવ અને દેવીઓ ભૂલાયા આપણું સત્વ—આપણી અસ્મિતા શંકાની ઝોલાએ હીંચવા લાગ્યા પરિણામે આપણે ઘણુંક આપણું ગુમાવી બેઠા

આપણો જીવનપ્રવાહ કેવી રીતે કેળવવો, આપણા સાહિત્યમા શુ છે અને શુ નથી—એ સર્વના પાઠ આપણે પશ્ચિમ પાસેથી જ લેવા શરૂ કર્યા આમ કરવામા આપણે પ્રાચીન સત્યોથી વેગળા ગયા અને કઈક અવળી દિશામા દોરાયા

અંગ્રેજી સાહિત્યના નવા સસ્કાર ગુજરાતી ભૂમિમા રોપાવા લાગ્યા

ગુજરાતનુ નવજીવન તીવ્ર જ્ઞાનતૃષાથી તલસી રહ્યુ એમા પુસ્તકો, વાચનમાળાઓ અને પુસ્તકાલયો ઉભરાવા લાગ્યા માસિકો, ભાષાતરો અને સભાઓએ જન્મ લીધા મડળો, પ્રવાસો અને પરદેશગમનોએ નવા પ્રસ્થાન આરભ્યા જીવનમા, શિક્ષણમા, આદર્શોમા, સાહિત્યપ્રદેશમા, અને સર્વમા આમ પશ્ચિમના આદર્શોની ભરતી ચઢી ઊંઘતું અને મૂગુ બનેલુ ગુજરાત જાગ્યુ એને વાચા ફૂટી

ગુજરાતના સસ્કારસાગરનુ મથન થવા લાગ્યુ તેમાથી નવનીતના ફીણુ ઉપર તરી આવવા લાગ્યા કદી કદી માહેથી રત્ન પણ નિકળતા આમ કેટલાક કાળ સુધી ગુજરાતીઓનુ આત્મમથન ચાલુ રહ્યુ અને આખો સમાજસાગર જ સક્ષુબ્ધ થયો એટલે તેમા મથન પામેલી દરેક મનુષ્યની જીવનસરિતામા પણ મોડી વહેલી તેની અસર પહોચ્યા વગર રહી નહીં, આ નવયુગના આદોલનો સહસ્રમુખે વ્યક્ત થયા

છાપખાનાઓની શોધથી વાચન સીધુ અને સરળ બન્યુ, યાત્રિક શોધખોળથી ઉદ્યોગના ઇતિહાસમા અણચિંતવેલા પરિવર્તન થયા પદ્ય સાથે ગદ્ય વિશેષ વપરાશમા આવવા લાગ્યુ. છાપાઓના વાચનથી જિજ્ઞાસા અને કુતૂહલવૃત્તિ જાગ્રત થઇ " મડળીઓ મળવાથી થતા લાભ " લોકોએ જોયા, અને કપની સરકારના વ્યવસ્થિત રાજ્યવહીવટથી જીવનના ગમે તે ક્ષેત્રમા વ્યવસ્થા અને તાલીમદ્વારા મળતી સિદ્ધિઓનો સાક્ષાત્કાર થયો લોકોને લખતા વાચતા શીખવવા માટે ગામઠી શાળાઓનુ સ્થાન નવી સ્થાપેલી શાળાઓએ લીધુ ભાષાના પ્રાન્તિક ભેદો ટાળનારી વાચનમાળાઓનો ગુજરાતીમા પ્રચાર થયો એ રીતે એક અખંડિત ગુજરાત બનાવવાનો આ નિશાળીઆઓનો પ્રયોગ કઈક અશે સફળ થયો શાળાઓ અને કોલેજમા અગ્રેજ લોકોની સ્વાતત્ર્યપ્રિયતાની ભાવના

અંગ્રેજી ગ્રંથકારોદ્વારા અભ્યાસીઓના ધ્યાનમાં આવવા લાગી અને તેમ થવાથી, દેશના લોકોની મીંચાયેલી આંખ કંઈક ઉઘડી. તેમની દૃષ્ટિ મર્યાદા વધી. એ આંખમાં નવાં તેજ પ્રવેશ પામ્યાં. તેની મગજ પર અસર થઇ. પશ્ચિમની એક એક વસ્તુ માટે મોહ વધ્યો. એક જાતનો નિશો ચઢ્યો. પોતાનું પ્રાચીનત્વ ભૂલાવા લાગ્યું. નજર એક તરફ જ લાંબે પહોંચવા લાગી. આમ નવી જાતના પ્રકાશથી અંજાઈ ગયેલી આંખોએ મગજને ભમાવ્યું. બીજી ઇંદ્રિઓને ઉશ્કેરી શરીર ધમપછાડા કરવા લાગ્યું. આખા જીવનમાં એક પ્રકારનો તનમનાટ વ્યાપી ગયો. તેને પરિણામે નવાયુગની કવિતા અને નવું ગદ્ય લખાવા લાગ્યું.

નવ કેળવણીના સંસ્કાર ઝીલનાર થોડુંક અંગ્રેજી ભણેલો અને પદવી લેવા સુધી નહીં પહોંચેલો એવો લેખકોનો પહેલો વર્ગ આગળ આવ્યો. નર્મદ, નદશંકર, નવલરામ, સુરતમાં અને દલપતરામ, મહીપતરામ, ભોળાનાથ, છોટાલાલ-વગેરે અમદાવાદમાં—નવી કેળવણીનો પ્રકાશદીવડો સમાજને દોરવા ધરી રહ્યા.

આ લેખકોએ નવગુજરાતને પોતપોતાનો સંદેશો કવિતા દ્વારા, નિબંધોદ્વારા, ભાષણોદ્વારા, છાપાદ્વારા, વાર્તાઓદ્વારા, રંગભૂમિદ્વારા અને ધર્મ પ્રવચનદ્વારા પહોંચાડ્યો.

જે કાળની હકીકતનો આપણે વિચાર કરિયે છિયે તે કાળનો ઉત્સાહ જ કાંઈ વિલક્ષણ પ્રકારનો હતો. નવું ચાલવા શીખેલું બાળક, જેમ વધારે ચાલવાને પડતા આખડતા પણ પ્રયત્ન કર્યા જ કરે તેમ, આખી ગુજરાતી પ્રજા કરી રહી હતી. નવી મળેલી શક્તિ વાપરવાને બધાના મનમાં ઉત્સાહ ઉછળી રહ્યો હતો.

સંક્રાન્તિકાળની સ્ફુરણાને લીધે, જુદાં જુદાં સાહિત્ય સ્વરૂપોના પગરણ આ જ સમયમાં મંડાયાં હતાં. સભાઓ અને મંડળીઓની સ્થાપના ચાર મુખ્ય શહેરમાં: મુબઈમાં ગુજરાતી જ્ઞાનપ્રચારક સભા, સુરતમાં માનવધર્મ સભા, ભરૂચમાં બુદ્ધિવર્ધક હિંદુ સભા અને અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી; એમ થવા પામી હતી.

પ્રાચીનકાવ્યોના સંપાદનના ક્ષેત્રમાં દલપતરામે ૧૮૬૨ માં "કાવ્યદોહન" તૈયાર કર્યો. નર્મદે ૧૮૬૦ માં "દયારામકૃત કાવ્યસંગ્રહ" ભેગો કર્યો; અને પછી પ્રેમાનંદનો "દશમસ્કંધ" પણ સંશોધ્યો.

નવી કવિતા રચવાને માટે રસ તથા અલંકાર શાસ્ત્રનો અભ્યાસ, તથા પિંગળનું જ્ઞાન આવશ્યક જણાતાં નર્મદે તથા દલપતે 'રસપ્રવેશ' 'અલંકારપ્રવેશ' તથા 'પિંગળપ્રવેશ' રચ્યા

નાટકોના ક્ષેત્રમાં રણછોડભાઈએ ૧૮૬૪ માં લલિતા દુ:ખદર્શકનો અપૂર્વ તથા સફળ નાટ્ય પ્રયોગ રચી, નાટકનું પ્રસ્થાન શરૂ કરી આપ્યું

ઝવેરીલાલે ૧૮૬૬–૬૭ માં શાકુંતલનો અનુવાદ કરી, સંસ્કૃતના સાહિત્યભંડાર તરફ ગુજરાતીઓનું ધ્યાન ખેંચ્યું

પહેલાં ગદ્યનિબંધો પણ દલપત તથા નર્મદે લખ્યા પહેલો ગુજરાતી કોશ, પહેલો ગુજરાતી ભાષાનો ઇતિહાસ પહેલાં જીવનચરિત્રો, પહેલાં હાસ્યરસનાં પુસ્તકો "મિથ્યાભિમાન નાટક" અને "ભટનું ભોપાળું" પણ આ અરસામાં લખાયાં

પ્રવાસવર્ણનના વિભાગમાં કરસનદાસનો "ઇંગ્લંડનો પ્રવાસ" ૧૮૬૬માં, અને મહીપતરામની "ઇંગ્લંડની મુસાફરી' ૧૮૭૪માં લખાઇ

પહેલાં માસિક 'બુદ્ધિપ્રકાશ' ૧૮૫૦માં, 'બુદ્ધિવર્ધક' ૧૮૫૬માં અને "ગુર્જરાત શાળાપત્ર" ૧૮૬૨ માં શરૂ થયાં

ઇતિહાસના ક્ષેત્રમાં ફાર્બસ સાહેબે સંસ્કૃત, પ્રાકૃત તથા ગુજરાતી રાસાઓ ઉપરથી ઉપજાવી કાઢેલો ગુજરાતના મધ્યકાળનો ઇતિહાસ ૧૮૫૬માં અંગ્રેજીમાં પ્રકટ થયો, તેનો ગુજરાતી અનુવાદ ૧૮૭૦ માં રણછોડભાઈએ કર્યો નર્મદાશંકરે "રાજ્યરંગ' લખ્યો

આ ઉપરાંત, બીજા પ્રચારક સાહિત્યનો અપૂર્વ ફાલ પણ આ સમયમાં ખૂબ થયો હતો —એ બધી pioneer પ્રવૃત્તિઓ પ્રવર્તમાન યુગના આંદોલનોને જ આભારી છે

ચિંતનાત્મક તથા બોધક સાહિત્ય તરફ સૌ કોઇને સરખી રૂચિ ન રહે એ સ્વાભાવિક છે તેથી મનોરંજક વાર્તાઓ તથા વાર્તાના મિષ્ટ રસદ્વારા સદ્બોધ આપનાર "નવલકથા" નો જન્મ પણ આ યુગમાં થયો

આપણી વ્યક્તિના નાયક નંદશંકરનો "કરણઘેલો ' એ આ યુગમાં, આ વિભાગનું એકલ પુસ્તક હોઇ, એની વાર્તા સાહિત્યમાં પહેલ તથા નવીનતાને લીધે એ જમાનામાં–પંચમહાલના વિશાળ મેદાનમાં એકલા ઉભેલા પાવાગઢ જેવી સ્થિતિ ભોગવે છે, અને આગામી શુદ્ધ નવીન યુગનો ડંકો વગાડનાર અગ્રેસર મનારનું સ્થાન લે છે

નર્મદાશંકરનો જન્મ સં. ૧૮૯૧ના ચૈત્ર વદ ચોથે થયો હતો અને સં. ૧૯૯૦ના ચૈત્ર વદ ચોથને દિવસે એમના જન્મનું સોમું વર્ષ છે. નર્મદાશંકરના ત્રીસેક વર્ષના જીવનનો પૂર્વાર્ધ સુરતમાં વીત્યો હતો, અને તે વખતે કેળવણીખાતા સાથેના તેમના નિકટ સંબંધને લીધે તેમના સંબંધી થોડી વીગતો તેમના સમકાલીનોના ચરિત્રો ઉપરથી આપણને જાણવા મળે છે, પરંતુ પછીના એજન્સી તથા દેશીરાજ્યની નોકરીના વીસ વર્ષ અને નિવૃત્તિકાળના પંદર વર્ષની વીગતો—નર્મદાશંકર સુરતની સુધારક દુનિયામાંથી ખસી જવાને લીધે—આપણે બહુ જ ઓછી જાણીએ છીએ.

છતાં, તેમના જીવનની અને તેમના જમાનાની રસમય વીગતો તેમના ચિરંજીવ વિનાયકરાવે 'નર્મદાશંકરજીવનચરિત્ર'માં નોંધી છે. તેથી આપણને સારું સાધન પ્રાપ્ત થયું છે.

નર્મદાશંકરની જીવનકથા આપણે સંક્ષેપમાં જોઈ જઈએ, અને મહત્ત્વના પ્રસંગો માત્ર સંભારીને સંતોષ માનિયે.

ઘણા મોટા માણસોની પેઠે, નર્મદાશંકર સાધારણ સ્થિતિમાં જન્મ્યા હતા. તેમના જન્મ પછી, તેમની ત્રીજી વરસગાંઠને દિવસે જ એટલે ૧૮૩૭માં સુરતની ભયંકર આગ થઈ હતી. સુરત બદસુરત થઈ ગયું. પુરાણા આચારવિચારને બાળી નાખનાર જે સુધારકો સુરતમાં જન્મ્યા હતા તેની આગાહીરૂપ હોય તેમ, સુરતની આગથી 'સોનાની સુરત' કહેવાતું સુરત 'ત્રાંબાની સુરત' થઈ ગયું.

સુરતના પાપની ભસ્મ ન રહી જાય માટે આગ પછી તરત જ એક મોટી રેલ આવી અને આખા સુરતને ધોઈ ગઈ. ખાલી ખીસ્સે મોટાઈ રાખવાવાળાનો મદ પણ ઊતરી ગયો તો પછી સામાન્ય વર્ગનું તો પૂછવું જ શું? આ બનાવો પછી સુરતની સ્થિતિ બહુ દીન થઈ ગઈ.

વેપારધંધો સુકાઈ ગયો હતો. જૂના પ્રાચીન વેપારની જાહોજલાલીને પરિણામે, તથા અધમ દશાએ પહોંચેલા નવાબો અને દરબારીઓને પરિણામે "સુંદર, નાજુક, થોડા વિચિક્ષણ રોફી, સફાઈ કરનાર"—આવી રીતે વર્ણવેલી સુરતી પ્રજામાં જ લહેરીપણું પેસી ગયું હતું તે છેક ગયું નહોતું. નવલરામભાઈએ ગુજરાતની મુસાફરીમાં સુરતીઓ માટે લખ્યું છે કે "મેળા, મેળાને વરઘોડા, નાચરંગને સામસામે રમતા રમતા દીસે મદા મોં કરતા હશે શું કામ?" ગમે તે ગુજરાતે એવો સુરતી લાલાઓનો સામાન્ય વ્યવસાય—મિજલસો ઉડાવવા, નાચ રંગ કરાવવા, નાટક ચેટક

જોવાં, અને ઉજાણીઓ ઉજવવી - એ બધાને પરિણામે દેવામાં તરબોળ રહેલું; છતાં મિથ્યા કુળ મોટપનું અભિમાન રાખવું—એ ગયું નહોતું.

ત્રીસેક વર્ષની વયે નંદશંકરે કરણઘેલો લખ્યો ત્યારે બાગલાણની આગનું વર્ણન, મોટી હોનારત પછી થયેલી પાટણની ખરાબી, આગમાં ઘરમાં ને ઘરમાં બળી મરેલાં માણસોનાં અવગતિયાં મૃત્યુને લીધે વ્હેમીલા લોકોના મનમાં ઉદ્‌ભવેલી હજાર તરેહની ભૂત, પ્રેત, વગેરેની વાતો ચાલવા માંડેલી—તેનુંજ આછું પ્રતિબિંબ-કરણઘેલાના લેખકે પાટણનું વર્ણન કરતાં ઊતાર્યું છેઃ કેશવ મરાયો, અને ગુણસુંદરી સતી થઈ ત્યાર પછી જે પાટણની ખરાબી થઈ, તેનું આબેહૂબ વર્ણન બાળપણાના સંસ્કારોને લીધેજ એ ચીતરી શકાય છે.

બાલમાનસ ઉપર છપાઇ જતી અસર મોટપણે " જગ રૂપ ધરેલું નવાં જનવાં "–તેની પેઠે નવાં નવા રૂપ ધારણ કરે છે તેનું આ દૃષ્ટાંત છે.

દશ વર્ષના થતા સુધી નંદશંકર ગોપીપરાની ગુજરાતી જે શાળા ૧૮૨૬ માં ખોલવામાં આવી હતી તેમાં શીખ્યા. તે વખતે ગુજરાતી શાળાઓમાં ગણિતનું ઊંચું જ્ઞાન–મેટ્રીક કરતા પણ વધારે અપાતું; અને તે ગુજરાતી ભાષાદ્વારા શીખવાતું. ભૂમિતિ શીખવા માટે પણ અંગ્રેજીનું જ્ઞાન આવશ્યક ગણાયું નહોતું. નામુ અને અક્ષર તો પાકા જ થવાં જોઇયે એવો આગ્રહ રહેતો. માતૃભાષાદ્વારા જ શિક્ષણ આપવામાં આવે તો બાળકોનો કેટલો અમૂલ્ય કાળ બચી શકે, તેનું આ સમયની શાળાઓ ઉત્તમ દૃષ્ટાંત છે. આ શાળાઓ માટેજ ત્રિકોણમિતિનો તરજુમો નંદશંકરે ગુજરાતીમાં કરેલો-તેની વાત આગળ આવશે.

૧૮૪૫ માં એટલે પોતાની દસ વર્ષની ઉમરે ત્રણ વર્ષ ઉપરેજ સ્થપાયલી અંગ્રેજી શાળામાં એ દાખલ થયા. જેમ ગુજરાતી શાળામાં માતૃભાષાદ્વારા શિક્ષણ મેળવવાનો લાભ હતો તેમ આ વખતની અંગ્રેજી શાળાઓમાં ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ કરવા માટે અંગ્રેજી શિક્ષકો મેળવવાનો લાભ પણ સહજ હતો.

આ કારણથી નંદશંકર મેટ્રીક્યુલેટ ન હોવા છતાં, મુખ્ય અંગ્રેજી કવિઓ અને લેખકોનાં પુસ્તકો એમણે વાંચેલાં અને સમજેલાં. એમના સમયના અભ્યાસક્રમમાં બીજી એક વિશેષતા એ હતી કે, ઈતિહાસને સાહિત્યના અભ્યાસથી છૂટો પાડવામાં આવતો નહીં. તેમ થવાથી વિસ્તૃત ઐતિહાસિક ગ્રંથોજ વિદ્યાર્થીઓ વાંચતા અને તે દ્વારા સાહિત્યના જ્ઞાનમાં

નવારે ક્રના વળી તે સમયમા સ્મરણ શક્તિને ક્સના માટે સાગ લેખમેના લખાણ મોઢે ુ ાવવાનો બ ગ્રિવાજ હતો નાનપણમા કગવવામા આવતી આ પ્રમાગ્ની ગા ાણપટ્ટી સામે ઘાંુ ઘણુ કહેવાવા આવે છે છના નાનપણમા પ૩ સમજ્વના વગર પણ મોઢે થઈ ગયેલુ એવુ સાહિત્ય મગ્ર૩ રી ગખેના દાણાની માક મોટી ઉમરે બહુ ઉપયોગમા આવે છે

આ સગયમા ઠેર ઠેર અંગ્રેજ અમનદારી જોવામા આવતી તેથી તેમને કામ આવે તેના અંગ્રેજી ભણેના દેશી કારકુનોની જરૂર જણાતા, ઠ્ઠાનણીની તાલીમ તે દૃષ્ટિએ અપાતી હતી

આ વખતના અંગ્રેજ અમનદારો ખાનદાનીવાળા લોકો, અને સદ્‌ભાવ ગ્રીન તથા ઘણે ભાગે ફૌજમાથી લેવામા આવતા હતા

નદશકરો ગ્રીન માર્ડોના ગ્રભાવ ઉપરથી અંગ્રેજોના જાતિસદ્‌ગુણ મ ઘી ભારે અમર થયતી

' ૧૮૪૯મા ૧૪ વર્ષની વયે અભ્યાસની સાથે સાથે નીચના ધોરણોમા આપણા પ્રાચીન વ઼ા નિશાળિયા" જેવા મોનીટર તરીક શીખવવાનું કામ તેમને સોપવામા આવેલુ

આ પ્રમાણે અભ્યાસ ચાલી રહ્યો હતો એટલામા ૧૮૫૧મા તેમનો વિવાહ મોળ વર્ષની વયે થયો આ વખતે નદગૌરીની તેમના પત્નીની વય પાચ વર્ષની હતી '

૧૮૫૨મા પોતે મોનીટર મટી, ઉત્તર વિભાગની શાળાના સુપ્રિ ના કારકુન થયા તેથી પ્રતિષ્ઠા વધી તથા પગાર પણ વધ્યો પોતે સાહેબ સાથે ટીરૂટીમ્મા જતા, અને ઘોડસ્વારી કરતા તેમના સાહેબ શોખથી તેમને ઘોડે બેમતા શીખવેલુ

વીસમે વર્ષે એટલે ૧૮૫૫મા તેમના લગ્ન થયા પ્રમાણમા આ મોટી વયે થયેલા લગ્ન મ્હેરાય માગ્ગ ૪ આ જમાનામા નર્મદનુ પહેલું લગ્ન ૧૧મે વર્ષે અને બીજુ લગ્ન ૧૪મે વર્ષે થયેલુ "બાળ લગ્ન બત્રીશી"ની ગગ્બીઓ લખનાર આપણા સાહિત્ય વિવેચકને આ પ્રશ્ને કેમ અસર કરી હશે તે જણાવા વિ ષે વિશેષ જરૂર રહેતી નથી

૧૮૫૬મા એક બનાવ એવો બન્યો જેનાથી ગુજરાતીઓને તેમની અસ્મિતાનું ભાન જગાડનારી શક્તિને ટેકો થઈ અ ફ ફોર્બસ સાહેબ ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસની રમ્ભરી મ્યા પ્રાચીન ગમાઓ ઉપરથી

"રાસમાળા" નામથી અંગ્રેજીમા ઉપજાવી કાઢી પ્રગટ કરી. આનું પ્રકાશન ગુજરાતી લેખકોના જીવનમા કેટલું ઉપકારક થયુ છે તે આગળ ઉપર જોઇશું.

લગ્ન પછી બે વર્ષે, પેશ્વાઇની અને સિખ સલ્તનતની ઊની રાખમાથી એક જ્વાળામુખી ફાટી નીકળ્યો. સીપાઈઓના બળવા તરીકે ૧૮૫૭ મા જાગેલા આ તોફાન વખતે નદશકરની ઉમર સમજણી હતી તે વખતે બળવાના સમાચારથી સુરતમા કેવી અસર થઈ હતી તેનું જીવંત ચિત્ર તેમના કહેવા ઉપરથી આપણે આજે ટપી શકિયે છિયે:

"ઉત્તર હિંદુસ્તાનમા જાગેલા બળવાની ખબર સુરતવાસીઓએ જાણી ત્યારે એન્ડ્રુઝ લાયબ્રેરી ઉપર ખૂબ જ ધમાલ પડવા માડી. શાળામાથી છૂટયા કે લાગલા જ ત્યા અખબારોમાથી તાજા હેવાલ જાણવા સર્વ વિદ્યાર્થીઓ જવા લાગ્યા. તુર્કો અને મરાઠા—બન્નેથી ગુજરાતને ભારે હાનિ પહોચેલી, તેથી બન્નેની રાજનીતિ ઉપર ઘણા લોકોને કટાક્ષ હતો આ બળવામા રજપૂતોએ ભાગ લીધો નહોતો કુટુંબની મોટાઇનો જેમને ખ્યાલ હતો તે સરળા બળવાખોરોથી દૂર જ રહેલા એ તો પેટના ભૂખ્યા માત્ર પુકારી રહેલા. શિવાજીએ હિંદુપત પાદશાહી સ્થાપવા માટે સાધુ રામદાસની આજ્ઞાથી લડાઇ ચલાવેલી. ગુરૂ ગોવિંદે નામને માટેજ મુસલમાનો વિરૂદ્ધ નવો ક્ષાત્ર ધર્મ સ્થાપી, શીખ લોકોને હસ્તીમા આણેલા એકે પોતાનુ આખું રાજ્ય સાધુને અર્પણ કર્યું અને તેને હાથેથી માન થાપણ તરીકે પોતે સ્વીકાર્યું: બીજાએ મુલક ખાલસાને અર્પણ કર્યો હતો

પરંતુ ૧૮૫૭ના તેમના વારસદાર બળવા આગેવાનોમા આવો ઉચ્ચ આશય નહોતો. આમ હોવાથી પરરાજ્ય તો પરરાજ્ય પણ મડેલા મોગલો અને લુટારા મરાઠા કરતા તેમા વધારે સુખ જણાતુ હતુ તેથી નવી કેળવણી પામેલામાથી તો સોએ પંચાણુ ટકા બળવાખોરોની વિરૂદ્ધ રહ્યા હતા કેટલાક તોફાની જીવોને તો ઉથલપાથલનુ ક્રાન્તિ—નામજ સ્વાદિષ્ટ' એટલે તેઓ હરખાવા લાગ્યા કે હવે લુટવાનો સમય આવ્યો. કેટલાક અણસમજુ લોકો તો મરાઠી પુસ્તકો મગાવી "કમા ડામ" શીખવા, તથા મોડી લખવા લાગ્યા. મુસલમાન કોમમા ગણગણાટ થવા માડયો કે હવે "દીન' ભગવાનો! જોવું શૈયદ એદ્રૂસને ત્યા દોલક વાગ્યુ કે 'બંડ થવાનુ' મીયાભાઇઓ ભેગા મળી તેમના બાપદાદાની બહાદુરીની બડાઈ હાકવા લાગ્યા

માલમતાવાળાઓને ભારે ફીકર પડી પ્રોમીસરી નોટો નો નજીવી કીંમતમા જવા માડી. દાગીના ખરીદનારાઓ ન્યહાલ થઈ ગયા લોકો સુના

વિચારના,, વરમા કઇ દ્રવ્ય નહીં કઇનુ કઇ થાય અને ભવિષ્યમા સાસરા વાળા જોડે ટગે ગખિયે તે કેમ પરવડે ?

તેથી પોતાના વૃદ્ધ પિતાની ખાતર પોતે પરદેશ ગમન કરવાની ના પાડી હતી એના એ નંદશંકરને ૧૯૦૬મા લગભગ બે વીસી પછી પોતાના પુત્ર વિનાયકરાવને વિનાયત મોકલવાનો પ્રસંગ આવ્યો ત્યારે પોતાની વૃદ્ધ વયે એ તેમ કરવા તૈયાર થયા હતા એટલા ઉપરથી તેમનો પ્રદેશગમન પ્રત્યેનો અગત મત જણાઈ આવે છે એટલુ જ નહીં, પરંતુ જ્યારે થોડાંક વર્ષો પછી મહીપતરામ વિનાયત જઇ આવ્યા અને પછી ન્યાતે તેમને પંક્તિ બહાર મૂક્યા, તે વખતે તેમને જમવા નોતરી તેમની સાથે એક પંક્તિએ બેસી, એ જમ્યા હતા અને નાતથી જુદા પડવા રૂપી પ્રાયશ્ચિત્તનો રૂ ૨૭૦૦) દંડ મહીપતરામ પાસે ભરાવવાનુ કબૂલાવી, તેમને ન્યાતમા લેવરાવવાની નંદશંકરે જ જહેમત ઉઠાવી હતી

લગભગ ૧૮૬૭ ના મે સુધીમા અગ્રેજી સ્કુલના એસિસ્ટંટ માસ્તર, હેડમાસ્તર, અને ટ્રેનીંગ કોલેજના હેડમાસ્તર એમ ચઢતા દરજ્જાની શિક્ષકની નોકરીમા તેમણે સમય ગાળ્યો હતો

હેડમાસ્તર હોવાની સાથે, હોપ સાહેબ સુરતમા જ્યારે કલેક્ટર થઇને આવ્યા ત્યારે તેમણે નંદશંકરને શાળા ઉપરાંત મ્યુનિસિપાલિટીના કામમા રોક્યા હતા

તે વખતના કામકાજમા આજે સભાગવા જેવા બે મહત્વના લોકોપયોગી કાર્યો નજરે પડે છે • એક જ શહેર અને સૂરત ગ્નાદે અને સૂર્યપુરને જોડનારો હોપ બ્રીજ અને બીજુ દીલ્હીગેટનો ધોરી રસ્તો આ સમયનુ શહેર સુધરાઇના કામકાજનું જ્ઞાન નંદશંકરને લગભગ ત્રીસ વર્ષ વાનપ્રસ્થ થઈને ગયા પછી, સુધરાઇના ઉપ-પ્રમુખ તથા પ્રમુખ તરીકે કામ આવ્યુ હતુ તે દૃષ્ટિએ આ વખતનો અનુભવ મહત્વનો ગણવા જેવો છે હાલમા સામાન્ય ગણાતા અગ્રેજી શાળાના મુખ્ય અધ્યાપકની તે સમયની નોકરીમા કેટલી ઇજ્જત તથા કેટલુ વજન હતુ તે પણ આપણને જાણવાને મળે છે

૧૮૬૩-૬૪ ના રૂના સટ્ટાનો પવન તથા લોકોની થયેલી પાયમાલી અને પ્રસિદ્ધ શેઠ પ્રેમચદ રાયચદની નઠારા નેપોલિયન તરીકેની ખ્યાતિ એનાથી આ વખતે સુરતમા પણ અસર થયા વગર રહી નહોતી

અમેરીકાની લડાઇને લીધે હીંદનુ રૂ, મેંચેસ્ટરને તેજ ભાવે ખરીદવુ પડ્યુ; એટલે ભાવ વધી ગયા. વ્યાપારીઓના લોભનો થોભ ન રહ્યો; પરંતુ એટલામા લડાઇ ધાર્યા કરતા વહેલી બંધ પડી : રૂના ભાવ બેઠા : અને સટ્ટો કરનાર માર્યા ગયા. સાથે લાગા બેંકોએ, અને પેઢીઓએ દેવાળા કાઢ્યા. હજારો રાડીરાડની પૂંજી સટ્ટાની રેલમા તણાઈ ગઈ. દેવાળિયાઓને અંગ્રેજી વ્યાપારી કાયદાનો લાભ મળ્યો : એટલે અપ્રમાણિક વેપારીઓને હજારો દગલબાજી સુઝી. દેશી રાજ્ય હોત તો દેવાળિયાઓને અવળી ધાણીએ પીલત અને લોકોને સોળે સોળ આના અપાવત : પરંતુ યૂરાપની વ્યાપાર-અનીતિ મુબઇમા જામતી ગઈ. અને ત્યાથી હિંદભરમા પ્રસરી આ આર્થિક ઉથલપાથલને લીધે જૂની પેઢીઓ તૂટી ગઈઃ અને નવી તરેહની નાણાની વહેંચણી થવા પામી. જૂના જાળાં ખંખેરાઈ ગયાઃ અને નવા બધાયા. માખી જેવા ભોળા લોકોને માટે, કરોળિયાની જેમ, વ્યાપારીઓ જાળ પાથરતા શીખ્યા.

પ્રેમચદ રાયચંદ તૂટયા તે પહેલા ત્રણ મહિના ઉપર જ નંદશંકરની જુજ થાપણ તેમણે મોકલી આપી હતી. એટલે આ અકસ્માતમાંથી તેમને પરમેશ્વરે બચાવ્યા હતા.

આ અરસામા નંદશંકરને કેટલાક મિત્રોના પરિચયનો લાભ થયો. રા. બા. ભોળાનાથ સારાભાઇ સદર અમીન તરીકે સુરત આવ્યા. સંસાર તથા ધર્મની સુધારણા માટે આગ્રહવાળા આ અમદાવાદી નાગર ગૃહસ્થ. આદિ બ્રહ્મસમાજનુ ગુજરાતી રૂપાંતર શોધવામા તે વખતે મશગુલ હતાઃ શુદ્ધ શાસ્ત્રીય સંગીતના પણ એ ખૂબ શોખીન હતા.

અહીં સહજ જણાવી લઇયે કે નંદશંકરનું વલણ તેમના લહેરી જમાનામા કંઇક અંશે Puritan "ચોખલિયા" જેવું હતું. તેથી ગાનારીઓના કૃત્રિમ અને અશ્લીલ સંગીતનો ત્યાગ કરવા જતા તેમણે સંગીતની કલાને જ વર્જિત કરેલી. [ ઔરંગઝેબના પ્યુરીટન ઝનૂને જેમ સીતાર, સારંગી વગેરે સંગીત સાધનોને ચિતાપર ચડાવ્યા હતા એમ કહેવાય છે તેમ, આ જમાનામા ગુણકાનું ગાયન સાભળવાનું નીતિવિરુદ્ધ ગણાવા લાગ્યુ હતું. ] જેથી તેમની મિત્રમંડળીમાંના લગભગ બધા સભ્યો ઉસ્તાદી ગાયનના શોખીન હોવા છતા, નંદશંકર તેનાથી અલિપ્ત રહ્યા હતા. વિનાયકરાવ લખે છેઃ "તેમને કોઈપણ જાતનુ વ્યસન નહોતું. ન

ખાય પાન, ન પીયે બીડી, ન ખાય તમાકુ ' ભાગ શગસ તો ખીનકુલજ દૂર. માત્ર" એ જમાનાના જાટા મને આ ઊડ્યા છે "—એમ કહી એમની તપખીરની દાબડી હસતા હસતા એ બતાવતા."

શ્રી. નરસિંહરાવ પોતાના સ્મરણમુકુરમા,(પૃ ૧૦૭) " માસ્તર સાહેબ " એટલે નંદશંકરનુ રેખાચિત્ર આમ દોરે છે: "રોજ સાંજે પાચ દસ મિત્રોની બેઠક થાય. તેમા નંદશંકર માસ્તર તકિયે બેઠેલા, તપખીરની ડબ્બીમાથી વારવાર તપખીર સૂઘતા, થોડું બોલતા પણ રમૂજના પ્રસંગે માથાના છૂટા મૂકેલા વાળ માથે ડોકુ બે બાજુ ધૂણાવીને ખૂબ હસતા, બોલવામા તેમજ હસવામા પણ અનુનાસિક–એવા માસ્તર સાહેબની નિખાલસ મૂર્તિ...સ્મરણમા પ્રકટ થાય છે."

શિક્ષણખાતામા નંદશંકર હતા તે સમયમા તેમણે "ગુજરાતમિત્ર"મા સમાજ–સુધારો તથા વહેમ ખંડન વિગે અંગ્રેજીમા લેખો લખી, તથા ભાષણો કરી સુરતમા સુધારા પક્ષને પોતાનાથી બનતી મદદ આપતા હતા ફુલારાણીમા ભગાયલુ ભૂત કાઢવા માટેનો ભુવાઓનો જે ચિતાર પોતે આપ્યો છે તે આજ જમાનાના દુર્ગારામ મહેતાજીના ભાષણોનુ ભાન કરાવે છે. આજ ' ગુજરાતમિત્ર 'મા નવલરામે ' કરણઘેલા ' ઉપરનુ વાર્તિક લખ્યુ હતું, અને નંદશંકરે નવલરામના વીરમતી નાટકનુ અવલોકન લખ્યુ હતુ

નંદશંકરના કેળવણી ખાતાના છેલ્લા ત્રણ ચાર વર્ષોની પ્રવૃત્તિઓની આપણે ઉપર નોંધ લીધી. પરંતુ તે ઉપરાંત આ અરસામા એક એવી પ્રવૃત્તિ તેમણે આદરી જેને લીધે તેમના જીવનભર તેમજ જીવન પછી પણ તેમનું નામ ઘણાના જાણવામા રહ્યુ

નંદશંકરના ઉપરી અધિકારી રસલ સાહેબે તેમને સૂચના કરી કે " ગુજરાતી ગદ્યમા વાર્તાનુ એકકે પુસ્તક નથી તેથી તમે તે લખો." અંગ્રેજી ઓફીસરોને પોતાને દેશી ભાષાનો પરિચય કરવાનુ સહેલુ પડે તથા તેમણે ઉત્તરહિંદમા હિંદીમા તથા ઉર્દુમા ગદ્ય કથાઓ લખાવવાના અખતરા કર્યા હતા તેવીજ રીતે ગુજરાતીમા વાચની સરળ પડે તેવી વાર્તા લખવાની પ્રેરણા નંદશંકરને મળી.

આવી રીતે બીજાની પ્રેરણાથી લખાયલા પુસ્તકોની તાત્કાલિક ખ્યાતિ તો થાય છે જ: પરંતુ તે ખ્યાતિ લાંબો કાળ ટકતી નથી : પરંતુ " કરણઘેલા"ના કર્તાના ચિત્તમા ગુજરાતનો મધ્યકાલીન ઇતિ

હાસ, ફાર્બસ સાહેબે ૧૮૫૬ મા પ્રકટ કરેલી રાસમાળાના પરિચયથી રમી રહ્યો હતો, રજપૂત કાળના ગુજરાતના આઠ સૈકાના વાચનારના મનમા ખડા થઇ જાય એવી રસાળ વાણીમા આ " રાસમાળા " નો ઇતિહાસ લખાયો હતો એટલે, વિનાયકરાવ લખે છે તેમ " એક જાદુગર આવ્યો અને પોતાના દડનો શિલા ઉપર મત્ર ભણી પ્રહાર કર્યો પ્રહાર થતા જ તે શિલા ફાટીને માહેથી ગદ્યસરિત રેલાતી નિકળી "

રસલ સાહેબે સુચના કર્યા પછી નદશકરના મનમા વાર્તાનો વિષય પસદ કરવાના વિચારો ઘોળાવા લાગ્યા આવી વાર્તા લખવાનુ બીડુ ઝડપતા પહેલા, નદશકરની કેટલીક પ્રાથમિક તૈયારી હોય એમ જણાય છે ઐતિહાસિક વાર્તા લખવા માટે ઐતિહાસિક નવલકથા વાચવાનો તેમને ભારે શોખ હતો

સ્કૉટ, લીટન, ડીકન્સ તથા થેકરે–એ ચાર અને ખાસ કરીને પહેલા બે–ઇતિહાસના પાયાવાળી સંખ્યાબધ નવલકથાઓ લખનાર પ્રસિદ્ધ–નવલ કથાકારોનો–તેમનો પરિચય વિશેષ ગાઢ હતો

ખાસ કરીને ઉચિત ઐતિહાસિક સમયની પસદગી કરવામા તેમને થોડી વડભાગ થયેલી જણાય છે

લીટનની ત્રણ નવલકથાઓ "Last of the Barons", "Last days of Pompi" અને "Last of Tribunes" તથા સ્કૉટના "Lay of the Last Minstrel" જેવા પુસ્તકોમાના Last–એટલે "છેલ્લો" એ શબ્દે તેમના મનનુ નિરાકરણ કર્યું જૂની–અસ્ત થતી પેઢીના પ્રતિનિધિને લગતી કોઇ ઘટના પસદ કરવાનું તેમને આ ઉપરથી આપોઆપ સૂઝ્યુ હોય એમ કહેવાનુ મન થાય છે

રાસમાળાના પાના ખૂબ આતુરતાથી એમણે ફેરવવા માડ્યા ટોડનો "રાજસ્થાન" નો ગ્રથ એમણે ઉપયોગમા લીધો હોય એમ જણાતું નથી તેથી એમની આખ ગુજરાતના ઇતિહાસ ઉપર જ ઠરી અને "ચાપાનેરની પડતી" "સોમનાથનો નાશ" અથવા "અણહિલ વાડનુ પતન" અથવા "ગુજરાતની રજપૂત સત્તાનો અત"—એ ત્રણ–નાટ્યકૃતિને માટે પણ ઉચિત ગણાય તેવી–ઘટનાઓ ઉપર પસદગીનો કળશ ઢળ્યો

ત્રણે વિષય ગુજરાતના રજપૂતકાળના ઇતિહાસને લગતા હતા.

પરંતુ આખરે તેનું ગમે તે કારણ હોય; તેમનો નિર્ણય " અણહિલવાડના પતન " માટે થયો. એમની નવલકથાનું ગુજરાતી પેટા મથાળું—કરણઘેલોઃ ગુજરાતનો છેલ્લો રજપૂત રાજા " અને અંગ્રેજી Sub-title= Karan Ghelo-The Last of the Rajput Kings of Gujarat"-એ પ્રમાણે છાપેલું છે તે—લીટનની નવલકથાઓની સીધી અસરના સૂચક પુરાવારૂપ છે.

વાર્તાનું હાડપિંજર અથવા ખોખું રોમ, ગ્રીસ તથા એંગ્લોસેક્સન પ્રજાની પડતીના સમયની વાર્તાઓ વાચ્યા પછી એમણે ઘડી રાખેલું–તે આ પ્રમાણે હતું : " એક જમાનો અસ્ત પામતો, બીજો ઉદય ગિરિ ઉપર ડોલતો : મગરૂબીનો માર : વ્યભિચારની હાર : ધર્મનો જય, પાપનો ક્ષય"+ આ ખોખામા તેમને માત્ર ગુજરાતના ઇતિહાસમાથી પ્રસગ અને નામ ભરી દેવાનાં બાકી હતા. લોકોના રીતરિવાજ, તેમનું સામાજિક, રાજકીય તથા ધાર્મિક વાતાવરણ–એ પ્રકારની ભોય ઉપર વાર્તાનું ચિત્ર ખડું કરવાનું હતું.

રજપૂત કાળનો અંત ચીતરવામા, નંદશંકરને સુરતની નવાબીના અસ્તકાળ સંબંધની અનેક વાતો પણ કામ લાગી હોય તો નવાઈ નથી.

આ વાર્તા જેમ જેમ લખાતી ગઇ તેમ તેમ નંદશંકર તેમના મિત્રમંડળમાં તે વાચી બતાવતા હતા. જેમ જેમ પ્રકરણો લખાતા ગયા તેમ તેમ સાયંકાળે ભોળાનાથભાઈ, વિદ્યારામ પોતાના સસરા તથા મિત્ર મુનસફ દોલતરામજી–તેમની સમક્ષ પોતાના મકાનમા તે વાંચી સંભળાવતા.*

+ જૂઓ " જીવનચિત્ર" પાનું ૧૬૬.

* શ્રી. વિનાયકરાવના આ વિધાનથી કંઈક વિરૂદ્ધ એવું બીજું વિધાન શ્રી. નરસિંહરાવે સ્મરણમુકુર (પૃષ્ઠ ૧૦૮)માં મૂક્યું છેઃ " કરણઘેલો એ વાર્તાગ્રંથ પ્રકટ થયો તે વખતે માસ્તરના બધા મિત્રો-મારા પિતા સહિત-આશ્ચર્ય પામ્યા હતા કે આ શાન્ત, થોડાબોલા માસ્તરે આ ઉત્તમ ગ્રંથ ક્યારે, શી રીતે, છાનામાના લખ્યો ! આ ભાવ દર્શાવનારા ઉદ્ગાર માસ્તરની સમક્ષ મારા પિતાએ કાઢયા, તે સાંભળી માસ્તર સાહેબે માત્ર અનુનાસિક હાસ પોતાનું કરીને બસ રાખ્યું હતું. આટલો વાર્તા ગ્રંથ લખીને પછી માસ્તર બંધ જ પડયા તે અજબ જેવું લાગે છે. અને કેટલાક અનુદાર પુરૂષો એટલે સુધી જાય છે કે એ ગ્રંથ નંદશંકરનો રચેલો છે જ નહીં–એમ કહે છેઃ માસ્તર સાહેબના નિકટ પરિચયમાં આવેલા અમે સર્વે આ આરોપને અનુદારતાની જ દુષ્ટતા ગણિયે છિયે."

નદશંકર કેમ લખતા તે માટે નદશંકરના પત્ની લખે છે "પોતાને લખતા લખતા વિચાર એટલા ઉભરાતા કે ધણીવાર એ અટક્યા જતા કદાચિત જ એમને છેક્યુ પરંતુ ઘરમા એક લીંપેલી ગાદી હતી તેમા લખેના કાગળિયા રાખતા, જમીન ઉપર બેસી ઘુંટણ ઉપર કાગળ મૂકી સડસડાટ લખ્યા જતા ન મળે મેજ કે ન મળે ખુરશી, પોતે ભના ને પોતાની ચટાઈ ભલી લખવામા એટલા તલ્લીન થઈ જતા કે શાળામા જવાનો વખત થઇ જતો ત્યારે મારે ઉપર આવીને તેમને ધ્યાનમાથી જગાડવા પડતા પોતાનુ લખેલુ મિત્રોમા વાચી સભળાવતા, ને આગળ લખતા"

વાર્તા લખાતી જતી હતી તે સમયના, પોતાની માતુશ્રીના વિશેષ ઉદ્‌ગાર વિનાયકરાવ ટાંકે છે કે "શરમને લીધે હું બહાર ન આવુ ને પાછળના ઓરડામા એકલી બેસી સાભળુ પણ કોઈ કરુણરસમય વર્ણન સાભળતી ત્યારે રાગથી રડાઈ જતુ તેથી મારા ડસકા સાભળી ભોળાનાથભાઇ મને આગલા ઓરડામા બોલાવતા —"

કરણઘેલો એ નદશંકરની ચિરંજીવ કૃતિ છે ટીકાકારને તેની ન્યૂનતાઓ જણાય, તેની ભાષામા દોષો દેખાય, અંગ્રેજીની ચોખ્ખી અસરની ગંધ આવે, સવાદોની ન્યૂનતા અને ક્વચિત દીર્ઘસૂત્રી તથા અપ્રાસંગિક લાગતા વર્ણનોથી નીરસતા પણ આવતી જણાય છતા એટલુ તો સૌ કોઈ સ્વીકારે છે કે પ્રારભદશાની અપકવતા અનિવાર્ય હોવા છતા નદશંકરની વર્ણનશક્તિ અદ્દભુત છે જે વસ્તુનુ એ વર્ણન કરે છે તે આપણી આખ આગળ તરવા માડે છે—આ ગુણ સ્કોટની પ્રસિદ્ધ નવલકથાઓના વાચનથી વિકસ્યો હોય એમ અટકળી શકાય છે

પરતુ સ્કોટના જે નવલકથાકાર તરીકે ગુણ છે તેની ગુણસીમા પણ સાથે સાથે છે તે સામે આખમીચામણા ન થઈ શકે બહુધા બાહ્ય કુદરતનુ અને પ્રસગોનુ વર્ણન કઈક અશે શામળભટ્ટની પદ્ય લોકવાર્તાઓમા આવે છે તેવુ તેમા દેખાય છે પરતુ પ્રેમાનદના આખ્યાનોના મુખ્ય પાત્રોના જેવા માનસિક પૃથક્કરણ અને લાગણીઓમા યુદ્ધનુ માનુષી વર્ણન આપી, પાત્રોની જીવત મૂર્તિઓ સર્જી શકવામા કલાની ન્યૂનતા જણાય છે

'કરણઘેલો' વાચતા આજના વાચનારને બહુ નિરાશા લાગશે—એમ કહ્યા વગર ચાલે તેમ નથી આ વાર્તામા એકકે એવુ પાત્ર નથી કે જેના ચારિત્ર ઉપર આપણે મોહી પડિયે કનૈયાલાલ મુનશીના એ જ રજપૂત

કાળની જાહોજલાલીની તથા વાણાઓના બોલતા ચાલતા ભવ્ય પાત્રો આ પ્રસંગે સંભારવાનું મન થાય છે.'

ગુણસુંદરીનું ચારિત્ર વાચકને રૂચે એવું છે, પણ તેની તો વાત શરૂ થાય છે અને ત્યાં જ પૂરી થાય છે. માધવની પહેલાં દયા આવે છે, પણ એ દેશદ્રોહી નિવડ્યો એટલે દયા કરતાં એના વિશેનો તિરસ્કાર વધી જાય છે. કરણઘેલાની પાછળથી દયા આવે છે, પણ એણે તો જેવું તેવું પામ્યો એટલે તેને માટે દયા આવતાં છતાં એના ઉપર પ્રેમ ઉત્પન્ન થતો નથી. રૂપસુંદરી, કમળારાણી અને દેવળદેવીને તો ચારિત્રવાન ગણે જ કોણ? અલાઉદ્દીન ખીલજી, મલેક કાફુર—એ તો આપણા ગુજરાતના દુશ્મન એટલે એમને માટે આદર કેમ? [illegible] ભીમદેવ વ. છે પણ એ બધા મુખ્ય પાત્રો નથી.

"કરણઘેલા"ના ઐતિહાસિક તત્ત્વોની યથાર્થતા તપાસી જોઈએ. લુણકર્ણ અથવા કર્ણ બીજાના નામથી વંશાવળીઓમાં બતાવેલો કર્ણદેવ સં. ૧૩૫૩માં ગાદીએ આવ્યો હતો અને સં. ૧૩૬૩માં તેનો કાળ થયો હતો. તેજ સમયમાં રચાયેલા જિનપ્રભસૂરિનામાં આપ્યા પ્રમાણે અલાઉદ્દીનના લશ્કરે સં. ૧૩૫૬માં એટલે ઇ. સ. ૧૩૦૦ની સાલમાં ગુજરાત ઉપર આક્રમણ કર્યું હતું. તે લશ્કર ઉલુઘખાન નામના સરદારની સરદારી નીચે આશાપલ્લી-આગળ આવ્યું.× ચઢાઈના કારણ તરીકે—'મંત્રી માધવપ્રેરિતો'—મંત્રી માધવની પ્રેરણાને ગણાવેલી છે. એમાં મંત્રી કઈ નાતનો હતો તે જણાવ્યું નથી. મેરુતુંગાચાર્યની 'સ્થવિરાવલિ' અથવા "વિચારશ્રેણી"માં સં. ૧૩૬૦ વર્ષના માધવ નાગર વિપ્રેણ આનીતા એમ ઉલ્લેખ છે. પરંતુ અહીં આક્રમણની સાલ ખોટી છે એટલે માત્ર આભગીને આ હકીકત મૂકવાનું સ્પષ્ટ જણાય છે.

પદ્મનાભે "માધવ મહિતુ માથિ મોકલ્યુ પોસાતુ પરધાન" એમ માત્ર માધવનું નામ આપ્યું છે. તેની નાતજાત આપી નથી.* નવરંગમ-

× વિશેષ માટે જુઓ "પુરાતત્ત્વ" પુ. ૪ 'ગુજરાતનો પહેલો સુબો'.

* જૈન સાહિત્ય સંશોધક ખંડ ૧, અંક ૩ (સં. ૧૯૭૭)ના પરિશિષ્ટમાં 'વીર વંશાવલિ' અથવા 'તપાગચ્છ વૃદ્ધ પટ્ટાવલિ' (પૃ. ૪૩) ઉપર નીચેનો ઉલ્લેખ છે.

' તેવઈ ગુજ્જરાતિ વીસલનગરા વાડવ મંત્રી માધવભાઈ કેશવ થકી રાજ થી કા' લઇ નઇ તુરક ની રાજ્ય હૂઓ. પુન વિ. સં. ૧૩૬૪ વર્ષે સિદ્ધપુર-નગરિ સિદ્ધરાયકૃત રુદ્રાલયનો છેદ હૂઓ. —એમ માધવને વીસલનગરા નાગર તરીકે ઓળખાવ્યો છે.

ભાઈ એ ' ઇતિહાસની આરસી '' મા—ખિરૂ નાગર નમુગ એમ દતમ્થાને આધારે-અથવા રાસમાળામા * ભાટચારણોએ મુસનમાનોની ચડાઈ ને વાસ્તવિક બનાવના જે પ્રસગ યોજ્યો છે તેને આધારે જ એમણે એ વાક્ય લખ્યુ જણાય છે +

અ'નાઉદ્દીનનુ લશ્કર અમદાવાદથી ઓગ્રમા સોમનાથ ઉપર ચઢાઈ કરવા વળ્યુ અને શેત્રુજાના મદિરોને તોડ્યા એટલે કર્ણ, માન લશ્કર આવવાથી નાસી છૂટયો જણાય છે

પદ્મનાભના કથન પ્રમાણે ઉનુઘખાન પહેલા પાટણ આવ્યો હતો ત્યાજ કર્ણદેવનો પરાજય કરી તે શહેરને લૂટી, પછી આશાવની આ યો હતો પરતુ જિનપ્રભે આપ્યા પ્રમાણે મોડાસાથી પૈમતા પહેલુ આસાવની આવે છે છતા કર્ણ જે નાસી છૂટયો તે પાટણથી કે આસાવલીથી તે બાબત, હજી પણ સદિગ્ધ જ રહે છે

કર્ણદેવની અનેક રાણીઓમાની કમનારાણી અથવા મુસનમાનો કહે છે તેમ કવના-કૌલારાણી-પકડાઇ-તે બાબત પણ ઐતિહાસિક આધાર નથી ભાટચારણની વાત સિવાય તેની પુત્રી દેવળદેવી અલાઉદ્દીનના પુત્ર ખીજરખા સાથે પરણાવી હતી તે વાત પણ તેટલીજ ગલત છે એમ 'નાગરી પ્રચારિણી પત્રિકા''ના ૧૯૩૧ના માઘ અકમા બાબુ જગનનાન ગુપ્તે મજબૂત શકા ઉઠાવી છે તે તરફ આપ સૌનુ ધ્યાન ખેચવા હુ રજા લઉછુ

આ વિદ્વાન લખે છે : કૌનારાણી તથા દેવનદેવીની ઘટનાને ઐતિહાસિક બનાવનાર કેવન અમીર ખુસરૂ છે '' દવનરાની વ ખિજૂખા એ નામના ફારસી '' '' આશિકી ' કાવ્યની રચના કલ્પિત અને અર્ધ-ઐતિહાસિક છે અમીર ખુસરૂ રાજકવિ હતા' અને હિંદુઓ તરફ તેને ઘૃણા હતી તેથીજ તેણે હિંદુ રાજાની નિંદા કરવાના આશયથી આ કલ્પિત કથાનકને પોતાના કાવ્યમા દાખલ કર્યું છે

કાવ્યનુ વસ્તુ સક્ષેપમા નીચે પ્રમાણે છે —

+ જુવો 'રાસમાળા' નુ વાક્ય ભા ૧ પૃ ૩૮૦

* રાજ્ય મેળવવાના લોભ આગળ મુસનમાન હદના કરનારાઓને એક સ્રના બીજા કારણની જરૂર હોય નહી પણ હિંદના ભાટો રાજ્ય સબધી મોટી વાતને ઘર વિશેનુ ખાનગી કારણ લાગુ પાડી દેવામાં અનદ પામે છે તેએ એ હાલના પ્રસગને માટે પણ નીચેની વાત લખી નાખી છે

કાવ્યની શરૂઆતમાં અલ્લાઉદ્દીન ખીલજીનો દિગ્વિજય અને તે દ્વારા હિંદમાંથી હિંદુ ધર્મ નાબુદ કરવાના પ્રયાસોનું વર્ણન છે. પછી અલાઉદ્દીનનું ગાદીનશીન થવું, ગુજરાતના રાજાને કેદ પકડવો અને સંપૂર્ણ ગુજરાતને આગથી તારાજ કરવું, ગુજરાતપર ફરી ચઢાઇ, તે પછી ગુજરાતના રાજાની સ્ત્રી કમલાદેવીને પકડીને અલાઉદ્દીનની બેગમ બનાવવામાં આવે છે..

કમલાદેવીની બે પુત્રીઓ જેમાંની એક મરી ગઈ છે, બીજી પુત્રી ૭ મહિનાની છે, તેને તેડાવી ખિજ્રખા સાથે તેનાં લગ્ન કરે છે. રાજા આ માગણી આનંદથી સ્વીકારે છે. દેવગિરિનો રાજા શંખલદેવ કરણની પુત્રી દેવળદેવીનું પોતાના ભાઇ ભિલ્લમદેવ માટે માગું કરે છે, જે અનિચ્છાપૂર્વક કરણ સ્વીકારે છે, અને દેવળદેવીને દેવગિરિ મોકલે છે. રસ્તામાથી ઉલુઘખાંના સૈનિકો તેને પકડી પોતાના સેનાપતિ પાસે લઈ જાય છે, અને ત્યાંથી તેને રાજ્ધાનીમાં મોકલે છે. ત્યાં ખિજ્રખા અને દેવળદેવી વચ્ચે આકર્ષણ થાય છે. આ વખતે ખિજ્રખાંની વય ૧૦ અને દેવળદેવીની ૮ બતાવી છે ! ખિજ્રખાં, તે પછી અલપખાની છોકરી સાથે પરણે છે, અને પાછળથી દેવળદેવી અને ખિજ્રખા વચ્ચે પ્રેમ જામતાં છેવટે બન્ને પરણી જાય છે. ખિજ્રખાના ઉત્તરજીવનની વાત કહી કાવ્ય પૂરૂં થાય છે. આ કાવ્ય એકંદર ૪૫૧૯ લીંટીનું છે.*

આ મહાકાવ્યના વસ્તુનો આધાર લઇનેજ ફરિસ્તાએ પોતાના ઇતિહાસમાં આ કાવ્યની હકીકતને ઐતિહાસિક હોવા બદલની મ્હોર છાપ આપ્યા જેવું કર્યું છેઃ અને આ સ્વરૂપમાં આમ પ્રચાર પામેલી આ જ આખી ઘટના, હિંદી કાવ્યોથી એટલે "ભાષા"થી પરિચિત એવા ભાટ ચારણોએ, ફાર્બસ સાહેબને પૂરી પાડી હોય એમ બહુ સંભવિત છે. તેને લીધે રાસમાળાનો આધાર લેવાઈ લખાયેલી નંદશંકરની વાર્તામાં તે ઘટના હવે ચોકક્સ જામી ગઈ છેઃ અને આપણાં મગજમાં ઘર કરી બેઠી છે. ખરૂં જોતાં, કર્ણની પુત્રી તરીકે 'દેવળદેવી' એવું નામ જ કેવલ કલ્પિત છે. તો એ નામ અમીર ખુસરૂને મળ્યું ક્યાંથી ? ચિતોડ પાસે રણથંભોરનો પ્રસિદ્ધ ગઢ છે. તેનો રાજા તે વખતે હમીરદેવ હતો. આના

* આ સંબંધી "ગુજરાતી" અઠવાડિકના જુલાઈ ૧૯૩૧ ના એક અંકમાં "ગુજરાતના ઇતિહાસ ઉપર નવો પ્રકાશ" નામથી બાબુ જગનલાલ ગુપ્તના પ્રસ્તુત લેખની નોંધ પ્રકટ થઈ હતી.

સબધી સસ્કૃત **हम्मीरमहाकाव्य** નયચદ્રસૂરિએ રચેલુ છે રણસ્થભોરના પતનનું વર્ણન તે સિવાય બીજા ઘણા કાવ્યોમા મળી આવે છેઃ એ પુસ્તકો પ્રમાણે હમીરદેવની એક પુત્રીનુ નામ દેવલરાણી હતુ અને, જેવી રીતે સતી પદ્મિનીને પોતાની સ્ત્રી બનાવવાની અલાઉદ્દીનની મુરાદ બર આવી નહોતી, તેમ રણસ્થભોરની રાજકુવરી દેવલરાણીને પણ પોતાના પુત્ર સાથે પરણાવવાની તેની લાલસા પાર પડી નહોતી

આવી બેવડી નિરાશામાથી પાદશાહનુ મન બહલાવવા, અને કર્ણના તથા દેવળદેવીના નામ બદનામ કરવા માટે અમીર ખુસરૂએ આ "ઇશ્કિયા" ની રચના કરી હતી—એમ માનવાની તરફેણમા મજબૂત વહેમ ઉભો થાય છે

ઇતિહાસની દૃષ્ટિએ ' કરણઘેલા 'મા દેખાતા એક કાળાતિક્રમ દોષ (anachronism) તરફ, ધ્યાન ખેચ્યા વગર અભ્યાસીને ચાલે તેમ નથી કરણઘેલામા આપેલી હરપાળની વાત તથા તેની રાણી ફૂલાદેવીને વળગેના ભૂતની વાત—એ બન્ને કર્ણના થઈ ગયા પહેલાની ઘણા વર્ષો ઉપરની વાત છે

હરપાળ મકવાણો ( રાજ્યકાળ ઇ સ ૧૦૯૦–૧૧૩૦ ) કર્ણ બીજાનો—કરણ વાઘેલાનો સમકાલીન નહી, પરતુ સિદ્ધરાજના પિતા કર્ણદેવ સોલકીના સમયમા હતો અને હરપાળનો આશ્રયદાતા આ કર્ણ સોલકી હતો ( ઈ સ ૧૦૭૨–૧૦૯૪ ) કેસરદેવને મારનાર હમીર સુમરાને, સિંધના સમા જામલાખાજીના કુવર હિંગોળજી અને હોથીજીએ ઈ સ ૧૧૪૭મા માર્યો હતો

આ હરપાળથી જ ઝાલાવશ અને રાણાઓની ઉત્પત્તિ થઈ છે તેથી કરણઘેલામા આપેલી હરપાળની વાત—એ ઐતિહાસિક વિરોધ છે

ફૂલાદેવીને વળગેલું ભૂત–વગેરે વાત પણ કર્ણ સોલકીના સમયની છે. બાબરો ભૂત તેજ **बर्बरक** તેને જીતવાથી સિદ્ધરાજને શિલાલેખોમા **बर्बरकजिष्णु** કહીને ઓળખાવેલો છે હરપાળે આ બાબરા ભૂતને વશ કરી, તેની છૂપી મદદથી ૨૩૦૦ ગામે તોરણ બાધ્યા હતા અને ફૂલાદેવી –કર્ણ સોલકીની રાણીએ તેને પોતાનો ભાઈ ગણ્યો હતો વગેરે વાત—કર્ણ ૧ લો ( સોલકી ) અને "લઘુકર્ણ" ના નામથી ઓળખાવાતો કર્ણ ૨ જો– (વાઘેલો)—એ બન્નેના નામસામ્યથી એકના સમયની વાત બીજાના

* જુઓ ' રાયસિંહજીની હવેલી ' ( ગુજરાતીની ૧૯૩૧ ની ભેટ ) માં ઝાલાવશ સ્થાપક હરપાળનો ઇતિહાસ પ્રકરણ ૧ પાદનોધ પૃ ૪ પૃ ૫

સમયની તરીકે શ્રમથી ગૂંથવાઈ ગયેલી ‘રાસમાળા’માં પ્રચલિત થઈ છે તેની તે ભૂલ "કરણઘેલા"માં ઊતરી આવેલી જણાય છે

પરંતુ નંદશંકર ઇતિહાસ લખવા બેઠા નહોતા એ તો ઇતિહાસના પાયાવાળી નવલકથા લખવા માગતા હતા એટલે એમને આ દોષ માટે જોખમદાર ગણવા ઠીક નથી

કરણઘેલાનું વસ્તુ જેમ રાસમાળામાંથી મળ્યું હતું તેમ નવલરામે ૧૮૬૯માં લખેલું "વીરમતી નાટક" પણ એ જ આકર ગ્રંથની મદદથી લખાયું હતું મહીપતરામનો "વનરાજ ચાવડો" અને "સિદ્ધરાજ જયસિંહ" તેમાની વાર્તાઓ માટે ‘રાસમાળા’ના જ ઋણી છે

‘કરણઘેલા’ની એક વિશિષ્ટ મહત્તા ગણાવી, નંદશંકરની જીવન કથાનું સૂત્ર આપણે હાથમાં લઈયે કરણઘેલાની લોકપ્રિયતા એટલી બધી થવા પામી કે તેના અનુકરણમાં મહીપતરામના ઉપર ગણાવી ગયા તે વનરાજ ચાવડો અને સિદ્ધરાજ જયસિંહ એ મધ્યકાલીન રજપૂત વંશના ચાવડા તથા સોલંકી વંશના ઇતિહાસના નવલ પુસ્તકો લખાયા હતા ‘કરણઘેલો’ જેમ સમાજોપયોગી તથા શાળોપયોગી ઘણાં વર્ષો સુધી રહ્યો તેમ ‘વનરાજ ચાવડો’ પણ શાળોપયોગી રહ્યો છે

તોપણ "કરણઘેલાનું" સફળ અનુકરણ તો અનંતપ્રસાદનું ‘રાણક દેવીનું પુસ્તક’ જે ૧૮૮૪માં છપાયું તે હતું આમ જે પુસ્તક અનુકરણ કરવા લાયક ગણાય તેની કીર્તિ આજ સુધી ચાલી આવે તેમાં નવાઈ નથી

૧૮૬૮ની સાલ નંદશંકરના જીવનમાં ક્રાન્તિકારક ગણાવી જોઈયે હોપ સાહેબે તેમની શક્તિઓના વિકાસ માટે તેમને કેળવણી ખાતામાથી રેવન્યુ ખાતામાં ખેંચ્યા અને નંદશંકર માસ્તર ‘માસ્તર’ મટી જતા, ગુજરાતે એક સારો શિક્ષક ખોયો તેમના પુત્ર સર મનુભાઈ—જે આ જ જીવનક્રાન્તિની સાલમાં જન્મ્યા હતા તેમના જીવનમાં પણ કૉલેજના અધ્યાપકપદમાથી રાજ્યના મહામાત્યપદ પર આવવા રૂપી પરિવર્તન થયું હતું એક રસિક પ્રશ્ન ખડો થાય છે માસ્તર સાહેબ માસ્તર રહ્યા હોત, અને પ્રોફેસર મનુભાઈ ગુજરાતના ભાવિ વિદ્યાપીઠના આચાર્ય તરીકે કુલપતિ થયા હોત તો ? ગુજરાતને કેટલીક પ્રેરણા તેમના સંસ્કૃત તથા સંસ્કારી જીવનમાંથી મળત—તે પ્રશ્ન આજે અનુત્તર જ રહે છે

કેળવણીખાતાને લગતી તેમની છેલ્લી કામગીરી ૧૮૬૮માં એ હતી કે હોપ વાચનમાળા તથા બીજા પાઠ્ય પુસ્તકોની આ સાલમાં બીજી આવૃત્તિ કાઢવાનો

પ્રસંગ આવતા, જોડણીના નિયમો ફરીથી તપાસી જવા માટે હોપ સાહેબ, મોહનલાલ રણછોડદાસ, મહીપતરામ તથા નંદશંકરની સમિતિ નીમાઈ હતી. પાછળથી તેમા દુર્ગારામ મહેતાજી, કવિશ્વર દલપતરામ, કવિ નર્મદ અને શાસ્ત્રી વ્રજલાલ કાલીદાસના નામ ઉમેરવામા આવ્યા હતા. આ કમિટીનુ કામ લાંબો વખત માન્ય રહ્યુ જણાતુ નથી.

૧૮૬૯ મા નંદશંકરે સુરત છોડ્યુ અને અંકલેશ્વર મામલતદાર તરીકે તેમની નીમણુક થઈ. આ વખતે તેમને સતતિમા ૭ વર્ષની પુત્રી હરમિલાગૌરી, પાચ વર્ષના માર્કંડરાવ અને એક વર્ષના મનુભાઈ એટલા હતા.

વિનાયકરાવ, નંદશંકરના પ્રસ્થાનને ઉદ્દેશીને લખે છે "નર્મદ, નવલ અને નંદશંકર—ત્રણે સુરતના પખેરૂ પુખ્ત થતા, પોતપોતાના માળા બાધવા સુરત બહાર ઊડી ગયા આ મોઘા રત્નો સુરતથી નિકળી દૂર બજારમા ગયા ત્યારે કીમત થઈ"

૧૮૭૦–૭૧મા અંકલેશ્વરથી ધંધુકે મામલતદાર તરીકે બદલી થઈ. તે વખતે અમદાવાદ લગી રેલગાડી હતી. ધંધુકાના હવાપાણી વખોડાતા છતા નંદશંકરને હરવાફરવાનુ વધારે મળ્યુ તેથી તબિયત સારી થઈ.

ધોળકા-ધંધુકાની એમની નોકરી દરમ્યાન, એક પ્રસંગમા તેમની સત્યનિષ્ઠા, સ્વતંત્રતા ઇત્યાદિ વીરનરના લક્ષણ જણાઈ આવ્યાનું 'સ્મરણ મુકુર' કારે નોધ્યું છે. તે વખતે હાલના ઇનિકમટેક્ષનુ પૂર્વાશ્રમનુ રૂપ લાઇમેન્સ ટેક્સ હતો તે કરની આકારણી માસ્તરે કરેલી: તે કલેકટરને ઓછી લાગીઃ અને માસ્તરને હુકમ કર્યો કે વધારે આકારનુ પત્રક બનાવી લાવો. માસ્તરે તરત ગૂઝામાથી નોકરીનુ રાજીનામુ લખી રાખેલુ તે કાઢીને મૂક્યુઃ અને કહ્યુ, 'માગથી ગેરવાજબી આકારણી નહીં થાય' કલેકટર સાહેબ આ હિમ્મસનું વર્તન જોઈ અપ્રસન્ન ના થયો" (સ્મરણમુકર પૃ ૧૧૦)

ધંધુકેથી તેમની બદલી દેવગઢ બારીએ "આસીસ્ટંટ પોલીટીકલ એજન્ટ" તરીકે થઇ. બારીઆના પાણી પાલિયા ગણાય છે. ત્યાથી તેમને ખરજવાનો વ્યાધિ વળગ્યો હતો. એને પોતે ખુશમિજાજથી કહેતા કે "એ તો બારીઆનું મડુ વળગ્યુ છે".

૧૮૭૫મા દેવગઢ બારિયેથી લુણાવાડે બદલી થઈ. લુણાવાડા સાથે સુથ રામપુરની વ્યવસ્થા પણ કરવાની હતી. અહીં છોકરાઓને ભણવાની સવડ નહીં હોવાથી, તેમને ભાવનગર, છોકરાના માતામહ વિદ્યારામભાઇ જે સરન્યાયાધીશ હતા તેમને ત્યા રાખ્યા અને તે ૧૮૮૨ સુધી ત્યા રહ્યા હતા.

૧૮૭૭માં બે મહિના કામચલાઉ પોલીટીકલ એજન્ટ તરીકે વડોદરે રહેવાનું થયું હતું. કારણ કે દીલ્હી દરબારમાં રેવાકાંઠા સંસ્થાનના રાજાઓને તેડીને બાર્ટન સાહેબ ગયા હતા. આ સાલમાં જ પોતે 'રાવ બહાદુર' થયા.

૧૮૮૦માં લુણાવાડેથી એડમિનિસ્ટ્રેશન ઉઠતાં સુથ જવાનું નક્કી થયું. પરંતુ એટલામાં જ તેમની માગણી કચ્છમાં દીવાન તરીકે થઇ. આ વખતે કચ્છમાં દી. બા. મણીભાઈ હતા. તેમને મેજર રીવ્ઝ જોડે ન બનતાં વડોદરે પાછા આવ્યા. એટલે નંદશંકર ત્રણ વર્ષ માટે નીમાયા.

કચ્છમાં રહી તેમણે નિશાળો સ્થાપી. લોકોને ન્યાય મેળવી આપ્યો. રાજ્યના હિતની ખાતર અંગ્રેજ અમલદારો સાથે લડત ચલાવતાં ડર્યા નહિ.

૧૮૮૩માં મણીભાઈ પાછા કચ્છમાં નીમાયાઃ અને નંદશંકરને મુદત પુરી થતાં પહેલાં મૂળ જગાએ જવું પડ્યું. તેમના કામની કદર તરીકે રૂ. ૧૦) હજારનું ઇનામ તેમને કચ્છ સ્ટેટે આપ્યું.

૧૮૮૩માં ગોધરા મૂળ જગાએ આવ્યા. અહીં પંચમહાલ મેવાસમાં ફરતાં ફરતાં ઇતિહાસો ફરીફરી, ગેઝેટિયરમાના લખાણનો વિસ્તાર કરી ગેઝેટિયરના વ્યવસ્થાપક ઉપર મોકલી આપ્યુ હતું.

૧૮૮૪માં રાજપીપળામાં જોઇન્ટ એડમિનિસ્ટર નીમાયા.

૧૮૮૯માં નાશકત્ર્યંબકની યાત્રા કરી.

૧૮૯૦માં આંખ નબળી પડવાથી નાદોદ છોડી, સુરત આવ્યા.

બાવીસ વર્ષના પર્યટન પછી જિજ્ઞાસુ મુસાફર કૃતકૃત્ય થઇ જન્મનગરમાં પાછો ફર્યો. તેમનો "વન" મા પ્રવેશ થઇ ચૂક્યો હતો.

૧૮૯૦ થી ૧૯૦૫ સુધી પંદર વર્ષ નિવૃત્તિ નિવાસમાં ગાળ્યો. આ વખતે સુધરાઇમાં ચુંટણીથી સભ્ય થયા, અને તેના ઉપપ્રમુખ ચુંટાયા. સુરતમાં નળ લાવવાના પ્રશ્ન માટે ખૂબ મથ્યા.

એમનો વાનપ્રસ્થ સમય ગણિતના દાખલા ગણવામાં અને ભૂસવામાં તે ગાળતા હતા, જેથી બેકાર મગજ ખવાઇ નહી.

૧૯૦૫માં આ શાંત પ્રકૃતિના ગૃહસ્થનું અવસાન થયું. તેમના જમાનાના સમોવડિયા પુરૂષોની સરખામણીમાં દી. બા. રણછોડભાઇના અપવાદ સિવાય એમનું જીવન લાંબું હતું. નંદશંકર ગયાઃ પણ એમનો કરણઘેલો જીવે છેઃ અને જ્યાંસુધી ગુજરાતી ભાષા વંચાશે ત્યા સુધી જીવશે.

**મંજુલાલ રણછોડલાલ મજમુદાર**

શ્રી કૃષ્ણ

# શાસ્ત્રોચ્ચારપરિશુદ્ધ

## જોડણીના ટૂંકા અને સ્હેલા નિયમો

૧ ભાષામા તત્સમ અને તદ્ભવ બન્ને રૂપોને સમાન રીતે સ્વીકારવા' જેમકે, કઠિન–કઠણ, આશ્ચર્ય–અચરજ વગેરે

૨ મૂળ અરબી, ફારસી, અંગ્રેજી વગેરે વિદેશીય શબ્દ ગૂજરાતી ભાષામા કઢંગા ન દેખાય તેમ મૂળને અનુસરતા લખવા. જેમકે, અરજી, ખુશબો, દરદી, સિપાઈ વગેરે.

૩ સ્વરાન્ત તત્સમ શબ્દો મૂળ પ્રમાણે લખવાઃ જેમકે, મતિ, ગુરુ, કાબૂ, બાજૂ વગેરે

૪. ગૂજરાતીમા આવેલા વ્યંજનાન્ત તત્સમ શબ્દોની જોડણી સ્વરાન્ત (= અ ઉમેરી) કરવી જેમકે, પરિષદ, અકસ્માત, ક્વચિત, અકબર, ઇન્સાફ, સ્ટેશન, પેન્સિલ, બ્લૉટીંગ વગેરે.

૫. શિષ્ટજનોના ઉચ્ચાર જુદા જુદા હોય ત્યા બધા ઉચ્ચાર સ્વીકારવા અને તે પ્રમાણે જોડણી કરવી. જેમકે, ડોશી–ડોસી, દશ–દસ, માયાલુ–માયાળુ, (વિભક્તિના પ્રત્યયો લાગી–) નદીઓ–નદીયો–નદિયો, લીંબૂઓ–લીંબુઓ, દડિયો–દડિઓ, ઘોડિયૂ–ઘોડિઉં, દરિયો–દરિઓ, ઘડિયાળ–ઘડિઆળ, કાઠિયાવાડ–કાઠિઆવાડ, કરિયે–કરિએ, આખ્ય–આખ, આવ્ય–આવ, દિયે–દિએ–દે–દ્યે, દિયો–દિઓ–દો–દ્યો, લિયે–લિએ–લે–લ્યે, લિયો–લિઓ–લો–લ્યો, (એજ પ્રમાણે પી–બ્હીના રૂપો), જુવો–જુઓ–જોવ, જુવે–જુએ–જોય, જાવ–જાઓ, કમાવ–કમાઓ, ગયેલૂ–ગએલૂ વગેરે.

૬. એક સ્વરવાળા કે અનેક સ્વરવાળા તદ્ભવ શબ્દોમા અન્ત્ય નિરનુનાસિક અને અન્ત્ય કે અનન્ત્ય સાનુનાસિક ઈ–ઊ દીર્ઘ છે જેમકે, ઘી, છી, વીછી, તહીં, અહીં, નહીં, વિનન્તી–વીનતી, દૂ, થૂ; હતૂ, બધૂ, કરૂ, ફરૂ, હસૂ, બોલવૂ, પોચૂ, જૂ, લૂ; ચાલૂ, રજૂ, લાગૂ, સીંચણિયૂ, ટૂંકૂ, ઊંચૂ, ઊંઘ; લીંબૂ, આદૂ, જાંબૂ વગેરે.

અપવાદ—જ્યાં સ્વર ભાર ઉપાન્ત્ય સ્વર ઉપર છે, તેના છેલા ઈ–ઉ માત્ર હ્રસ્વ છે જેમ, કાઇ, જનોઇ, ભાઇ, જોઇ, ગેઇ, કમાઉ, તેમજ થાઉ, જાઉ, કમાઉ (થાઊં, જાઊં, કમાઊં, તે સ્થળે મધ્યમલીન ગૂજરાતીમા દીર્ઘતા છે, તે માત્ર તત્સમ લેખે સ્વીકારવી હોય તો વિકલ્પે સ્વીકારવી )

૭ અનેક સ્વરવાળા તદ્‌ભવ શબ્દોની જોડણી કરવામા શિષ્ટ ઉચ્ચાર ઉપર અને જ્યા વ્યુત્પત્તિનો આધાર મળી શકતો હોય ત્યા વિશેષ કરીને વ્યુત્પત્તિ ઉપર ધ્યાન રાખવું જેમ, દૂધ, શીખવવૂ, ઊરવુ, નીવડવૂ ગૂજરાત–ગુજરાત ઊપર–ઉપર વગેરે

૮ દીર્ઘ ઈ–ઊવાળા પ્રાથમિક શબ્દો ઉપરથી થતા શબ્દોમા પ્રાથમિક શબ્દોની જોડણી કાયમ રાખવી જેમકે, દૂધ દૂધપાક, દૂધાળી ભૂત, ભૂતચાપ, ભૂતામણ, ભૂતાવો, ગેરૂ ઊડવું, ઊડાવ, શીખવૂ, શીખવવૂ, શીખનારૂં, શીખામણ, પીવૂ, પીવડાવવૂ, મીઠૂ, મીઠાઇ, મીઠાશ જૂઠૂ, જૂઠાણુ વગેરે

૯ શબ્દમા આવતા જોડાક્ષરથી જ્યા આગના સ્વરને થડકો લાગતો હોય ત્યા ઇ–ઉ હ્રસ્વ કરવા જેમકે, કુક્કર, હિસ્સો, કિસ્સો, ખુણુ વગેરે

૧૦ જે શબ્દોમા 'ઐ' અને 'ઔ' એમ એક સ્વરવાળો ઉચ્ચાર હોય ત્યા 'ઐ' અને 'ઔ' થી જોડણી કરવી જેમકે, પૈસો, ખૈબર, ચૌટૂ, કૌમ, ર્જાં (જઊં પણ, તેજ રીતે દો–દઊં, લૌ–લઊં વગેરે) ન્હૈં, હૈં, તહૈં, જ્હૈં (સાથોસાથ નહિ–નહીં, અહીં, તહીં, જહીં પણ ખરા )

૧૧ (ક) તત્સમ–તદ્‌ભવ શબ્દોમા અનુસ્વાર અને પરસવર્ણનો વિકલ્પ રાખવો અનુસ્વાર રાખવો ત્યારે પોતા ભીંતાથી બનાવવો જેમકે, ગન્ધ–ગંધ, કઙ્કણ–કંકણ, અણ્ટસ–અંટસ સય્યમ–સંયમ, સવ્વાદ–સંવાદ, સંલ્લાપ, મલ્લાપ, વશ, માંસ વગેરે

(ખ) સાનુનાસિક ઉચ્ચારણ એટલે કે અનુસ્વારનૂ કહેવાનૂ પોચૂ ઉચ્ચારણ ચાનૂ બિન્દુથીજ બતાવવૂ જેમકે, નખવૂ, ખાનૂ, ઊંચૂ, કાંતવૂ, માંડવૂ વગેરે

૧૨. તદ્ભવ શબ્દોમા મહાપ્રાણનું દ્વિત્વ વિકલ્પે ગખવૂ. જેમકે, ચોખ્ખૂ-ચોકખૂં, ચિઠ્ઠી-ચિઠ્ઠી, પથ્થર-પત્થર. પરન્તુ દ્-ધ્, ચ્-છ્ મા દ્-ચ્ બતાવવા. જેમકે, અદ્ધર, અચ્છેર વગેરે.

૧૩. મૂર્ધન્યતર ડ-ઢ જોડણીમા નુક્તાવાળા ડ-ઢ થી બતાવવા. જેમકે, ઘોડો, વડ઼, હાડકૂં; કાઢવૂં, ચઢવૂ, લોઢ઼ મોઢ઼, વઢવૂ વગેરે.

૧૪. (अ) જ્યા જ્યા લઘુપ્રયત્ન હકારનૂ સ્પષ્ટ ઉચ્ચારણ છે, તેવા તદ્ભવ શબ્દોમા હકાર પૂર્વનો વ્યગ્જન અકાર રહિત અથવા અકાર સહિત એમ બન્ને રીતે લખવો. જેમકે મ્હેરો મહેરો, ન્હેર-નહેર, ન્હોર-નહોર, પ્હાડ-પહાડ઼, ક્હે,-કહે, ર્હે-રહે વગેરે.

(ब) શિષ્ટ ઉચ્ચારમા કેટલાક સ્થળમા લઘુપ્રયત્ન હકાર છે અને કેટલાકમા નથી, ત્યા વિભાષા સ્વીકારવી. જેમકે, નહાર-નાર, ખોહ-ખો, ચાહ-ચા, જેહ-જે, તેહ-તે, એહ-એ, કુહાડો-કહાડો વગેરે.

(क) ગૂજરાતના કેટલાક ભાગમા વ્યુત્પત્તિ સિદ્ધ લઘુ પ્રત્યય હકારનૂં કેટલાક શબ્દોમા અસ્તિત્વ છે, પરન્તુ કેટલાક ભાગમા એનૂ શ્રવણ નથી, ત્યા હકાર વિકલ્પે બતાવવો. જેમકે, ન્હાનૂ-નાનૂં, પ્હાની-પાની, પ્હાનો-પાનો, ક્હાન-કાન, પ્હરોણો-પરોણો, વ્હેંત-વેંત, મ્હોટૂં-મોટૂં, વ્હાલમ-વાલમ વગેરે.

માંગરોળ:
તા ૧૫-૪-૩૪

કેશવરામ કાશીરામ શાસ્ત્રી.

ÆSOP's FABLES

नीतिदर्पण

MULLOCH'S FIRST

विदुर नीति

ચિત્રપ્લેટ નં ૨—જૂનામાં જૂના ગણી શકાય તેવાં થાં । પહુ ગુજરાતીના અગ્રપૃષ્ઠો

છસ નીતિકથાઓ (૧૮૨૮) સસારવહેવારની ચોપડી (૧૮૪૭) નીતિદર્પણ (૧૮૪૭) ડાહ્રલીના વાતાનુ ભાષાંતર મકનમની ફર્ન રીડિંગ (૧૮૪૭) વિદુરનીતિ (૧૮૫૧) રૂપ બજાવની (૧૮૪૭) ઓનકથા (૧૮૪૮) કીર્તનાવલિ (૧૮૬૭) ઈસપનીતિની વાતો (૧૮૫૪)




ચિત્રપ્લેટ નં ૬—જાણીતા લોકપ્રિય ગ્રંથોની પ્રથમાવૃત્તિઓનાં અગ્રપૃષ્ઠો

ગુજરાતના વાઙ્મયવિકાસના સભાન અને ખંતીલા પ્રયત્નો શરૂ થયા તે કાળની ચાર લોકપ્રિય અને અસરકારી કૃતિઓ કવિ દલપતરામે સારોદ્ધાર કરેલું પહેલવહેલું કાવ્યદોહન (૧૮૬૨), મહીપતરામ કૃત જનતાપ્રિય 'વનરાજ ચાવડો' (૧૮૭૬), ગુજરાતની પહેલી સરકારી નવલકથાનો યશ પામેલો નંદશંકરનો 'કરણઘેલો' (૧૮૭૬), તથા કવિ નર્મદે પહેલા છૂટાછૂટા અંકરૂપે બહાર પાડેલા, તેના લોકવિશ્રુત અને મહાભારત કાર્ય 'નર્મકોશ'નો પહેલો ભા.(૧૮૬૧) આ પ્રથમાવૃત્તિઓ આજે લગભગ દુષ્પ્રાપ્ય છે, એ દૃષ્ટિએ એનું મૂલ્ય ઘણું છે

# પુરા-ગ્રંથ-સંગ્રહ

## જૂનાં પુસ્તકો સંઘરવાનો શૉખ

આ આર્ટ્સ ગ્રંથમાં છેલ્લાં ચાર વર્ષથી પુસ્તકના ઉત્પાદનને લગતી માહિતી આપતા લેખોની જે માળા આવ્યા કરી છે તેના વિષયની સાથે ઉપરનું મથાળું પહેલી નજરે જરા અસંગત લાગશે. વળી, ગયા વર્ષના લેખને અનુસંધાને આપવાનો 'ગ્રંથશોભનો અને ચિત્રાલેખનો'નો વિષય બાકી રાખીને આ નવી બાબત ઉપાડેલી જોઈ આશ્ચર્ય પણ થશે. પરંતુ, હમણાં તાજેતરમાં જ સોસાએટી તરફથી ભરાએલી પહેલી ગુજરાત પુસ્તકાલય પરિષદ્‌ને પ્રસંગે સોસાએટીએ ભરેલા જૂનાંનવાં પુસ્તકોના પ્રદર્શનને અંગે જે કેટલીક સાધનસામગ્રી પ્રકાશમાં આવી તથા ઉપલબ્ધ થઈ તેનો વહેલો ઉપયોગ કરવો ઉચિત લાગ્યો; અને ગ્રંથકારો તથા પુસ્તક પ્રેમીઓને રસદાયી આ વિષય આ લેખમાળા સાથે અસંગત નથી એ પણ લેખ આગળ વાંચતાં લાગશે.

પુરા-ગ્રંથ-સંગ્રહ, એટલે પ્રાચીન પુસ્તકો સંઘરવાનો શૉખ પ્રધાનતઃ પશ્ચિમમાં જ છે. ત્યાં એને Book-collecting કહે છે, અને એવો શૉખ ધરાવનાર માણસ collector કલેક્ટર કહેવાય છે,—જે શબ્દ આપણે ત્યાં 'પ્રાંતનો સરકારી સુબો' એ જ અર્થમાં સમજાય. ત્યાં કલેક્ટર એટલે 'બુક-કલેક્ટર.' પશ્ચિમના સંસ્કારવાંછુઓનો એ પ્રિય નાદ છે.

પ્રાચીન હસ્ત લિખિત ગ્રંથો, છાપકળાની બાલ્યાવસ્થા સમયનાં અથવા અતિ જૂના કાળનાં શીલાછાપનાં તેમજ પ્રાથમિક બીબાં વડે છપાએલાં પુસ્તકો, નામચીન ગ્રંથોની દુષ્પ્રાપ્ય થઈ પડેલી પહેલી આવૃત્તિઓ વગેરે પુરાણા ગ્રંથો, ગુટકાઓ કે પુસ્તક-પુસ્તિકાઓ શોધવાનો ને સંઘરવાનો એ શૉખ આપણે ત્યાં નહિવત્ છે. પશ્ચિમના દેશોમાં તો ઘણાખરા સંસ્કારસ્વામીઓ તથા વિદ્યાસેવી શ્રીમાનો એ શૉખ ધરાવે છે. અને એ શૉખ તે કેવળ નાણાં કે સમય વેડફવાની નિરુદ્દેશ ઘૂન માત્ર નથી, પણ દેશની પ્રાચીન સંસ્કારસમૃદ્ધિના મોંઘા અવશેષો સાચવવાનું એક અતિ મહત્ત્વનું સેવાકાર્ય છે. પ્રજાની વિકાસયાત્રાના અગાઉના સીમાસ્તંભો જેવા એ અવશેષો દેશનાં સમાજજીવન, સંસ્કારિતા અને પ્રજાઘડતરના ઇતિહાસનાં અતિ મૂલ્યવાન સાધનો થઈ પડે છે.

### ઉદ્ભવ

ઘણીખરી સદ્પ્રવૃત્તિઓના સબંધમા બન્યુ છે તેમ આ શૉખની શરૂઆત પણ વિરોધ અને દમનમાથી, ઇગ્લંડમા આઠમા હેન્રીના વખતમા જ્યારે ધર્મગુરુઓના મઠો વિખેરી નખાયા અને પુસ્તકનાશનુ સત્ર મડાયુ ત્યારથી, થઇ. એ વેળાએ તો વિદ્યાશૉખીનોએ વિલાઇ જતા એ જ્ઞાનધનને બચાવવાને માટે જ શરૂઆત કરેલી. આજે યુરોપ-અમેરિકાના ઘણાખરા સમૃદ્ધ પ્રજાકીય પુસ્તકાલયોમાના પુસ્તકોનો મોટો ભાગ આ શૉખને જ આભારી છે. આપણે ત્યા પણ એવા આક્રમણો (જે જુદી રીતે પણ અસખ્ય વાર આવી ગયા તે)ની સામે જૈનોના ભડારોએ એ જ પ્રકારનુ ગ્રથસરક્ષણ કર્યું છે. પરતુ હવે આ વિદ્યાશૉખ અને કદરશનાસીના જમાનામા હજી પણ તેઓ એ જૂના ચીલાને અંધ માન્યતાથી વળગી રહીને ગ્રથોને ગોધી રાખે છે તેની પ્રશસા થઇ શકે તેમ નથી. આપણુ એ પુરાતન જ્ઞાનધન એમણે જે કાળજી અને પ્રેમથી સાચવી રાખી તેનું રક્ષણ કર્યું તેની ખરી ઉલટભરી કદર તો પ્રજાના ઉપયોગ માટે એ ખુલ્લા મૂકાય ત્યારે જ થાય.

### પ્રકાર

પુરા-ગ્રથ-સગ્રહના આ શૉખની પાછળ કારણરૂપે જુદી જુદી દૃષ્ટિ, કે વૃત્તિ રહેલી હોય છેઃ (૧) પોતાનો કોઇ પ્રિય વિદ્યાશૉખ; (૨) સંસ્કાર-સાધનોના સરક્ષણની દૃષ્ટિ; (૩) વિરલ વસ્તુઓનુ સ્વામિત્વ ધરાવવાની મનોવૃત્તિ, (૪) સૌન્દર્યદૃષ્ટિ, (૫) વિચિત્ર વસ્તુસંગ્રહનો નાદ.

આ શૉખ ધરાવનારાઓના લગભગ સિત્તેરથી એશી ટકા ભાગનો મુખ્ય મુદ્દો તો મોટે ભાગે પોતાની પ્રિય એવી કોઈ અમુક વિદ્યાશાખાને વિકસાવવાનો હોય છે. જ્ઞાનની જે અમુક શાખા (ઇતિહાસ, પુરાણ, તત્ત્વજ્ઞાન, કલા, સાહિત્ય, કાવ્ય કે એવી કોઈ) માટે પોતાને શૉખ હોય તેના વિશાળ ને ઊંડા અભ્યાસ માટે બની શકે તેટલા જૂના અને મળી શકે તેટલા વિવિધ પ્રકારના પુસ્તકો ખોળવા અને સંગ્રહવા એ ઉદ્દેશ. આપણે ત્યા આપણા વિદ્યાપ્રેમી સાક્ષરો વગેરે મોટે ભાગે આ જ ઉદ્દેશથી પુરા-ગ્રથ-સંગ્રહ કરે છે.

બીજો મુદ્દો સાસ્કૃતિક ઇતિહાસના સાધનો તરીકે તેમને સઘરવાનો. આ દૃષ્ટિબિંદુ વધારે વિશાળ, અગત્યનુ, રસભર્યું અને ઉપયોગી છે. એમા કોઇપણ એક વિદ્યાશાખાના નહિ, પણ બધા વિષય અને પ્રકારના ગ્રથોનો

સંગ્રહ થાય છે, અને જતે દહાડે એ પ્રજાનો અણમોલો ભંડાર બની રહે છે. પ્રજાના જ્ઞાન અને વિચારણા, ઇતિહાસ અને જીવન, રાહ રસમ અને રસવૃત્તિ, સુખદુઃખ અને ચડતીપડતી, ધર્મપલટા અને ઉદ્યોગ-કારીગરીના વાગફેગ—એ બધાનુ દર્શન છુટા છુટા અકોડા રૂપે પ્રાચીન પુસ્તકોમાથી આપણને જાણવા મળે છે. જ્યા એ સગ્રહ જેટલો વિપુલ ત્યા એ સાસ્કૃતિક દર્શન એટલુ કડીબંધ અને સમૃદ્ધ

આ દૃષ્ટિએ અમેરિકા જેવા દેશમા આ શૉખ અતિઘણો વિસ્તરે એ કેવળ સ્વાભાવિક છે. ત્યાની પ્રજાને પોતાના પ્રાચીન ઇતિહાસગૌરવના સાધનોની અછત, કેમકે એ દેશની વસાહત સત્તરમી સદીની શરૂઆતમા હજી માત્ર ત્રણસો વરસ પર જ થઈ. અને વસાહતીઓ આવેલા બધા ઇંગ્લંડ-યુરોપથી, એટલે એમની પોતાની પાસે તો પુરાણા ઐતિહાસિક ગૌરવના સ્મૃતિ-અવશેષ કે સાસ્કૃતિક સીમાચિહ્નોરૂપ કશુ હોય જ નહિ. આથી એમને એ બધુ બહારથી ખરીદી લાવીને પોતાના દેશ માટે વસાવવુ રહ્યુ. અને ઉદ્યોગધધાની પ્રગતિ તથા સ્મકસવતા દેશને કારણે કમાયા ખૂબ; એટલે અમેરિકનોનો આ શૉખ ખીલ્યો પણ બહુ અને તેને માટે પૈસા પણ એમણે લખલૂટ ખરચ્યા. ધનાઢયોએ તો આવા સગ્રહો કરીકરીને પોતપોતાના ગામ કે પ્રાતને ભેટ આપી દીધા, અને એવા એક નહિ પણ અનેક પરિણામે અમેરિકાની એ સમૃદ્ધિ આજે યુરોપની બરોબરી કરતી થઇ ગઇ છે. અમેરિકનોના ખત અને ઉત્સાહની આ ઝલક આપણે માટે અનુકરણીય છે.

આજે ત્યા આ શૉખ પ્રજાવ્યાપી થઇ ગયો છે. પરતુ અતિ પ્રાચીન પુસ્તકો તો કેવળ શ્રીમાનો જ ખરીદી શકે એટલા મોઘા હોય, એટલે સામાન્ય સ્થિતિના માણસોમા હવે પુસ્તકોની પહેલી આવૃત્તિઓ સંઘરવાનો નાદ લાગ્યો છે. કેટલાક પ્રકાશકો વળી અમુક વિશિષ્ટ અને પ્રતિભાશાળી લેખકોના પુસ્તકોની 'ગણતરીની ખાસ આવૃત્તિઓ' (limited editions) કાઢે છે. તે ઊચા, સુદર, મજબૂત કાગળ પર, બડા શૉખ અને રસ વૃત્તિથી છાપીને કાઢેલી હોય છે એમાની મોટા ભાગની આવૃત્તિઓમા કર્તાની સહી પણ હોય છે. આવી આવૃત્તિ માત્ર ૭૫૦, ૫૦૦, ૨૫૦, કે કોઈવાર ૧૦૦ નકલની જ હોય છે, અને તે પર મનમોઘી કીમત રાખ-વામા આવી હોય છે. આ પ્રકારની આવૃત્તિઓ સંઘરવાનો શૉખ પણ એ દેશમા આજે ઘણો જ છે. આ રીતે ત્રીજા પ્રકારના સંગ્રાહકોનો વર્ગ ઊભો થયો.

સૌન્દર્યદૃષ્ટિથી પુસ્તક મવગનારાઓનો મોટો ભાગ પણ આ પ્રકારની આવૃત્તિઓ મધરે એ સ્વાભાવિક છે પણ એનો મૂળ તાર તો પરંપરાથી પ્રજાની સૌંદર્યદૃષ્ટિ કેવા પ્રકારે કેળવાતી આવી તેનો રેખાઉતાર ઇતિહાસ રાખવાનો હોય છે. છેક મુદ્રણકલાના પ્રારંભકાળે પૃષ્ઠરચના કેમ થતી, પ્રથમાક્ષરો કેમ મૂકતા, અગ્રપૃષ્ઠો કેમ ગ્ચાતા, ખીબાના મરોડ કેવા હતા અને તેનો વિકાસ ઉત્તરોત્તર કેમ થતો ગયો, તેમા નવી જાતો કેટલી ઉમેરાઇ, સુશોભનો કેવાકેવા પ્રકારે ફૂલ્યાફાલ્યા કે વિકૃત થયા, ચિત્રણની પદ્ધતિએ કેવા કેવા પલટા લીધા, પુસ્તકની બાધણીના સ્વરૂપો કેવાકેના ઘડતરમાથી પસાર થયા, એના શણગાર ને મજબૂતી કેવા હતા ને આજ કેવા છે,—આ અને આવા અસખ્ય મુદ્દાઓનો ક્રમિક, કડીબધ ઇતિહાસ ગ્રથ-સંગ્રહો વડે જ મળી શકે અને મળ્યો છે. વિવિધ નમૂનાઓમા સચવાએલી ગ્રથ-દેહના બધારણની એ સૌંદર્યયાત્રા એટલી રસભરી અને મનોગ્રાહી હોય છે કે એ જોતા આશ્ચર્યમુગ્ધ જ થઈ જઈએ, અને ગ્રથમા મધગએલા મહામોલા જ્ઞાન અને યુગ-વિદ્યા કરતા આ મુદ્દો પણ કોઇ રીતે ઊતરતો ન લાગે.

ઘણાને કેવળ કોઈ એક વિશિષ્ટ અને વિચિત્ર પ્રકારના જ ગ્રથોનો સગ્રહ કરવાનો નાદ હોય છે. કેટલાકો પચાગો જ સઘર્યાં કરે છે,—તે પ્રચીનતમમા પ્રાચીનતમ મળે તે કાળથી અને ચિત્રવિચિત્ર સ્વરૂપ તેમજ પ્રકારના. કેટલાક શિકારને લગતા, કેટલાક વહાણવટાને લગતા, કોઈ પાકશાસ્ત્રના તો કોઇ વળી મધમાખી ઉછેરવાના જ, મળી શકે તેટલા ને ત્યાથી પુસ્તકો સઘરે છે. આ નાદ પણ વિશિષ્ટ વિદ્યાશોખનુ આગળ લબાએલુ જ સ્વરૂપ છે.

### આપણે ત્યાં

આપણે ત્યા, (હિંદુસ્તાનની વાત કરવાની કદાચ હિંમત ન કરીએ, પણ ગુજરાતમા તો) એવા પુરા-ગ્રથ સગ્રહના શોખીનો આગળીને વેઢે ગણી શકાય એટલા માડ હશે. ફૉર્બ્સ સાહેબના પ્રેરણા અને ઉત્તેજનથી કવીશ્વર દલપતરામે એ કાર્યની ગુજરાતમા પ્રથમ શરૂઆત કરી; અને તે પછી આજ સુધીમા એ દિશામા સહૃદય ને સભાન પ્રયત્ન કરનારાઓમા સૌથી આગળપડતુ સ્થાન કદાચ ગુજરાત વર્નાક્યુલર સોસાએટીના આસિ. સેક્રેટરી શ્રી હીરાલાલ પારેખનુ છે,—આગળપડતુ એટલા માટે કે બીજા ઘણા વિદ્યાપ્રેમીઓ પોતપોતાની વિશિષ્ટ મનપસદ વિદ્યા અને

શાખાને અંગેના જ પ્રાચીન પુસ્તકો સંગ્રહવાના શોખીન હશે, પરંતુ શ્રી પારેખની દૃષ્ટિ વધુ સર્વદેશીય, વિશાળ અને શાસ્ત્રીય બુદ્ધિથી પ્રેરિત છે, અને તેથી જ પ્રજાના સરકાર અવશેષોના એક અગત્યના અંગનો મૂલ્યવાન ફાળો એકઠો કરવાનું બહુમાન એમનું છે પડદા પાછળનો એમનો એ શોખ આજ સુધી વણપ્રીછાયો હતો ઇ સ ૧૯૩૨મા સોસાઈટી તરફથી 'કવિ દલપતરામ હસ્તલિખિત ગ્રંથોની સૂચિ' બહાર પડી ત્યારે જ જાણ થઈ કે આજ વર્ષોથી તેઓએ શોખ ધરાવે છે અને પોતાની લાંબા સમયની શોધ, મહેનત, ખર્ચ અને ઉમંગથી એકઠો કરેલો શુમારે છસો પ્રતો જેવડો એ સંગ્રહ, કવિ દલપતરામ સમા એ કાર્યના આદિ પુરુષના નામ સાથે જોડી એમણે સોસાઈટીને અર્પણ કર્યો છે એ હકીકતથી તો એમના પ્રત્યેનો આપણો આદરભાવ વધે છે, કેમકે, ઘણા નહિ જાણતા હોય કે એ પ્રતસંગ્રહનું મૂલ્ય પુરા-ગ્રંથ-સંગ્રાહકોની દૃષ્ટિએ સેંકડા નહિ પણ હજારની સંખ્યાના રૂપિયામા અંકાય એવું છે

પોતાના એ શોખને વિષે શ્રી પારેખ 'કવિ દલપતરામ હસ્તલિખિત ગ્રંથોની સૂચિ'ના પ્રવેશક-લેખમા નોંધે છે કે "અમદાવાદ હાઈસ્કૂલમા સાતમા ધોરણમા શીખતો હતો તે વખતે હેડમાસ્તર સ્વ એદલજી દોરાબજી તલાટીએ ઉપદેશ કરેલો કે, દરેકે ચાલુ વ્યવસાય-અભ્યાસની સાથે બીજો એકાદ શોખનો વિષય પસંદ-ગ્રહણ કરવો, તેને ખીલવવો, અને તેમાથી આનંદ તેમજ જ્ઞાન પ્રાપ્ત કરવા. એ સૂચનાથી પ્રેરાઈને મે જૂના સિક્કાઓનો સંગ્રહ કરવા માડ્યો હતો. એ કાર્યમા મહૂમ રેવ ડૉ જ્યૉર્જ પી ટેલરે મને બહુ પ્રોત્સાહન આપ્યુ હતુ, પણ ગુજરાત સલ્તનતના સિક્કાઓનો મોટો સંગ્રહ, અને તે ઘણોખરો સંપૂર્ણ, એમની પાસે એકઠો થએલો હતો, એટલે, શુક્રવારની ગુજરીમા જતા, કોઈ વિરલ નવો સિક્કો, અને તે પણ તાંબાનો, ક્વચિત જ મળી આવતો. પણ તે પછી સોસાઈટીની નોકરીમા જોડાતા, જુના સિક્કાની તપાસ સાથે જૂની લખેલી હાથપ્રતો (manuscripts) સંઘરવા પ્રતિ લક્ષ જવા માડ્યું; અને ચારપાંચ હાથપ્રતો, ભાલણ-ભીમના ગ્રંથોની, ત્રણસે ચારસે વર્ષ પર લખાએલી પ્રાચીન, શરૂઆતમા મળી આવતા મને અત્યંત આનંદ થયો તથા એ કાર્યમા ઉત્સાહ પણ ખૂબ વધ્યો. સોસાઈટીના માજી પ્રમુખ સ્વ. દી. બ. અંબાલાલભાઈ તે સમયમા ઑફિસમા સાંજે કલાક—અરધો કલાક ગુજરાત કેળવણી મંડળના કામ અર્થે આવીને બેસતા. તેમને એ પ્રતો બતાવતા,

અને તે વિષે વાત કરતા, એઓએ મને તેને સારો સગ્રહ થવા દઇ પછી તે આખો સોસાએટીને સોપવાનુ સૂચવ્યુ તે સૂચના પ્રમાણે વર્તતા સન ૧૯૨૪ સુધીમા લગભગ ૪૫૦ પ્રતો ભેગી કરવાને હું શક્તિમાન થયો; પછી તે સાચવવા-સગ્રહવાનુ પણ અઘરૂ થઈ પડયુ તેથી એ વર્ષમા સોસાએટીને સદ્‌ગત હાથપ્રતોનો આખો સગ્રહ સોપી દેવાની વ્યવસ્થા કરી. તે સબધી કમિટિને પત્ર લખ્યો તેમા એક સરત એ મૂકી હતી કે સગ્રહની સાથે કવીશ્વર દલપતરામનુ નામ જોડવુ એ મહાપુરુષના સ્થાને બેસવાનુ સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થએલુ છે એ મારા માટે ગૌરવનુ કારણ છે, પણ એમના જેવા બુદ્ધિસામર્થ્ય અને કાર્યશક્તિ મારામા નથી એનુ મને સતત ભાન રહે છે જ તેથી જે કાર્યની—હસ્તલિખિત પુસ્તકસંગ્રહની શરૂઆત એમના હસ્તે થઈ હતી તેની સાથે એમનુ નામ કાયમ અકિત થઈ રહે એ સર્વથા ઉચિત અને માનાસ્પદ લાગ્યુ; તેમ મને તે સતોષ અને આશ્વાસન આપનારૂ છે".

### સોસાએટીનો સગ્રહ

ગયા એપ્રિલ માસમા અમદાવાદમા ભરાએલી ગુજરાત સમસ્તની પહેલી પુસ્તકાલય પરિષદના સમેલનના પ્રસગે, દેશમા પુસ્તકપ્રકાશનના છેક આરભકાળથી એ દિશામા કેવા કેવા પ્રયત્નો થયા તેના નમૂનાઓ દર્શાવતુ જે પ્રદર્શન યોજાયુ હતુ તેમા શ્રી પારેખના (હવે ભલે સોસાએટીના) એ સગ્રહમાના કેટલાક ચૂટેલા નમૂનાઓ રજુ થયા હતા. મુદ્રણકલા, પ્રકાશનકાર્ય, વાડમયવિકાસ તથા ચિત્રાલેખન અને મુદ્રણના રૂપવિધાનની દૃષ્ટિએ એ સગ્રહમા ઘણા અગત્યના મુદ્દાઓ જોવા જાણવાના છે. પ્રદર્શન જોવાનો લાભ ન મળ્યો હોય તેમને દર્શનીય થઈ પડે (તેમજ પ્રદર્શન જોયુ હોય તેમની પાસે પણ એ મોઘા સગ્રહની પ્રતિકૃતિઓ સચવાઈ રહે) એ ઉદ્દેશથી આ સાથે તેમાના કેટલાક ગ્રથોના ફોટોગ્રાફો, તેને વિષેની ટૂકી નોધ સાથે આપ્યા છે.

### ગુજરાતી બીબાંનો આદિ વડવો

પ્રાચીન પુસ્તકોના આ આખાયે સગ્રહમા સૌથી પહેલુ ધ્યાન ખેચે તેવો, તથા પુસ-ગ્રથ-મગ્રહ અને મુદ્રણકલાના ઈતિહાસની દૃષ્ટિએ અતિ મૂલ્યવાન અને ઉપયોગી નમૂનો તે ન. ૧ની ચિત્રપ્લેટના મથાળાનો પહેલો નમૂનો છે. તે અગ્રેજી, મરાઠી અને ગુજરાતી ત્રણે ભાષાના બીબા વડે છેક ઈ. સ. ૧૮૦૮મા મુબઈમાથી બહાર પડેલા 'ડ્રમડ કૃત વ્યાક-

રણું' ના પાનાનો એક ભાગ છે. એ મૂલ્યવાન એટલા માટે છે કે આજ લગીમાં મળી આવેલાં ગુજરાતી ભાષાના જૂનામા જૂના બીબાની છાપનો એ નમૂનો છે. મુંબઈના જાણીતા પારસી પત્ર ' જામે જમશેદ ' ની શતાબ્દી હમણા થોડા વખત પર ઉજવાઈ તે પ્રસંગે એણે કાઢેલા 'સેન્ટીનરી વૉલ્યુમ' મા મિ. રૂ. બ. પેમાસ્તરે ' સૌ પહેલા ગુજરાતી બીબા ' વિષે એક લેખ લખેલો છે. તેમા સૌ પ્રથમ ગુજરાતી બીબા છછાભાઈ બહેરામજી છાપગર નામના કોઈ પારસીએ પાડેલા હોવાનુ વિધાન કર્યું છે, અને એ બીબા વડે ઈ. સ. ૧૮૧૧ મા ' બૉમ્બે કુરીઅર ' નામના છાપામાં છપાએલી જાહેર ખબરનો તાદૃશ નમૂનો પણ એ વૉલ્યુમમા છાપેલો છે. પરંતુ સોસાએટી તો તેનાથી ત્રણ વરસ પહેલાનુ જૂનું, ઈ. ૧૮૦૮ નું પુસ્તક પ્રસ્તુત સંગ્રહમા ધરાવે છે, અને આજસુધી મળી આવેલી હકીકતોને આધારે તો ગુજરાતી બીબાછાપનો તે જૂનામા જૂનો અવશેષ છે. સોસાએટીને માટે આ જેવાતેવા અભિમાનનો વિષય નથી. ઉપરના લેખમા મિ. પેમાસ્તરે ઉતારેલા એક વ્યાખ્યાનના અવતરણમા જણાવવામાં આવ્યુ છે કે ' બૉમ્બે કુરીઅર 'મા છેક ઇ. સ. ૧૭૯૭ થી ગુજરાતી ભાષામા જાહેરખબર છપાતી આવી છે પણ તેટલો જૂનો કોઈ નમૂનો હાથ ન લાગે ત્યા સુધી તો ઉપર જણાવેલો ઈ ૧૮૦૮ વાળો નમૂનો તે જૂનામા જૂનો હયાત નમૂનો છે.

ઈ. સ. ૧૯૧૨ ના ' ગુજરાતી 'ના દીવાળીના અંકને પહેલે પાને ' ગુજરાતી મુદ્રણકલાની શતવર્ષી ' નામનો એક ઉપયોગીને માહિતીપૂર્ણ લેખ છે. તેમા લેખકનુ નામ આપેલુ નથી; પરતુ જાણકારો તરત જાણી શકે કે અર્વાચીન ગુજરાતી મુદ્રણકળાના ક્ષેત્રમા રસપૂર્વક ને પ્રગતિકારક પ્રથમ પગલા માંડનાર શ્રી મણિલાલ ઇચ્છારામ દેસાઈનો એ લખેલો છે. એમણે ગુજરાતી મુદ્રણકલાનો જન્મ ઈ. સ. ૧૮૧૨ મા ગણી ઇ. ૧૯૧૨ મા તેની શતવર્ષી હોવાનુ ગણાવ્યુ છે તે ન સમજાય એવું છે. એ લેખમા પ્રથમ ગુજરાતી બીબા વિષે એવી માહિતી છે કે ' ઈ. સ. ૧૭૯૦મા " બૉમ્બે કુરીઅર " છાપુ પ્રગટ થયુ....... બૉમ્બે કુરીઅર છાપખાનામા રહેલા કોઈ પારસી, કે જેનુ નામ આજે પ્રસિદ્ધિમા નથી, તેણે ઇ. ૧૭૯૭ મા કેટલાક ગુજરાતી અક્ષર બનાવી " બૉમ્બે કુરીઅર " પત્રના એક અંકમા જાહેર ખબરમા તેનો ઉપયોગ કીધેલો જણાય છે. એ લેખે ઇ. ૧૭૯૭ એ ગુજરાતી બીબાનુ જન્મવર્ષ ગણી શકાય. ' 'બૉમ્બે કુરીઅર'

વાળા એ બીબા કયા, આ ‘ ડ્રમંડ કૃત વ્યાકરણ ’ એમા જ છપાયુ હશે કે કેમ, નહિ તો એ બીબાની છાપનો નમૂનો આજે હયાત હશે કે કેમ એ બધી જિજ્ઞાસાપ્રેરક બાબતો માટે આજે આપણે માત્ર કલ્પના જ કરવાની રહે છે. એમ પણ કેમ ન હોય કે એ ‘ બૉમ્બે કુરીઅર ’ ની પહેલા પણ કોઇ ગુજરાતી બીબા કોરાયા હોય ! મુદ્રણકલા વિષે આપણો રસ આજે કેળવાતો જાય છે એ શુભ ચિહ્ન આશા આપે છે કે ભવિષ્યમા એ વિષયની શોધખોળ કોઇ જૂના ઉપયોગી નમૂના અને બીબાના મૂળની બાબતમા વધુ પ્રકાશ પાડશે ત્યાસુધી, કલ્પનાવિહાર છોડી દઈને અત્યારે નજર આગળ પડેલી ઈ ૧૮૦૮ ની સાલની—આજથી લગભગ સવાસો વર્ષ પહેલા છપાએલી આ છાપના બીબાને જ ગૂજરાતી બીબાના આદ્ય વડવા ગણીએ તો ખોટુ નથી.

ખાસ ધ્યાન ખેચે એવો મુદ્દો તો એ છે કે આ બીબાનો મરોડ ધાટીલો, એકધારો, ચોકખો ને સુદર છે. આજના કરતા એ વેળાના શરૂઆતના બીબા ઘાટ તથા મરોડમા કેટલા જુદા પડતા તે સરખાવી જોવા માટે ચિત્રપ્લેટ ન ૭ ઉપર ઇ. ૧૮૨૨મા એ જ મુબઇ સમાચાર પ્રેસમા છપાએલા ‘ અગ્રેજી વ્યાકરણ ’ ના અગ્રપૃષ્ઠનો મોટા કદનો નમૂનો છાપ્યો છે, તે જોવો રસદાયક થઇ પડશે.

૧૮૦૮ના વ્યાકરણ અને તેની જ જોડે છાપેલા ૧૮૨૪ના પચોપાખ્યાન પછી ધ્યાન ખેચે તેવો નમૂનો ૧૮૨૬મા બહાર પડેલી ‘ગણિતકૃતિ અથવા ગણિતમાર્ગ’ની બીજી આવૃત્તિનો છે તેની પહેલી આવૃત્તિ એથી પણ વહેલી બહાર પડી હશે. શિક્ષણનો પ્રચાર એ જમાનામા કેવી ઝડપે આગળ વધ્યો હશે તે કેળવણીના વિધવિધ વિભાગોના મળી આવતા પુસ્તકો ઉપરથી જણાય છે. આ નમૂનાઓમા બાગાખડીના ને સ્પેલિંગ-બુકના પુસ્તકો છે, વ્યાકરણ ને ગણિત છે, વાચનને માટે મકલખ (મૅક કુલૉક Mac Culloch-નો એ વેળાનો ગુજરાતી ઉચ્ચાર )ની ‘ફર્સ્ટ રીડિંગ’નો તરજુમો અને ડાડ્સ્લીની કેટલીએક વાતોનુ ભાષાતર’ છે, તેમજ પચોપાખ્યાન (૧૮૨૪) ગુજરાતી બોધવચન (૧૮૨૬), ઇસપનીતિની કથાઓ (૧૮૨૮), ગુજરાતી બાલમિત્ર (૧૮૩૩), નીતિદર્પણ (૧૮૪૭) તથા ગરબાવળી પણ છે. ગણિતના એક નહિ પણ વધારે પ્રકારના પુસ્તકો પ્રગટ થયા હશે તે આ સગ્રહમાના ત્રણ નમૂના—ગણિતકૃતિ (૧૮૨૬), ગણિતવ્હેવારની ચોપડી (૧૮૨૮) તથા શિક્ષામાલા (૧૮૨૮)—ઉપરથી જણાય છે. શિક્ષામાલામા બીજગણિત,

આદિગ્નારણુ ભૂમિતિ, ત્રિકોણમિતિ અને લાગ્રતમ (લૉગેરિધમ્સ) સુદ્ધાનો સમાવેશ થાય છે જનસામાન્યને ઉપયોગી વાચન પણ ઘણુ છે તે વેગાની વ્યવહારની હૅન્ડબુક જેવી, સર્વ ગ્નાનના સાગરૂપી 'શશારનહેવાર'ની વિયાત ચોપડી અને ગુનગકાવની તથા સદેવન્ત માવળીંગાની વાતો જેમ એક વર્ગને રૂચતી, તેમ બીજા વર્ગને ઉદ્ધવગીતા, વિદુરનીતિ, અખાજીના છપ્પા તથા કીર્તનાવલિ રૂચતી ભદ્રાભામની, બત્રીસ પુતળી, કામધેનુ અને ઉદ્યમ કર્મ સવાદ એ સામાન્ય વાચનની કક્ષા બનાવે છે

**ગ્રંથરચનામાં સૌંદર્યદૃષ્ટિ**

ઉપર બીબા વિષે જેનો ખાસ નિર્દેશ કર્યો છે તે સિવાયના બાકીના ઉપના પુસ્તકો શીલાછાપના છે બીબાછાપના પુસ્તકોમા સાધનોની મર્યાદાને લીધે એક ચોક્કસ પ્રકારનુ જે ધોરણ સ્થાપ છે તેમજ ભૌમિતિક ચોકસાઈવાળા રૂપરંગ ગ્યાય છે તેનુ સૌંદર્ય એક પ્રકારનુ છે, જ્યારે શિલાછાપમા લખવા આલેખવાનુ લહીઆને હાથ વડે કરવાનુ હોવાથી તેમા માનવ કળાને વિહાર કરવાનો જે અવકાશ રહે છે તેને લીધે આવતુ સૌદર્ય જુદા પ્રકારનું હોય છે બીબાના મરોડ એક કે બે ચોક્કસ પ્રકારના હોય છે, જ્યારે શિલાછાપમા વ્યક્તિગત આલેખ થતા હોવાને લીધે જુદાજુદા મરોડ જોવા મળે છે. ગોઠવણી મુદ્રણમા બીબાછાપના સાધનો હાથ બાંધી રાખે છે, જ્યારે લહીઆની લેખિની, કલ્પનાવતી હોય તો, ચાહે તેટલી લીલા બનાવી શકે છે આ દાષ્ટએ આ બધા નમૂના અવલોકવાથી, તેના અગ્રપૃષ્ઠોના રૂપવિધાન અને પૃષ્ઠરચનાની પદ્ધતિઓમા ઘણી વિવિધતા જોવા મળશે

ઉપર જણાવ્યુ તેમ નમૂનાઓનો મોટો ભાગ શીલાછાપથી છપાએલા પુસ્તકોનો જ છે બીબાછાપના નમૂનાઓમા પ્રાચીનતાની દૃષ્ટિએ ચિત્રપ્લેટ ન ૧ માનું ડ્રમન્ડ કૃત વ્યાકરણ (૧૮૦૮) પ્લેટ ન ૭ માનુ અંગ્રેજી વ્યાકરણ (૧૮૨૨), પ્લેટ નં ૧ ના પંચોપાખ્યાન (૧૮૨૪), તથા મેવર સ્પેલિંગ બુક (૧૮૩૭) એટલામા બીબાનો મરોડ જોવા જેવો છે. આજના બીબાનો એ આદિ પૂર્વજ શીલાલેખનની ઢબને મળતો છતા બીબાપદ્ધતિની ધોરણસરથી નિશ્ચિત સ્વરૂપ પામેલો છે તે પછી કાળગએલી તેની બીજી પેઢીઓ વચ્ચે લાક્ષણિકતાનો એટલો ભેદ જણાતો નથી, એ 'બોધકથા' (૧૮૪૮) અને ડાંડિયો (૧૮૬૬)ના બીબા તપાસવાથી જણાશે ડાંડિયો નીકળ્યો ત્યારે તો મુદ્રણકલા ઠીક વિકાસ પામી ગઈ હતી તાજેતરમા ઉજવાએલી નર્મદ શતાબ્દીને અંગે કવિ નર્મદાશંકરના એ લોકમાન્ય પાક્ષિકના અપ્રાપ્ય અંકો જોવા વિષે લોકોની જે જિજ્ઞાસા જાગૃત થએલી તે તેની પ્રતિકૃતિની આ રજુઆથી તૃપ્ત થશે

ગ્રંથોમા સુશોભનો અને ચિત્રોનુ આલેખન પણ ગ્રંથલેખનની સાથોસાથ જ જૂના કાળથી આપણે ત્યા ચાલતુ આવેલુ છે,—બ કે ઘણા કિસ્સાઓમા તો ચિત્રાલેખન જ ગ્રંથનુ અગત્યનુ અગ બનેલુ છે, એ ઘણા પ્રાચીન ઓળિયા તથા હસ્તલિખિત પ્રતો પરથી જણાય છે, એટલે ઉપર જણાવેલા મુદ્રિત ગ્રંથોમા તે પણ ઊતરે એ સ્વાભાવિક છે જે પુસ્તકો આ સગ્રહમા છે તે ઉપરથી જોકે તેની વિપુલતા જણાતી નથી, તેમજ ગુજરાતની લાક્ષણિક આલેખનપદ્ધતિની પ્રાચીન પ્રણાલિ પણ મોટે ભાગે લુપ્તપ્રાય થએલી તેમા જણાય છે અને પશ્ચિમની અસરનો પાશ ધીમે ધીમે વધતો ને વધતો લાગતો આવેલો સ્પષ્ટ જોઇ શકાય છે.

કથાચિત્રો (Book Illustrations)ના આલેખનોની સાથોસાથ ગ્રંથશોભન (Decoration) ના નમૂના પણ પ્રસ્તુત સગ્રહમા છે પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોમા મોટે ભાગે કિનારો અને વેલપત્તીઓના શોભનો જે પાનેપાને થતા તેને બદલે હવે માત્ર અગ્રપૃષ્ટ (Title Page) ને જ શણગારવામા એ શોભનોની પરિસમાપ્તિ થાય છે તેનુ કારણ મુદ્રણમા શોભનોની વિપુલતા કદાચ પોસાતી નહિ હોય એ હોઇ શકે જેટલા થયા છે તેટલા શીલાછાપમા જ, બીબાવાળા મુદ્રણમા તો એનો સભવ નથી, કેમકે એન્ગ્રેવિંગ કે બ્લૉકની પદ્ધતિ મુદ્રણમા દાખલ થવાને હજી ઘણી વાર છે ઉપરાત ચિત્રાલેખનની પરપરા પણ આથમવા આવી હશે એમ તેના ઊતરતી દશાને પામતા જતા આલેખન પરથી જણાય છે

ગુજરાતના વાઙ્મયવિકાસના સભાન અને ખતીલા પ્રયત્નો શરૂ થયા તે કાળની ચાર લોકપ્રિય અને સરસ્મરી કૃતિઓની પહેલી આવૃત્તિઓના અગ્રપૃષ્ઠોની પ્રતિકૃતિઓ ચિત્ર પ્લેટ ન ૬ મા આપેલી છે કવિ દલપતરામે સારોદ્ધાર કરેલુ પહેનવહેલુ 'કાવ્યદોહન', મહીપતરામનો જનતાપ્રિય 'વનરાજચાવડો', ગુજરાતની પહેલી સરકારી નવલકથાનો યશ પામેનો નદશકરનો 'કરણ ઘેલો', તથા કવિ નર્મદાશકરે પુસ્તકાકારે પ્રકટ કર્યા પહેના છુટા છુટા અક (ભાગ) રૂપે બહાર પાડેના તેના લોકવિશ્રુત અને મહાભારત કાર્ય 'નર્મકોશ'નો પહેલો ભાગ—એ ચારે પુસ્તકોની પ્રથમાવૃત્તિઓ જે આજે દુષ્પ્રાપ્ય જેવી છે તેનુ સ્વરૂપદર્શન આ સગ્રહમા આપણને જોવા મળે છે, એ યશ પણ પુરાગ્રથ-સગ્રહના શૉખને જ છે

કાળના વિશાળા પટપર વેરવિખેર પડેલા, પ્રજાસસ્કારના ઇતિહાસના ગત્નરૂપ મમા અવશેષો સઘરવાના શૉખ વિષેનો આ અગુલિનિર્દેશ એ પ્રત્યે કોઇને પણ પ્રેરવામા નિમિત્ત રૂપ થશે તો આ લેખ સફળ થયો લેખીશ

**બચુભાઈ રાવત**

# સૂચી

## ગ્રંથકાર ચરિત્રાવળી

### ( ગ્રંથ અને ગ્રંથકાર પુસ્તક ૧-૨-૩-૪-૫ )

| | | | |
|---|---|---|---|
| ૨૧૩ | ગજેન્દ્ર સોમનારાયણ દલાલ | પહેલુ | ૧૬૬ |
| ૨૧૪ | રામલાલ ચુનીલાલ મોદી | ,, | ૧૬૮ |
| ૨૧૫ | રામનારાયણ વિશ્વનાથ પાઠક | ,, | ૧૭૦ |
| ૨૧૬ | રામમોહનરાય જસવંતરાય દેસાઈ | ,, | ૧૭૩ |
| ૨૧૭ | રામચંદ્ર દામોદર શુકલ | ત્રીજુ | ૭૦ |
| ૨૧૮ | રામપ્રસાદ કાશીપ્રસાદ દેશાઈ | ,, | ૭૧ |
| ૨૧૯ | રામપ્રસાદ મોહનલાલ શુકલ | ચોથુ | ૧૫૨ |
| ૨૨૦ | રૂસ્તમજી બરજોરજી પેમાસ્તર | પાંચમુ | ૧૬૩ |
| ૨૨૧ | રેવાશંકર ઓઘડભાઈ સોમપુરા | બીજુ | ૯૭ |
| ૨૨૨ | રંજનલાલ હરિલાલ પંડ્યા | પહેલુ | ૧૭૫ |
| ૨૨૩ | રંગીનદાસ લક્ષ્મિદાસ સુતરીઆ | ચોથુ | ૧૫૩ |
| ૨૨૪ | શ્રી લક્ષ્મીબહેન ગોકળદાસ ડોસાણી | બીજુ | ૯૯ |
| ૨૨૫ | લક્ષ્મણરામ કાશીરામ રાભી | ત્રીજુ | ૭૩ |
| ૨૨૬ | લલિતમોહન ચુનીલાલ ગાંધી | ,, | ૭૪ |
| ૨૨૭ | સૌ લીલાવતી મુનશી | બીજુ | ૧૦૦ |
| ૨૨૮ | વલ્લભજી ભાણજી મહેતા | બીજુ | ૧૦૨ |
| ૨૨૯ | વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી | ચોથુ | ૧૫૫ |
| ૨૩૦ | વાસુદેવ રામચંદ્ર રાવત | ત્રીજુ | ૭૫ |
| ૨૩૧ | વિજયરાય કલ્યાણરાય વૈદ્ય | પહેલુ | ૧૭૬ |
| ૨૩૨ | વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય | ,, | ૧૭૮ |
| ૨૩૩ | વિશ્વનાથ મગનલાલ ભટ્ટ | ,, | ૧૮૦ |
| ૨૩૪ | લેડી વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ | ,, | ૧૮૨ |
| ૨૩૫ | સૌ વિમળાગૌરી મોતિલાલ સેતલવાડ | ,, | ૧૮૪ |
| ૨૩૬ | વિદ્યાશંકર કરૂણાશંકર આચાર્ય | બીજુ | ૧૦૩ |
| ૨૩૭ | વિઠ્ઠલરાય ગોવર્ધનપ્રસાદ વ્યાસ | ,, | ૧૦૪ |
| ૨૩૮ | મુનિ વિદ્યાવિજય | ,, | ૧૨૮ |
| ૨૩૯ | વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ | ત્રીજુ | ૭૭ |
| ૨૪૦ | શ્રી વિનોદિની રમણભાઇ નીલકંઠ | ,, | ૭૯ |
| ૨૪૧ | વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી | ,, | ૮૦ |
| ૨૪૨ | વિજ્યેન્દ્રસુરી આચાર્ય | પાંચમુ | ૧૭૯ |
| ૨૪૩ | વ્યોમેશચંદ્ર જનાર્દન પાઠકજી | ત્રીજું | ૮૧ |
| ૨૪૪ | સૌ શારદાબ્હેન સુમન્ત મહેતા | પહેલુ | ૧૮૫ |